શ્રી

# શ્રાવિકા ભૂષણ

ચતુર્થ અલંકાર.

પ્રસિદ્ધ કર્તા,

શ્રી લાલન નિકેતન

મઢડા.

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫

કિંમત ૨-૦-૦

# ખુલાસો.

શ્રી પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી પ્રસિદ્ધ થયેલા પુસ્તકોને 'શ્રી લાખન નિકેતન ગ્રથમાળા' તરીકે પ્રસિદ્ધ કરવામા આવ્યા છે તે સબધી ખુલાસો 'મઢડા આશ્રમના હેવાલમા' નીચે પ્રમાણે આપવામા આવેલ છે

'શ્રી લાખન નિકેતન ગ્રથમાળા.'

"સવત્ ૧૯૮૦ (ઇ. સ ૧૯૨૪) મા શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના વ્યવસ્થાપકોએ વર્ગની સસ્થા બધ કરી અને તેમને હસ્તક પુસ્તકોનો જે સગ્રહ હતો તે, પુસ્તક મદિર નામે ઓરડો અને પુસ્તકો ગખવાના કબાટો લાખન નિકેતનને અર્પણ કર્યા એ પુસ્તકોને સુધારી લાખન નિકેતન ગ્રન્થમાળા તરીકે પ્રગટ કરવાનો નિર્ણય કરવામા આવ્યો

"વસ્તુત શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની સસ્થા સવત્ ૧૯૫૯ (ઇ સ ૧૯૦૩) મા પાલીતાણામા મે મારા કચ્છી જૈન મિત્રોની સહાયતાથી સ્થાપી હતી એ સસ્થાની મે દશ વર્ષ સુધી માનદ મત્રી તરીકે વ્યવસ્થા કરી હતી તે દરમ્યાન કચ્છી જૈન શ્રીમતોની સહાયતાથી પાલીતાણામા જૈન બોર્ડિંગ, જૈન વિધવાશ્રમ, "આનદ" માસીક અને જૈન પુસ્તક પ્રકાશન સસ્થાઓ, ભાવનગરમાં આનદ પ્રીન્ટીંગ પ્રેસ, કચ્છમા કચ્છી જૈન બાલાશ્રમ, જૈન કન્યાશાળાઓ અને પાઠશાળાઓ તેમજ મુબઇમા કચ્છી જૈન મહિલા સમાજ અને શ્રાવિકાશાળા વિગેરે સસ્થાઓની મે સ્થાપના કરી હતી

"સવત્ ૧૯૬૯ (ઇ સ ૧૯૧૩) મા પાલીતાણામા પૂરની ભયકર હોનારત થતા શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગને ભારે ખોટ ખમવી પડી હતી તા ૨૪-૬-૧૩ ના રોજ મે એ વર્ગ અને તેને હસ્તક ચાલતી સઘળી સસ્થાઓમાથી મારી માદગીના કારણે રાજીનામુ આપ્યુ હતુ તે વખતે મારી સાથે બીજા પણ કેટલાક વ્યવસ્થાપકોએ રાજીનામા આપ્યા હતા તેથી જૈન બોર્ડિંગ તેના ફડ સાથે તેના ટ્રસ્ટીઓને સુપ્રત કરવામા આવી. કચ્છી જૈન બાલાશ્રમ

માટે નવી વ્યવસ્થાપક સમિતી નિયત કરી જેને એ સંસ્થા સુપ્રત કરવામાં આવી વર્ગના બાર્યું જે વ્યવસ્થાપકો રહ્યા હતા તેમણે આનંદ પ્રીન્ટીંગ પ્રેસ ભાઈ દેવચંદ દામજી કુંડલાકરને વેચાતુ આપી તેની જે રકમ આવી તેમાંથી લેણદારોનું લેણું ચુકવી આપી બાકી વધેલી રકમમાંથી રૂ. ૧૫૦૦, એ કે રૂપીયા દોઢ હજાર ખર્ચી એક પુસ્તક મંદિર બંધાવ્યુ, અને તેમાં રેલની હોનારત વખતે ભીંજાયેલા પુસ્તકો રાખવામા આવ્યા. એ પુસ્તકોની કંઈ પણ વ્યવસ્થા તેઓ કરી શક્યા નહિ તેથી તેઓએ શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની સંસ્થા બંધ કરી અને પુસ્તકો લાલન નિકેતનને અર્પણ કર્યા ”

કહેવાની જરૂર નથી કે શ્રી પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગમાં હું ઓનરરી મંત્રી હતો ત્યારે ‘પુસ્તક પ્રકાશન’ની જવાબદારી મારે શિરે હતી અને એજ જવાબદારી આજે ફરી મારા શિરપર આવી છે.

વર્ગ તરફથી નાના-મ્હોટા લગભગ પાંચ ડઝન પુસ્તકો દસ વર્ષમાં પ્રગટ કરવામાં આવ્યા હતા તેમા શ્રાવિકા-ભૂષણના ચારે ભાગ, સતી મંડળના બે ભાગ શ્રાવિકા સુબોધ દર્પણ વિગેરેની યોજના મહીલાઓ માટે હિતાકુમારીના બે ભાગ મુનિઓ માટે, જૈન પ્રવિશપોથીના ચાર ભાગ અને જૈન પહેલી-બીજી વિદ્યાર્થીઓ માટે, આનંદમંદિર, પાંડવપ્રબોધ, દાનવીર રત્નપાળ, ઉત્તમકુમાર ધર્મ-શ્રી ધ્યાનંદ અને પુણ્યપ્રભાવ સામાન્ય જનસમાજ માટે અને તત્વ ભૂમિમાં પ્રવેશ જૈન શશિકાંત, તત્વચિંતામણી ધર્મરત્ન પ્રકરણના ત્રણ ભાગ, ઉપદેશ પદ, ઉપદેશ રત્નાકર અને અધ્યાત્મસાર તાત્વિક બોધના અભિલાષીઓ માટે યોજવામાં આવ્યા હતા

સંવત્ ૧૯૬૯ માં પાલીતાણામાં પાણીની રેલ જે આવી ન હત, તો આજે એ સંસ્થા તરફથી સપ્યાબંધ સુબોધક પુસ્તકો પ્રગટ થઈ ચૂકતે, પણ જે ભાવીને ગમ્યુ તે ખરૂ ઉપરોક્ત તમામ પુસ્તકોની યોજના મે કેવળ હિતબુદ્ધિથીજ કરી હતી એ કહેવાની આવશ્યકતા રહેતી નથી

સંવત ૧૯૮૩ }
સને ૧૯૨૭ }

**શાહ શિવજી દેવસિંહ,**
ઓનરરી મંત્રી, લાલન નિકેતન—મઢડા.



॥ श्री सर्वज्ञाय नमः ॥

# ॥श्री श्राविका भूषण॥

## ( चतुर्थ अलंकार. )



### नमस्कारात्मकमंगलाचरण.

સ્રગ્ધરા.

જે નિત્યે [1]જ્ઞાનતેજે અધિક ચળકતા શુદ્ધ ચારિત્રધારી,
જેણે ઉદ્યોત આપી સુખકર જગમાં ધર્મકીર્તિ પ્રસારી,
જેણે પૂર્ણપ્રેમે પરહિત કરતા [2]પુણ્યમાર્ગો પ્રસાર્યા,
આપો કલ્યાણ તે શ્રીજિનવર જનને [3]જેણે ભવ્ય તાર્યા ૧

---

૧ જ્ઞાન રૂપ તેજથી ૨ પુણ્યના માર્ગો. ૩ જેણે ભવ્ય પ્રાણીને તાર્યા છે, તેઓ કલ્યાણ આપો

# શ્રાવિકાઓને સદ્બોધ.

## શાર્દૂલવિક્રીડિત

નિ પે થી અરિહંત પૂજન કરી પ્રેમે [1]પઢો ને ન્તવે
ગાઓ મંગળ ગીત તે પ્રભુતણાં સત્કાવ્ય તેના [2]કવે
આરાધો ગુરૂભક્તિ ભાવ ધરીને પાળો [3]નિરૂઢે દય
સર્વે શ્રાવક સુંદરી હૃદયમાં ધારો અલંકાર આ

ધારો ધર્મવતી બની હૃદયથી શૃંગાર જે શીળનો,
રાખો પ્રેમ પવિત્ર શુદ્ધ હૃદયે જે રંગ છે હીરનો,
પામી શ્રાવક જન્મ પુણ્ય બળથી લેખે કરો તે સદા,
સર્વે શ્રાવક સુંદરી હૃદયમાં ધારો અલંકાર આ

રાખો દુર્ગુણ દૂર [4]અંતર થકી ધારી રહો ધર્મને,
દીપાવો [5]કુળદીપિકા સ્વકુળને સારાં કરી કર્મને,
ત્યારે સુખ સાધન નવતના ગણો [6]ખરો સાર આ,
સર્વે શ્રાવક સુંદરી હૃદયમાં ધારો અલંકાર આ

સેવો શીળ ઉમંગ [illegible] પરના સ્નેહે સદા ટેકમાં,
આજ્ઞા [7]નાથતણી ધરી નિત્ય રહો ધિ નિર્મળ નેકમાં,
એ નીતિ શુભકાર શુદ્ધ મળશે જે વાંચતાં [8]પ્રમદા,
સર્વે શ્રાવક સુંદરી હૃદયમાં ધારો અલંકાર આ

જે આપે શુભ બોધ નિર્મળ મતિ સ્થાપે સદાચારને,
કાઢે સદ્ધર્મ જૈનકુળના [9]હારી દુરાચારને,
સર્વે જે ઉપદેશ અંતર વિષે આપે રૂડી ધારણા,
સર્વે શ્રાવકસુંદરી હૃદયમાં ધારો અલંકાર આ

---

૧ [illegible] ૨ કવિતા [illegible] ૩ મ[illegible] પામન અને સાવની [illegible]
[illegible] ૧૮ ૧ [illegible]
[illegible] ૯ [illegible]

### ઉપજાતિ.

જે ઈચ્છતાં [૧]ધાર્મિક બોધ લેવા,
વાંછો સદા જે [૨]શુભશીળ સેવા,
જે બોધ લઈ [૩]અ તર નિત્ય [૪]રાચો,
તો શ્રાવિકા ભૂષણ નિત્ય વાંચો ૧

જે શ્રાવિકા જીવનને સુધારો,
સંસાર સારો કરવા વિચારો,
લેવો કદિ હોય [૫]સુમાર્ગ સાચો,
તો શ્રાવિકા ભૂષણ નિત્ય વાંચો ૨

જે જાણવા ધાર્મિક તત્ત્વ ધારો,
દૂરે કરી ચિત્તથી દુર્વિચારો,
ન રાખવો હોય સુબોધ કાચો,
તો શ્રાવિકા ભૂષણ નિત્ય વાંચો ૩

---

મણિ ઉતાવળી ઉતાવળી ગંગાની પાસે આવે છે અને કહે
ગગાકાકી, જગતમા કહેવાય છે કે "શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ"
કે "સારાં કામમાં ઘણાં વિઘ્નો આવે છે" તે વાત ખરેખરી
બરાબર ધર્મવાર્તાને સમયે મારે એક વિઘ્ન આવી પ-
છ અને હુ ખરેખરી ઉપાધિમા આવી પડી છુ

ગંગા—એવી શી ઉપાધિ આવી પડી છે ?

મણિ—મારી મામીની દીકરી કુલી કુવામા પડી છે, તેને
તી કાઢી છે, પણ તે હજુ કાઇ ખાતીપીતી નથી, માટે મારે
સમજાવા જાવુ છે, અને આપણો ધર્મવાર્ત્તા કરવાનો વખત
ગયો છે હું બનતા સુધી વેહેલી આવી પહોચીશ, પણ કદિ
વિલબ થાય તો પછી તમે મને આજના ઉપદેશની વાત કહી

---

૧ ધર્મ સબધી. ૨ શીળવ્રતને સાચવવા ૩ હૃદયમા ૪ રાજી
થા ૫ સારો માર્ગ

સંભળાવજો, અને જો વખતે મારા પૂજ્ય કાકા મને યાદ કરે તો
આ વાત કહેજો કાકી, મારા પૂજ્ય કાકા ક્યાં ગયા છે?

ગંગા—મણિ, એ તો દહેરે પૂજા કરવા ગયા છે

ગંગા—મણિ, તે શામાટે કુવામા પડી છે?

મણિ—તેણી જેઠાણીએ તેણીને મેહેણું આપ્યું, તે ઉપરથી
તેને રીસ ચડી અને તેથી તેણીએ આત્મઘાત કરવાને કુવામા પડતું
મુક્યુ હતુ, પણ સારા નશીબે લોકો આવી પુગવાથી તે બની
ગઈ છે

ગંગા—એવુ તે શુ મેહેણુ માર્યું હશે કે જેથી તેણીને કુવા
મા પડતુ પડ્યુ? એ વાત તારા જાણવામા છે?

મણિ—ગઈ રાતે મારી બાએ જે વાત સાભળી હતી, તે
મારા જાણવામા આવી છે તે સાચી કે ખોટી એ વાત જ્ઞાની જાણે
પણ મને તે વાત સાચી લાગે છે

ગંગા—જો કહેવા જેવી હોય તો કહે

મણિ—મારા મામાનુ નામ સાકળચંદ છે, તેઓ જ્ઞાતે શ્રી
માળી વાણીયા છે મારી મામીનુ નામ પ્રાણકુવર છે તેઓ અને
શ્રાવકકુળમા જન્મ્યા છે તેમના કુળમા પરંપરાથી જૈન ધર્મ ચા
લ્યો આવે છે તેને એક દીકરો અને એક દીકરી છે જે આ કુવા
મા પડનારી કુલી તે તેની દીકરી થાય છે કુલી બાળપણથી બુદ્ધિ
શાળી હતી, અને તેણીની પ્રકૃતિ ઘણી રીસાળ હતી તે શિવાય
બીજો કોઈ પણ અવગુણ તેણીનામા હતો નહીં, વળી તે થોડુ
ભણેની છે, તેથી તેણીને વાચતા લખતા આવડે છે

કુલીની ઉમ્મર જ્યારે બાર વર્ષની થઈ ત્યારે તેના પિતા સ
ાકળચંદ તેણીનુ વેવિશાળ કરવાની ચિંતામાં પડ્યા હતા ત્યાસુ
ધી સાકળચંદની બુદ્ધિ શુદ્ધ હતી કુલીને જોઈ સારૂ ઘર તથા
જોઈ આપવી એવો તેનો નિશ્ચય હતો, કારણકે સાકળચંદનુ
કુળ સારૂં ગણાતુ હતુ તેના કુટુબના કોઈ પણ પુરૂષે કન્યાવિક્ર
ય કરેલો નહતો, અને સાકળચંદ તેને ધિક્કારતો પણ હતો

કુલીના સાસરાનુ નામ દેવચંદ હતુ તે સાધારણ સ્થિતિ

માણસ હતો દેવચંદનું કુટુંબ ઘણા વર્ષ પહેલા મારૂ ગણાયેલ, પણ વચમા કોઈ પુરૂષે કન્યાવિક્રય કરેલ, તેથી તે દૂષિત થયુ હતુ આ દોષથી કોઈપણ ઉંચા કુળનો ગૃહસ્થ દેવચંદના કુટુંબને પોતાની કન્યા આપતો નહતો એટલે તેના કુળમા દરેક છોકરાને માટે કન્યા ખરીદ કરીને લાવવી પડતી હતી

આ દેવચંદ અને સાકળચંદની વચ્ચે ભાગમા વેપાર ચાલતો હતો તેથી તેઓના વેપારની પેઢી **સાકળચંદ દેવચંદના** નામથી ચાલતી હતી દેવચંદને બે પુત્રો હતા તેઓમા જે જ્યેષ્ઠ પુત્ર હતો, તે કુશીનો વર હતો સાકળચંદ અને દેવચંદની વચ્ચે કેટલાક વર્ષ સુધી વેપાર ચાલ્યો, પણ તે વેપારમા તેઓ જોઈએ તેવો નફો મેળવી શકયા નહીં એમ કરતા છેવટે તેમની પેઢીમા મોટી ખાધ આવી, જે ખાધ પૂરતા તેઓ બંને વેપારી તદ્દન દરિદ્ર સ્થિતિમા આવે તેવુ હતુ

સાકળચંદ ઘણોજ લોભી હતો તે કદિ પ્રાણ જાય તોપણ પૈસો કાઢે તેવો ન હતો દુકાનમા ગમે તેટલી ખાધ હતી, તોપણ તે ખાધ દુકાનમાથી પૂરાય તો પૂરવી પણ પોતાના ઘરમાથી પૈસો કાઢવો નહીં, એવો સાકળચંદનો નિશ્ચય હતો

દેવચંદ લોભી હતો, પણ સાકળચંદના જેવો ન હતો સાકળચંદ લોભને લઈને કોઈ કુળ વિરૂદ્ધ કે ધર્મ વિરૂદ્ધ કામ કરવુ હોય તો કરે તેવો હતો અને દેવચંદ તેવુ કરે તેવો ન હતો જે કામ કરવાથી પોતાની અપકીર્ત્તિ થાય તેવુ હોય તો તે કામમા દેવચંદ કદિ પણ પડતો નહીં તે પોતાના નિશ્ચયને દૃઢ વળગી રહેતો હતો

દેવચંદનો મોટો દીકરો બુદ્ધિમાન્ અને ગુણવાન્ હતો તેથી તેને કોઈ સ્નેહી ગૃહસ્થ તરફથી મફત કન્યા મળી હતી તે કન્યા પરણ્યા પછી આણું વળીને ઘેર આવી હતી તેણીએ કોઈ જાતની કેળવણી લીધી ન હતી તે સ્વભાવે તો છરી અને બોલકી હતી દેવચંદના નાના દીકરાનો સબંધ થતો ન હતો કારણકે તે જોઈએ તેવો બાહોશ અને ભણેલો ન હતો. વળી દેવચંદનુ કુળ હલ-

કુ હોવાથી લોકો મૂરતીયાને જોઇને કન્યા આપવાનો વિચાર ક
રતા હતા, આથી તે છોકરો કુવારો રહ્યો હતો

જ્યારે દેવચદ અને સાકળચદને દુકાનમા ખોટ આવી ત્યારે
દેવચદે તેનો ફડચો કરવા વિચાર કર્યો, અને તે વાત સાકળચદને
જણાવી સાકળચદ લોભી હોવાથી તેણે દેવચદને જણાવ્યુ કે,
હુ ઘરમાથી એક પાઇ પણ આપવાનો નથી જે લેણુદેણુ હોય તે
દુકાનમાથીજ પતાવો

દેવયોગે એવુ બન્યુ કે સાકળચદ દેવચદની દુકાનની પાસે
એક બીજી પેઢી સારી રીતે ચાલતી હતી તે પેઢીએ વેપારમા
સારો નફો મેળવ્યો હતો તે પેઢીવાળાએ સાકળચદ દેવચદની
દુકાન ખરીદ કરવાનો વિચાર કર્યો—બીજી બાજુ બીજી એક પણ
સારી પેઢી ચાલતી હતી, તેણે પણ તે દુકાન ખરીદવાનો વિચાર
કર્યો બન્ને પેઢીના આગેવાનો સાકળચદ દેવચદની દુકાન ખરીદ
કરવા તૈયાર થયા સ્પર્ધાને લઇને તે દુકાનની કીંમત જોસભેર વધી
ગઈ છેવટે એક પેઢીવાળાએ ચડસાચડસીમા ચોગણા નાણા આ
પીને તે દુકાન ખરીદ કરી તે આવેલા દ્રવ્યમાથી સાકળચદ દેવ
ચદની બધી ખાટ પૂરાઈ ગઈ અને માત્ર એક હજાર રૂપીઆ તુ
ટ્યા તે બન્ને ભાગીદારોએ પાચમો પાચસો રૂપીઆ કાઢી તમામ
કરજ પતાવવાનો વિચાર કર્યો દેવચદે પોતાના ભાગના પાચસો
રૂપીઆ આપવાની હા કહી, પણ સાકળચદને તે વાત ગમી નહીં
ઘરમાથી એક પણ પાઈ કાઢવી નહીં, એવો તેનો નિશ્ચય
હતો દેવચદે તેને ઘણો સમજાવ્યો, પણ લોભી સાકળચદ એકનો
બે થયો નહીં આથી દેવચદ ઘણો મુઝાયો માત્ર પાચસો રૂ
પીઆ સારૂ આબરૂ જશે અને ન્યાયાસન આગળ ઘસડાવુ પડશે.
આ ચિંતાથી દેવચદ પોતાના હૃદયમા અતિશય બળવા લાગ્યો
તેણે સાકળચદને ઘણી આજીજી કરી કહ્યુ, તથાપિ સાકળચદે
જરા પણ માન્યુ નહીં

દેવચદ ડાહ્યો અને સમજુ હતો. તેના મનમા વિચાર
થયો કે "સાકળચદને કુશી નામે કન્યા છે, તે મારા નાના પુત્રને

માટે માગણી કરૂ, અને તેના બદલામા તેના ભાગના પાચસો રૂ-પીઆ હુ આપુ આ વાત એ લોભી સાકળચદને પસદ આવશે અને આપણા ઘરમા કન્યા આવશે" આવુ વિચારી દેવચદે સાકળચદને કહ્યુ, ભાઇ સાકળચદ, તમારે ગમે તે રીતે એ પાચસો રૂપીઆ આપ્યા વગર છુટકો નથી કદિ તમારે ઘરમાથી ન કાઢવા હોય તો તેની બીજી ગોઠવણ કરીએ તે સાભળી સાકળચદ એક દમ બોલી ઉઠયો—ભાઇ દેવચદ, બીજી ગમે તે ગોઠવણ કરો તે મારે કબુલ છે દેવચદ બોલ્યો—જો તમે તમારી દીકરી કુલીને મારા નાના પુત્રની વેરે પરણાવો તો ત તમારી વતીના પાચસો રૂપીઆ હું આપુ તે સાભળી સાકળચદ વિચારમા પડયો ક્ષણવાર વિચાર કર્યા પછી એ લોભી વણિકને એ વાત રૂચિકર લાગી કારણ કે ઘરમાથી પૈસા કાઢવા, એ તેને ગમતુ નહતુ સાકળ-ચદે કહ્યુ, "દેવચદ, જો તુ મારા ભાગના રૂપીઆ આપીશ તો હુ મારી પુત્રી કુલીનો સબધ તારા નાના દીકરાની સાથે કરીશ" દેવચદે તે વાત માન્ય કરી બીજે દિવસે નિશ્ચય કરી કુલીનો સબધ દેવચદના નાના પુત્રની સાથે કરવામા આવ્યો

સાકળચદની પુત્રી કુલી જરા કે ળવણી પામેલી હોવાથી તેણીએ કન્યાવિક્રયને લગતા કેટલાએક પુસ્તકો વાચ્યા હતા તે સાથે તેણીએ ગામમા લોકોના મુખથી પણ સાભળ્યુ હતુ કે, "દીકરીનો પૈસો લેવાથી લોકોમા નિદા થાય છે, અને મોટુ પાપ લાગે છે" પણ તેણીના પિતાએ પૈસા લઇને તેણીને પરણાવેલી છે એ વાત તેના જાણવામા આવી ન હતી તેમજ તે ગોઠવણ ઘણી છુપી રીતે કરવામા આવેલ તેથી લોકોના જાણવામા તે વિષે આવ્યુ ન હતું પછી કુલીનો વિવાહ કરવામા આવ્યો અને સાકળચદે છુપી રીતે કન્યાવિક્રયનુ મહાપાપ વ્હોરી લીધુ હતુ સાકળચદે કરેલ આ ગુપ્ત પાપ થોડે થોડે લોકોના જાણવામા આવ્યુ હતુ, અને તેથી તે વિષેની ગામમા અને સઘમા ચર્ચા પણ થઇ હતી, પણ તે વાત કુલીના જાણવામા આવી નહતી

એક વખતે કુલી તેના સાસરા દેવચદને ઘેર રહેતી હતી. કે-

ળવણીના પ્રભાવથી તે પોતાના પૂજ્ય સાસૂ સમરાની સેવા કરતી અને બીજા વડિલ જનને માન આપતી હતી તે સાથે ગૃહકાર્ય કરવામા તે ઘણીજ સુઘડતાથી વર્ત્તતી હતી, એક વખતે કુવી અને તેની જેઠાણી બન્ને બેઠા બેઠા કુળવાનપણાની વાતો કરતા હતા તે વાર્ત્તામા કુળવાન્ સ્ત્રી કોણ કહેવાય ? તે વિષેની ચર્ચા થતી હતી તે વિષય ઉપર ઘણી વાત ચાલ્યા પછી કુવીની જેઠાણીએ પોતાના કુળની પ્રશસા કરવા માટે તેણીએ જણાવ્યુ કે, "કુવી બ્હેન, અમારૂ કુળ ઉંચુ ગણાય છે, અને તેથી અમારા સૂરતીના પારણામાથી વરે છે" આ સાભળીને કુવીએ પણ કહ્યુ કે "અમારૂ કુળ પણ ઉંચુ છે અને અમારા કુળના છોકરાઓને સારા ઘરની કન્યાઓ મળે છે" કુવીના આ પ્રશસાના વચન સાભળી તેણીની જેઠાણીના હૃદયમા સારૂ લાગ્યુ નહિ તે કેળવણી પામેલી ન હતી એટલે વિચાર કર્યા વગર બોલી ઉઠી ' કુવી, તુ શામાટે કુલાય છે? તારા બાપનુ કુળ કેવુ છે ? એ વાત તો સર્વના જાણવામા છે" કુવીએ આશ્ચર્યથી કહ્યું "જેઠાણી, વધારે પડતુ શું બોલો છો? મારા બાપનુ કુળ કાંઈ હીણુ નથી, મારા વડીલોએ જેવા કામ કર્યા છે, તેવા કામ કોઈક ભાગ્યેજ કર્યા હશે" કુવીના મુખથી કુળની પ્રશસાના વધારે પડતા વચનો સાભળી તેની જેઠાણીએ કહ્યુ, કુવી, તુ તારા કુળની વધારે પડતી પ્રશસા શામાટે કરે છે? તારા બાપેજ કન્યાવિક્રય કર્યો છે અને તારા વડિલોની કીર્ત્તિને કલકિત કરી દીધી છે " જેઠાણીના મુખથી આવા નિંદ્ય વચનો સાભળી કુવી કંપી ચાલી તેણીના હૃદયમા ભારે તાપ ઉત્પન્ન થઈ આવ્યો કારણ કે તેના પિતા સાકળચદે તેણીને રૂપિયા લઈ પરણાવી છે, એ વાત તેના જાણવામા ન હતી, આથી તે વધારે સાચ કરવાને બોલી—"જેઠાણી, તમે મારાથી મોટા છો, એટલે તમને વધારે શુ કહેવુ? પણ આવા હલકા ખોટા વચનો તમારે ન બોલવા જોઈએ કોઈની ઉપર ખોટો આરોપ મુકવાથી મોટુ પાપ લાગે છે મારા કુળવાન્ પિતા કદિ પણ કન્યાવિક્રયનુ મહાપાપ કરેજ નહીં" અરે કુવી, હુ જરાપણ ખોટુ બોલતી નથી તારા બા

પં પાચમો રૂપીયા લઇ તને પરણાવી છે, અને આખા જૈન મ ધર્મા પોતાની કુલીનતાને વગોવાવી છે જો આ વાત ખોટી હોય તો તું જે શરત કર તે શરત કરવાને હું તૈયાર છુ” જેઠાણીનાં આવા વચન સાભળી શુદ્ધ હૃદયની કુલીને ઘણું દુઃખ લાગ્યુ તે ઉંચે સ્વરે બોલી—“અરે જેઠાણી, આવુ જુઠું બોલવાથી તને ફી દા પડશે જો મારા પિતાએ કન્યાવિક્રય કરી મને પરણાવી હોય અને એ વાત સાબીત થાય તો હું મારા શરીરનો ત્યાગ કરવાની શરત કરૂં છુ, અને જો તે ખોટી પડે તો તારે તારા શરીરનો ત્યાગ કરવો” આ પ્રમાણે કહી કુલી ત્યાથી ઉઠી પોતાના બાપને ઘેર ચાલી આવી તેની મુખમુદ્રા અતિ શોકાતુર જોઈ તેણીના પિતા સાકળચંદે તેણીને પુછ્યુ “બેટા કુલી તારા મુખ ઉપર આટલો બધો શોક કેમ દેખાય છે ? શુ તને તારા સાસરીયામા કોઇએ દુભવી છે? જે સત્ય હોય તે કહે.” તે પછી કુલીએ પોતાની જેઠાણી સાથે જે વાતચિત થયેલ તે બધી હકીકત પોતાના પિતા સાકળચંદને કહી સભળાવી તે સત્ય વાત સાભળી સાકળચદ લાંબુવાર બોલ્યો નહિ, એટલે કુલીએ કહ્યુ ‘બાપા, શુ એ વાત સાચી છે?” સાકળચંદે કહ્યુ, “બેટા, વાત તો સાચી છે, પણ તારા સાસરા દેવચંદને અમારી દુકાનના ભાગના પાચસો રૂપીઆ મારે રોકડા આપવાના હતા તે રોકડા આપવા ન પડે તે માટે તે રૂપીઆના બદલામા મેં તને તેના દીકરાની સાથે પરણાવેલી છે ’ પોતાના પિતાના મુખથી આ વાત સાભળી કુલીના હૃદયમા ભારે આઘાત થયો તેણી પોંકને પોકે રોવા લાગી એવામા તેની મા દોડી આવી અને તેણીએ રોવાનુ કારણ પુછવા માંડ્યુ એટલે સાકળચંદે જે વાત બની હતી તે કહી આપી મારી મામીને પણ આ વાતની ખબર ન હતી. જ્યારે મારા મામા સાકળચદના મુખથી તે વાત જાણવામા આવી એટલે તેણીને ભારે દુઃખ લાગી આવ્યુ તે વખતે મારી મામીએ મારા મામા સાકળચદને કહ્યુ “સ્વામિનાથ, આ વાતની તો મને પણ ખબર ન હતી તમે આપણા કુળને કલંકિત કર્યુ છે, એટલુજ નહી પણ આપ[?]વિના મારી પુત્રીને મેહેણા

ખાતી કરી છે માત્ર પાચસો રૂપીઆની ખાતર કન્યાવિક્રયનું મહા-
પાપ કરી તમે તમારો શ્રાવકધર્મ ગુમાવ્યો છે તમારા કુળને લા
ગેલો આ ડાઘ કદિ પણ જવાનો નથી શ્રાવકના જેવા ઉચ્ચકુળમાં
જન્મ લઈ તમે નારકીની પીડા વ્હોરી લીધી છે પ્રાણનાથ, જો એ વા
તની મને પ્રથમથી ખબર હોત તો હું તમને એ માર્ગમાંથી પા-
છા વાળત, પણ છુપી રીતે કરેલું આ કામ મારા જાણવામાં આ
વી શક્યું નહીં તમે એમ જાણ્યું હશે કે હું આ કામ છુપી રીતે
કરૂં છું તે કોઈના જાણવામાં નહીં આવે, પણ પાપની વાત પાતા
ળમાંથી પણ પ્રગટ થાય છે, એ તમારે નિશ્ચય માનવું તમે કન્યા
વિક્રય કર્યો, એ વાત સર્વ સ્થળે પ્રસરી ગઈ હશે દાક્ષિણ્યતાને લ
ઈને કોઈએ અમારી આગળ એ વાત કહી નહિ હોય, પણ સર્વે એ
વાતને જાણતા હોવા જોઈએ સ્વામી, તમે મારા શિરછત્ર થયા એ
ટલે હું તમને વધારે કહી શકતી નથી, પણ તમારે સ્થાને મારો
બીજો કોઈ સબંધી હોત તો હું તેનું મુખ જોતજ નહિ કન્યાવિ
ક્રય કરનાર, કરાવનાર અને અનુમોદન કરનાર એ ત્રણે પાપી છે તેવા
પાપીના ઘરનું અન્ન ખાવું એ પણ દૂષિત છે એવા અપવિત્ર અ
ન્નના ભોજનથી કુકર્મ કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે ”

મારી મામીના આ વચનો મારા મામા સાકળચંદ સાંભળી
રહ્યા હતા આ વખતે માતાએ ઉત્સાહિત કરેલી ફુલી રૂદન કરતી
બંધ થઈ આવેશથી બોલી—“ બાપા, હું તમારૂં છોકરૂં છું તમારા
આશ્રય નીચે ઉછરી હું મોટી થઈ છું તમે મારા મહાન્ ઉપકારી
પિતા છો તમ રીસામે અનુચિત વચનો કહેવા, તે યોગ્ય ન કહેવાય
તથાપિ તમારૂં આ કુકર્મ મને બળાત્કારે બોલાવે છે બાપા, જો
તમારે મને માત્ર પાચસો રૂપીઆમાં વેચવી હતી, તો મને વિષ
આપી મારી કેમ ન નાખી ? આ કન્યાવિક્રયના મહાપાપના કરતા
તમને પુત્રી હત્યાનું પાપ થોડું લાગત, એમ હું માનું છું જેમ તમે
છુપી રીતે મારો વિક્રય કર્યો, તેમ જો છુપી રીતે મારો નાશ કર્યો
હોત તો તમારા કુલને આવું કલંક ન લાગત આ તો તમે તમારા
વડિલોને અને તમારા ધર્મને સંઘને માટે કલંકિત કરેલ છે બાપા,

મારી જેઠાણીની સાથે મે શરત કરેલી છે કે, "આ વાત જો સત્ય હોય તો મારે આ શરીરનો નાશ કરવો " તેથી હવે હું મારા જીવનનો અત લાવવા ઇચ્છા રાખુ છુ કારણ કે કદિ હું જીવતી રહું, તોપણ મર્યા જેવીજ છુ "દીકરીના પૈસા લેનાર સાકળચદની પુત્રી, એ મારૂ અપવિત્ર નામ મારા સાસરીઆમા રાખવાની મારી ઇચ્છા નથી "

પુલીના આવા વચન સાભળી મારા લોભી મામા ધીમેથી બોલ્યા—"દીકરી, આટલુ બધુ શામાટે કરે છે? આપણી શ્રાવક કોમમા ઘણા લોકો કન્યાવિક્રય કરે છે મે તો માત્ર પાચસો રૂપીઆ છાના લીધા છે, તે પણ રોકડા ગણી લીધા નથી, પરતુ બીજાઓ તો હજારો રૂપીઆ લે છે અને તે વળી પ્રસિદ્ધ રીતે લે છે, અને તેમા મોટા સમૃદ્ધિવાન્ બની જાય છે માટે તુ આવા હલકા વિચાર છોડી દે દીકરા અથવા દીકરીએ માબાપની આજ્ઞા પ્રમાણે વર્ત્તવુ જોઇએ " મારા મામાના આવા વચન સાભળી પુલી બોલી "બાપા, જે છોકરા માબાપની પાસે રહેતા હોય, માબાપ તેમને પોતાના કરી તેમનુ પાલન કરતા હોય, તેમણે માબાપની આજ્ઞા પ્રમાણે વર્ત્તવુ જોઇએ, પણ મારી બાબતમા તેમ નથી તમે મને પાચસો રૂપીઆમા વેચી દીધી છે, એટલે હવે હુ તમારી આજ્ઞામા રહેવાને બધાએલી નથી હવે મારી માતાની આજ્ઞામા મારે રહેવાનુ છે કારણ કે તે બિચારી મને વેચવામા સામિલ નથી "

ફુલીના આ વચનો સાભળી મારી સામીને વિશેષ દુ ખ ઉત્પન્ન થયુ હતુ પછી તે પુલીને છાતી સાથે દબાવી ઘરમા લઇ ગયા હતા, અને પછી મારા મામા સાકળચદ ચાલ્યા ગયા હતા તે દિવસે શોકમા મગ્ન થયેલી ફુલીએ ખાધુ નહિં, અને ક્ષણે ક્ષણે રૂદન કરી તેણીએ તે રાત્રિ નિર્ગમન કરી

પ્રાત કાળે સૂર્યોદયની પહેલા ફુલી ઉઠીને ઘરની બહાર આવી તે વખતે તેના માતાપિતા સુઇ ગયા હતા ઘર બહાર નીકળી ગામની બહાર આવેલા એક કૂવામા તેણીએ છુપી રીતે ભુસકો માર્યો. તે વખતે તેણીના આયુષ્યના બળથી કોઇ પુરૂષે તે અ-

વાજ સાભળ્યો એટલે તે ઠ્યાણુ પુરૂષ દોડી આવ્યો અને તેણે કુવામા પડી કુસીને જીવતી બહાર કાઢી આ વખતે અરસપરસ વાત જાણવાથી કેટલાએક લોકો એકઠા થઇ ગયા અને તેણીને ઉપાડી મારા મામાને ઘેર લાવ્યા છે, તેથી હુ તેની પાસે જાઉં છુ વખતે જો તે સારી સ્થિતિમા હશે, તો તેને સમજાવી અને ખવરાવી હુ તરત ઉપદેશવાર્ત્તા સાભળવાને આવી પહોચીશ

ગગા—મણિ, આ બધી વાત તારી બાને કોણે કહી હશે?

મણિ—મારા મામાના પડોશમા એક સાગ બીજા મામી રહે છે તેમણે મારી બાને આ બધી વાત કરી હતી ગઇ કાલે ને મારા માસી મારા મામાને ઘેર ગયા હતા ત્યાથી આ બધી વાત તેમના જાણવામા આવી છે

ગગા—ત્યારે તો આ વાત સાચીજ હશે મણિ, તુ જલદી જા, અને તારી બ્હેન કુસીને સમજાવજે, અને તેના આતુર હૃદયને સર્વ રીતે શાત કરજે પછી જો પહોચાય તો ઉપદેશવાર્ત્તામા સાથી પહોચજે

(મણિ ઉતાવળી ઉતાવળી પોતાના મામાને ઘેર જાય છે અને ગગા પોતાને ઘેર આવે છે )

નિત્યનો સમય થયો એટલે ધર્મદાસ શેઠ અને ગગા શ્રાવિકાશાળામા આવે છે તેમને આવતા જોઇ બધી શ્રાવિકાઓ આદીશ્વર ભગવાનની જય બોલાવે છે

પ્રથમ ધર્મદાસ શેઠ નીચે પ્રમાણે મગલાચરણ કરે છે

## मगळाचरण

मगल भगवान् वीरो मगल गौतमप्रभु
मगल स्थूलीभद्राद्य जैनो धर्मोस्तु मगलम्

મગળાચરણ થઈ રહ્યા પછી ધર્મદાસશેઠે પોતાની ઉપદેશ-વાર્ત્તાનો આરભ કર્યો તે વખતે મણિ ઉતાવળી ઉતાવળી આવી ધર્મદાસ શેઠને પ્રણામ કરી તે બેઠી, તે વખતે ગગાએ પુછયુ, મ-

ણિ, તુ આવી પહોંચી તે વધુ સારૂ થયુ જે વાત માટે તુ ગે-
ડાણી હતી, તે વાતનુ શુ થયુ ?

મણિ—પૂજ્ય માતા, મારે નગીના મારી બ્હેન કુસી બચી
ગઇ અને તેને મેં સારી રીતે સમજાવી છે ઘણુ કરીને તે મારી
માજીની સાથે ઉપદેશવાર્ત્તા સાંભળવાને હમણા અહિં આવશે
મારી સાથેજ આવવાની હતી પણ તેણીના હૃદયને લાગેલ શાંતિ
મળ્યા પછી તેને અહીં લાવવી, એવો મારી માજીનો વિચાર હો-
વાથી હુ તેને મુકીને આવી છુ

(એવામા કુસીને લઇને મણિની માજી શ્રાવિકાશાળામા આ-
વે છે તેમની તરફ બધા જોઇ રહે છે)

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, નિત્યનો સમય થ-
યો એટલે આનંદા પોતાની પુત્રી લલિતાને અને બીજી શ્રાવિકા-
ઓને એકઠી કરી પોતાની ઉપદેશવાર્ત્તા કરવાને તયાર થઇ હતી
તે વખતે પ્રેમદા આવેલ નહીં, તેથી આનંદાએ ક્ષણવાર તેની રા
હ જોઇ તેવામા તે પણ ઉતાવળી ઉતાવળી આવી પહોંચી પ્રેમ
દાને આવવામા વિલંબ થવાથી આનંદાએ પુછ્યુ

આનંદા—પ્રેમદા બ્હેન, આજે કેમ વિલંબ થયો? હમેશા ત
મે તો નિયમ પ્રમાણે આવનાર છો, કાંઇ પણ કારણ હશે, તે સિવા
ય તમે કદિ પણ મોડા આવો નહીં

પ્રેમદા—આનંદા બ્હેન, આજે અમારા કુટુંબમા એક મર-
ણ થયુ હતુ તેથી મારે બાળવા જવુ પડ્યુ હતુ તેથી ન્હાવા
વગેરે કરતા મને વાર થઇ છે

આનંદા—તમારા કુટુંબમા કોણ ગુજરી ગયુ છે?

પ્રેમદા—અમારા ભાઇઓમાં એક વૃદ્ધ માણસ ગુજરી ગ
યો છે જો કે તે ગઇ રાત્રે ગુજરી ગયેલ પણ અપુત્ર મરણ પામવા-
થી તેની પાછળ કાણ્યા વગેરે કરવામા ઘણીવાર થઇ હતી તેમાં
વળી પણ એક બીજી ઉપાધિ આવી પડી, એટલે વધારે વાર થઇ પડી

આનંદા—એવી શી ઉપાધિ આવી પડી હતી?

પ્રેમદા—આનંદા બ્હેન, આપણા ગામમા રહેવા કુટવાનો

ઉભા થયેલા છે તેઓમા આપણા દેશમા મરનારની પાછળ રડવા કૂટવાનો અને પછાડો ખાવાનો ઘણો નઠારો રિવાજ ચાલ્યો છે આ રિવાજને લઈને બીજા લોકોમા આપણી ઘણી નિંદા થાય છે જન્મ અને મરણ એ દરેક પ્રાણીને માથે રહેલુ જ છે જેનો જન્મ થયો તેનુ મરણ અવશ્ય થવાનુ છે એ વાત આપણે સારી રીતે જાણીએ છીએ વળી જે માણસ મૃત્યુ પામ્યો તે કદિ પણ પાછો આવવાનો નથી, એ પણ સિદ્ધ છે તે છતા અજ્ઞાનને લઈને આપણે તેની પાછળ અતિશય રૂદન કરીએ છીએ અને છાતી કુટીએ છીએ—એ આપણી કેવી અજ્ઞાનતા છે? જો કે મરનાર માણસ આપણો સબધી હોય અથવા તેની સાથેના પરિચયથી તેના સદ્ગુણોને માટે વિયોગ થતા આપણી લાગણી દુખાય એ સ્વાભાવિક છે, અને તેને લઈને રૂદન વગેરે પણ થાય છે તથાપિ જે હૃદયની લાગણી આપણે બતાવવાની છે તે ભૂલી જઈએ છીએ, અને લૌકિક રિવાજને તાબે થઈ રડવાનુ અને કુટવાનુ મોટુ વાધરુ મચાવીએ છીએ, તે કેવુ વિપરીત છે? મરનારને અત વખતે પચ પરમેષ્ઠીનુ સ્મરણ કરાવવુ જોઈએ, અને તેના કાનમા પવિત્ર નવકાર મત્રનુ સ્મરણ આપવુ જોઈએ, અને પાછળથી તેના આત્માને શાતિ મળે તેવા ઉપાયો કરવા જોઈએ તેને બદલે પ્રાણાત વખતેજ રડાકૂટ કરી તેના આત્માને નઠારૂ ધ્યાન કરાવવુ, તેની વાસના જાગ્રત કરાવવી, એ કેવુ ખરાબ છે? આપણા સબધની અને આપણા પ્રેમની લાગણી બતાવવાનો સમય છે તે સમય ભૂલી જઈ મરનારનુ અકલ્યાણ થાય તેવો માર્ગ આપણે ગ્રહણ કરીએ છીએ, તેના જેવી વિરૂદ્ધ વાત બીજી કઈ હોય?

હે બ્હેનો, વળી આ પ્રસગે મારે જણાવવુ જોઈએ કે, મરનારની પાછળ શેરીએ અને ચકલે રડવાકુટવાનો જે નઠારો રિવાજ આપણા લોકોમા ચાલે છે, તે ઘણો નિંદવા યોગ્ય છે કુળવાન્ ઘરની સ્ત્રીઓ છુટા કેશ મુકી વસ્ત્ર ખસેડી ચકલે અને શેરીએ નિર્લજ્જપણે કુટે છે અને તેમા બેભાનની જેમ અગ ઉઘાડા કરે છે, આ કેવી નઠારી રીત છે? હજારો લોકોની નજરે આવો નિ

નગરે ચાલ છે જે નાની વયનો અથવા અપુત્ર ગુજરી જાય તો તેની પાછળ રડવા કુટવાનુ ધાધલ મોટુ થઇ પડે છે તે સાથે વળી અમુક સબધને લઇને સગા વ્હાલાઓના બૈરાઓને પછાડો ખાવી પડે છે, અને તેથી વખતે વિપરીત બનાવ બને છે આજે એવુ બન્યુ કે, તે મરનારના શબ પાછળ બૈરાઓ રોતા અને કુટતા ચાલતા હતા થોડે દૂર ગયા પછી બધા બૈરાઓએ શેરી વચ્ચે છાજીયા કર્યા અને ખૂબ છાતીઓ કુટી જે વખતે બીજા ઘણા લોકો તે દેખાવ જોવાને ઉભા હતા કેટલીએક અજ્ઞાન સ્ત્રીઓ જાણે ગાંડી થઇ હોય, ભૂત વળગ્યુ હોય તેમ કુટ કેશ છુટી અને છાતી ઉઘાડી રાખી કુટતી હતી મને તો એ દેખાવ ઘણોજ ખરાબ લાગ્યો પછી બધા બૈરાઓ ભેગા થઇ ન્હાવા ગયા ન્હાયા પછી રસ્તામા શેરીએ અને ચૌટે છાજીયા કરતા તેઓ મરનારના ઘર તરફ પાછા વળ્યા જ્યારે મરનારનુ ઘર નજીક આવ્યુ, એટલે તે મરનારની એક આધેડ વયની માશીએ પોતાની લાગણી બતાવવાને જમીન ઉપર પછાડ ખાધી દૈવયોગે એવુ બન્યુ કે, તે જમીન ઉપર આવેલો એક પથ્થર તેના મસ્તકની સાથે અથડાયો અને તેનો મોટો ઘા વાગ્યો, તેથી તે બિચારીનુ માથુ ફુટી ગયુ મરણના રૂદનની સાથે માથાની પીડાનુ બીજુ સાચુ રૂદન થઇ પડ્યુ તેણીના માથામાથી રૂધિરની ધારા ચાલી અને બધા બૈરાઓ ગભરાઈ ગયા આ વખતે કોઇ દયાળુ પુરૂષ તે માર્ગે જતો હતો, તેને દયા આવી એટલે તે બીચારીને ગાડીમા નાખીને દવાખાનામા લઇ ગયો પાછળથી સાભળવામા આવ્યુ છે કે તે બાઈ ગભીર સ્થિતિમા છે અને મગજમા ઘા વાગવાથી તેણીને ભારે પીડા થઇ પડી છે પછી અમે બધા બૈરાએ તેજ વાતનો અફસોસ કરતા અને જેમ તેમ રૂદન કરતા મરનારને ઘેર આવ્યા હતા હે આનદા વ્હેન, આથી મને તૈયાર થતા વાર થઇ, તેથી અહિં આવતા થોડો વિલબ થયેલ છે

પ્રેમદાના મુખથી આ વાર્તા સાભળી આનદાએ કહ્યુ, હે વ્હેન આજે તમને તેજ વિષયની ઉપદેશવાર્તા કહીશ તે તમે ધ્યાન દઇને સાભળજો—આ જગતમા કેટલાએક રિવાજો અજ્ઞાનતાથી

ઉભા થયેલા છે તેઓમા આપણા દેશમા મરનારની પાછળ રડવા કુટવાનો અને પછાડો ખાવાનો ઘણો નઠારો રિવાજ ચાલ્યો છે આ રિવાજને લઈને બીજા લોકોમા આપણી ઘણી નિંદા થાય છે જન્મ અને મરણ એ દરેક પ્રાણીને માથે મેહેલુ જ છે જેનો જન્મ થયો તેનુ મરણ અવશ્ય થવાનુ છે એ વાત આપણે સારી રીતે જાણીએ છીએ વળી જે માણસ મૃત્યુ પામ્યો તે કદિ પણ પાછો આવવાનો નથી, એ પણ સિદ્ધ છે તે છતા અજ્ઞાનને લઈને આપણે તેની પાછળ અતિશય રૂદન કરીએ છીએ અને છાતી કુટીએ છીએ—એ આપણી કેવી અજ્ઞાનતા છે? જો કે મરનાર માણસ આપણો સબધી હોય અથવા તેની સાથેના પરિચયથી તેના સદાને માટે વિયોગ થતા આપણી લાગણી દુખાય એ સ્વાભાવિક છે, અને તેને લઈને રૂદન વગેરે પણ થાય છે તથાપિ જે હૃદયની લાગણી આપણે બતાવવાની છે તે ભૂલી જઈએ છીએ, અને લૌકિક રિવાજને તાબે થઈ રડવાનુ અને કુટવાનુ મોટુ ધાંધલ મચાવીએ છીએ, તે કેવુ વિપરીત છે? મરનારને અત વખતે પચ પરમેષ્ઠીનુ સ્મરણ કરાવવુ જોઈએ, અને તેના કાનમા પવિત્ર નવકાર મત્રનુ સ્મરણ આપવુ જોઈએ, અને પાછળથી તેના આત્માને શાંતિ મળે તેવા ઉપાયો કરવા જોઈએ તેને બદલે પ્રાણાત વખતેજ રડાકુટ કરી તેના આત્માને નઠારૂ ધ્યાન કરાવવુ, તેની વાસના જાગ્રત કરવવી, એ કેવુ અઘટ છે? આપણા સબધની અને આપણા પ્રેમની લાગણી બતાવવાનો સમય છે તે સમય ભૂલી જઈ મરનારનુ અકલ્યાણ થાય તેવો માર્ગ આપણે ગ્રહણ કરીએ છીએ, તેના જેવી વિરૂદ્ધ વાત બીજી કઈ હોય?

હે બ્હેનો, વળી આ પ્રસગે મારે જણાવવુ જોઈએ કે, મરનારની પાછળ શેરીએ અને ચકલે રડવાકુટવાનો જે નઠારો રિવાજ આપણા લોકોમા ચાલે છે, તે ઘણો નિંદવા યોગ્ય છે કુળવાન્ ઘરની સ્ત્રીઓ છુટા કેશ મુકી વસ્ત્ર ખસેડી ચકલે અને શેરીએ નિર્લજ્જપણે કુટે છે અને તેમા બેભાનની જેમ અગ ઉઘાડા કરે છે, આ કેવી નઠારી રીત છે? હજારો લોકોની નજરે આવો નિ

લજ દેખાવ આપશો, એ ઘણુજ શરમ ભરેલુ છે બ્હેનો, તમે કદિ પણ એ કુરિવાજને માન આપશો નહિ તેમજ તમારી જાતે તેવી રીતે વર્તશો નહિ પુત્રી લલિતા, મારે તને એ વિષે ખાસ કહેવાનુ છે કે દૈવયોગે એવો પ્રસગ આવી પડે તો તુ તે મા ભાગ લઈશ નહી કદિ અજ્ઞાની બૈરાઓ, તુ તેવામા સામિલ ન થા તેથી તારી નિદા કરે, તોપણ તુ તે નિદાને ગણીશ નહિ કારણ કે તેવી જાતની નિદા થતી હોય તો તેને તુ નિદા સમ જીશ નહિ પણ પ્રશસા સમજજે ખરાબ કે જે અજ્ઞાની સ્ત્રીઓ કેટલાક ઉઘાડા અગ કરી કુટે છે અને ઘુટણ કેડ સુધી ધુણે છે, તેઓના ઉઘાડા અગ ઉપર સકડો પરપુરૂષો જોતા જાય છે અને તેઓમાંની કેટલાએક તેમનુ ઉપહાસ્ય કરે છે આવા દેખાવમા ભગ ન લેતો, એ નિદા નથી પણ પ્રશસા છે કારણ કે એવી બૈરાઓ તે વાતમા કાઈપણ સમજતાજ નથી

બ્હેન લલિતા, કેટલેક પ્રસગે એવુ બને છે કે, રોવા અને કુટવામા બીજી સ્ત્રીઓ ટીકા કરે છે ' અમુક બાઈને સારી રીતે રોતા આવડતુ નથી ' ' અમુક બાઈ શરીરને સાચવીને કુટે છે ' ' અમુક બાઈને સારા છાજીઆ આવડે છે' અને ' અમુક બાઈને કુટવામા શરમ લાગે છે ' આવી આવી ટીકાઓ કરી તેવી નિદા ભરેલા બાગનમા પણ બીજાની નિદા કરે છે આ કેવી અજ્ઞાનતા કહેવાય? રોવુ અને કૂટવુ કે જે ઘણો કરૂણાજનક દેખાવ છે, તેની અદર સારા નરસાની પરીક્ષા કરવી અને બીજાની સ્તુતિ— નિદા કરવી એ કેવુ અઘટિત કહેવાય?

આ વખતે પૌત્રીએ વિનયથી આનદાને કહ્યુ, " ધર્મમાતા, તમે કહો છો, તે યથાર્થ છે તે વિષે મને પોતાને એક અનુભવ થયેલો છે, તે હુ આપની સમક્ષ કહી સભળાવુ છુ—એક વખતે અમારા ગામમા કોઈ ઘરમા મરણ થયુ હતુ તે વખતે અમારા વડિલો કોઈ કાયમા પડેલા, તેથી આભડવા જવાનુ કામ મારે માથે આવી પડ્યુ હતુ ઘણે ભાગે જ્યા સુધી વડિલવર્ગ કે કેઈ કાઈ હોય ત્યાસુધી નાની વયના માણસને તેવે પ્રસગે જ-

વાનુ નથી પછી વડિલની આજ્ઞાથી હું આભડવા ગઇ હતી તે વખતે કોઈ નાની ઉમરના માણસનુ મરણ થયેલુ હતુ બધા બૈરાઓ-ની સાથે હુ પણ આભડવા ગઇ રોતા અને કુટતા બધા બૈરાઓ બહાર ન્હાવાને નીકળ્યા પછી જ્યારે ન્હાવાના ઘાટે અમે આવ્યા, તે વખતે મરનારની નજીકની સગી કોઈ સ્ત્રીએ બીજી કોઇ સગી સ્ત્રીને કહ્યું કે, "બાઇ, તને મારે કહેવુ છે, પણ તે અહિં કહીશ નહિ પણ ઘેર આવ્યા પછી કહીશ; ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે, "શુ કહેવાનુ છે? જે કહેવાનુ હોય, તે અહિં જ કહી દે" એમ કહી તે આકરા સ્વભાવની સ્ત્રી જરા વધારે બોલી ગઇ આથી પેલી વઢકણી સ્ત્રીએ કહ્યુ, "અરે રાંડ, તને તો કોઇ ધરમ્કોજ નથી તારા નજીકમા આવુ અટારૂ મરણ થયુ છે, તોપણ તુ બરાબર કૂટતી ન હતી પણ યાદ રાખજે કે, જ્યારે તારે ઘેર આવુ મરણ થશે, ત્યારે અમે કોઇએ કૂટીશુ નહિ" તેણીના આવા વચન સાભળી તે બાઇ વધારે ગુસ્સામા આવી ગઇ અને તેણીએ તે બાઇને ગાળો આપવા માડી પછી તેણીએ સામી ગાળો આપી, અને તેમની વચ્ચે મોટી લડાઇ જામી તે વખતે બીજા બૈરાઓ-એ વચમા પડીને મહામહ તેની સમાધાની કરી પછી બધા બૈરાઓ પાછા રોતા અને કૂટતા તે મરનારને ઘેર આવ્યા હતા

હે ધર્મમાતા, આ બધો બૈરાઓનો દેખાવ અને તેમની અજ્ઞાનતા જોઇ હુ તો વિસ્મયજ પામી ગઈ હતી મે મારા મન મા વિચાર્યું કે, "અહા! બૈરાઓની કેવી અજ્ઞાનતા અને મૂર્ખતા કે જે આવા અટારા મરણ વખતે રોવા કુટવાના કજીઆ કરે છે એક તરફ એક યુવાન વયના માણસનુ મરણ થયુ છે અને બીજી તરફ રોવા કુટવામા આવા વાદવિવાદ કરે છે આ રીવાજ ઘણો-જ નઠારો છે શ્રાવક જેવી ઉચી કોમમા આવો નઠારો રીવાજ ક્યાથી દાખલ થયો હશે? ખરેખર આ શોચનીય છે" આવો વિચાર કરી હુ મારે ઘેર આવી હતી.

**આનદા**—પોતી બ્હેન, તને જે અનુભવ થયેલો છે, તે ખરેખર છે આપણી કોમમા એ વિષે જે અજ્ઞાનતા ચાલે

છે, તે સર્વ રીતે દૂર કરવી જોઇએ આત્માના અંતવખતે પવિત્ર નવકાર મંત્રથી પંચપરમેષ્ઠીનું ધ્યાન કરનારી, છેલ્લી વખતે સર્વને ખમાવનારી અને ચાર પ્રકારના શરણને સ્વીકાર કરનારી જૈનપ્રજા વર્ત્તમાનકાળે તે બધું ભૂલી જઇ ઉન્માર્ગે ચાલી છે, તે ઘણા અફસોસની વાત છે હે બ્હેનો, આ વખતે મને તે વિષેની એક ગરબી યાદ આવે છે, જે ગરબી એક જૈન વિદ્વાને રચેલી છે જો તમે એકવાર એ ગરબી સાંભળશો, તો તમારા મનમાં તે વિષેની સારી અસર થશે

**પોતી**—ધર્મમાતા, તે ગરબી લલિતા બ્હેનને આવડતી હશે જો તે અમને ગાઇ સંભળાવશે તો અમારી ઉપર મોટો ઉપકાર થશે

**લલિતા**—પોતી બ્હેન, એ ગરબી મને આવડતી નથી તેમ મારી માતાએ મને કોઈ ગરબી શીખવી પણ નથી. કેમ મા, એ વાત ખરી છે કે નહિ ?

**આનંદા**—હા બ્હેન, ખરી વાત છે રડવા કુટવાની તે ગરબી મોટી વયની સ્ત્રીઓને ઉપયોગી હોવાથી હાલ મેં તને શીખવી નથી

**પોતી**—ધર્મમાતા, ત્યારે કૃપા કરી અમને તે સંભળાવો

**ધર્મદાસગોર**—હે શ્રાવિકાઓ, પછી તે ગરબી આનંદાએ સર્વ શ્રાવિકાઓને ગાઇ સંભળાવી હતી તે તમારી શ્રાવિકા તમને આ વખતે ગાઈ સંભળાવશે પછી આનંદાએ પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓ પાસે અને ગંગાએ શ્રાવિકાગણ માંહેની પ્રમાણે તે ગરબી ગાઈ સંભળાવી હતી—

### રડવા કુટવાના કુરિવાજ વિષે,
### ગરબી

"ચંદરવી વનમાં સંચરે" એ રાહ

રીત સુધારો સુંદરી, થયે [1]ધર્મ વિનાશ,
[2]કોમ બગાડો [3]કુરીતથી, છુટે દુખીને શ્વાસ રીત ૧

---

૧ ધર્મનો નાશ ૨ જૈનકોમ ૩ નઠારી રીતથી

[1]મૃત્યુસમયને સુધારવા, [2]સ્મરો જિનવર નામ,
રોતા અને [3]ઉર કૂટતા, સરશે નહિ કામ  રીત ૨
રાખી ઉઘાડા અંગને, ચોટે ફૂટો [4]અમાપ,
નિર્લજ થઈને ઉછળો, જાણે [5]ઉન્મત્ત આપ  રીત ૩
છાતી કુટી કરો છાજીયા, એ તો રીત કઠોર,
શ્રાવકકુળ આચારનો, કરો હાથથી [6]ભંગ  રીત ૪
શાને વગોવો ધર્મને, નિંદા થાય અપાર,
નિર્મળ જૈન આચારને, કરો શાને [7]અભાર  રીત ૫
ઇચ્છો દ્રષ્ટિ જો ટાળવા, કઠો કર્મના જાળ,
રોવો નભારી પૂર્વનો, ટેવો ચાલતો કાળ.  રીત ૬
છોડો [8]કુરીતિ શ્રાવિકા,
તમે વીરની બાળ,
રોવે નહીં વીર બાલિકા,
દયા ધર્મની પાળ  રીત ૭

ધર્મદાસગોર—હે શ્રાવિકાઓ, આ રડવાકુટવાના નઠારા રિવાજની ગરબી જ્યારે આનંદદાએ પોતાના મુખથી ગાઈ સંભળાવી તે વખતે સર્વના હૃદય ઉપર સારી અસર થઈ ગઈ હતી અને તે નઠારા રીવાજને હૃદયથી ધિક્કારવા લાગ્યા

તે વખતે પ્રેમદાએ કહ્યું, આનંદ બ્હેન, આ ગરબી ખરેખર અસરકારક છે દરેક શ્રાવિકાએ આ ઉપયોગી ગીત કંઠસ્થ કર્વું જોઇએ રડવાકુટવાના નઠારા રિવાજે જૈન કોમની જે નિંદા કરાવી છે, અને એ આર્યપ્રજામા પ્રશંસનીય એવી કોમ જે લઘુતાને પમાડી છે, તેનુ કારણ આવા ઉપદેશનો અભાવજ છે જો શ્રાવિકાઓના હૃદયમા તમારા જેવી પવિત્ર શ્રાવિકાનો ઉપદેશ સ્થાપિત થાય અને તેમના કાન ઉપર આવી ગરબીઓ આવ્યા કરે તો તેઓની એ અજ્ઞાનતા દૂર થઈ જાય, અને તેથી ખરેખરો ઉપકાર થાય

---

૧ સભારો ૨ છાતી ૩ માપવગર ૪ગાર ૫ નાશ ૬ માર મરનો ૭ જો ટ્ળ્વુ હોય તો તમારા નઠારા કર્મની જાળને જો. ૮ જો રોવુ હોય તો તમારા પૂર્વના કરેલા હતા તે નઠારાને રવો. ૯ નઠારીરીતિ.

**આનંદા**-પ્રેમદા બ્હેન, તમે કહો છો, તે બરાબર છે. જ્યાંસુધી તેમના હૃદય ઉપર મારા ઉપદેશની અસર થઇ નથી, ત્યાંસુધી તેઓના હૃદયમાંથી અજ્ઞાનતા દૂર થવાનીજ નહિં, અથવા તે વિષે જ્ઞાતિના આગેવાનોએ નિયમ બાંધવાની જરૂર છે કારણ કે અજ્ઞાન બૈરાઓ જેટલા ઉપદેશને તાબે થતા નથી, તેટલા બંધનને તાબે થાય છે જ્ઞાતિનું બંધન તેમને ભય ઉત્પન્ન કરે છે અને તે ભયને લઈને તેઓ વખતે તે રિવાજને છોડી દે છે

**પ્રેમદા**—આનંદા બ્હેન, એ વાત પણ ખરી છે, કેટલાએક લોકો ઉપદેશના કરતા જ્ઞાતિબંધનને વધારે માન આપે છે તથાપિ એટલું તો છે કે, ઉપદેશની અસર વધારે ટકે છે અને તેથી જેવો મક્કમ લાભ થાય છે, તેવો જ્ઞાતિબંધનથી થતો નથી, તેમા પણ જો દૃષ્ટાન્તપૂર્વક ઉપદેશ આપવામા આવે તો તે ઘણી અસર કરે છે

**પ્રેમદા**—આનંદા બ્હેન, તમે દૃષ્ટાન્તપૂર્વક ઉપદેશને માટે જે કહો છો, તે બરાબર છે રડવાકુટવાના કુરીવાજ ઉપર જો કોઈ અસરકારક દૃષ્ટાન્ત હોય તો અમને કહી સંભળાવો કારણ કે એથી અમોને ઘણો લાભ થશે

પ્રેમદાના આવા વચન સાંભળી આનંદા ક્ષણવાર વિચારમા પડી. વિચાર કરતા તેણીના હૃદયમા એક દૃષ્ટાન્ત ક્યારૂપે સ્ફુરી આવ્યું, તે નીચે પ્રમાણે બોલી—

**આનંદા**—પુત્રી લલિતા અને બ્હેનો, રડવાકુટવાના કુરિવાજ ઉપર એક દૃષ્ટાન્તકથા મને યાદ આવે છે, તે તમે સાવધાન થઇને સાંભળો

શ્રીપુરનગરમા **ચંદ્રદાસ** નામનો એક શ્રાવક રહેતો હતો તેને **ગોપા** નામે સ્ત્રી હતી, અને **ચતુરદાસ** નામે પુત્ર હતો ચંદ્રદાસ અને ગોપાનો સ્નેહ એ પુત્ર ઉપર વિશેષ હતો કારણ કે તેમને તે એકજ પુત્ર હતો અનુક્રમે **ચતુરદાસ** યુવાન થયો એટલે તેના પિતા ચંદ્રદાસે કોઈ સારા ગૃહસ્થની **રમા નામની** પુત્રી સાથે તેનો વિવાહ કર્યો રમા એક કેળવાએલી શ્રાવિકા હતી ચતુરદાસે સાધારણ વિદ્યાભ્યાસ કર્યો હતો, પણ તેને વાચન

નો શોખ વિશેષ હોવાથી તે હમેશા સાગ સારા પુસ્તકો વાચ્યા કરતો હતો ગ્મા પણ ભણેલી હોવાથી હમેશા સારા સારા પુસ્તકો વાચતી અને તેનુ વિવેચન પોતાના પતિ પાસે કરતી હતી

ચદ્રદાસ નાણાવટીનો વેપાર કરતો હતો, અને તેમા તેણે સારો પૈસો મેળવ્યો હતો તથાપિ તેનામા જોઈએ તેવી ઉદારતા ન હતી દ્રવ્યનો વ્યય કરવામા તે ઘણોજ પ્રધાન હતો જોકે જ્ઞાતિની સુધારણા કરવામા અને બીજા લોકોપયોગી કાર્યો સ્થાપનામા તે સમતિ આપતો અને મુખથી દ્રવ્યનો ખર્ચ કરવાની વાતો કરતો પણ તે કાર્યોનો આરભ કરવામા તે હઠી જતો હતો, કારણ કે તેનામા ઉદારતાનો અભાવ હતો વળી કોઈપણ જ્ઞાતિસુધારણાનો આરભ કરવો હોય તો તે બીજાને ઘેરથી પ્રવર્ત્તાવવા ઇચ્છતો હતો, પણ પોતાને ઘેરથી પ્રવર્ત્તાવવા ઇચ્છતો ન હતો અર્થાત્ પારકા છોકરાને યતિ કરવા તે તૈયાર થતો હતો

ચદ્રદાસ ધનવાન્ હોવાથી શ્રીપુરનગરના સઘના આગેવાનોમા ગણાતો હતો, પણ ઉદારતાના અભાવથી તે ઉત્તમ પ્રકારની પ્રતિષ્ઠા મેળવી શક્યો ન હતો આથી કેટલીક વાર લોકોમા તેની નિદા પણ થતી હતી

તેનો પુત્ર ચતુરદાસ તેના પિતાથી ઉલટા સ્વભાવનો હતો. કોઈ પણ સુધારો કરવો હોય તો જ્ઞાતિના આગેવાનોએ પ્રથમ પોતાના ઘરથી તેનો આરભ કરવો જોઈએ જ્ઞાતિ અથવા જનસમુદાયનો ઉપકાર થતો હોય તો દ્રવ્યનો વ્યય કરવાને પશ્ચાત પડવુ ન જોઈએ આવા આવા ઉત્તમ અને દૃઢ વિચારો ચતુરદાસના હૃદયમા થયા કરતા હતા, અને તે અમલમા લાવવાને માટે પોતાની સ્વતત્રતાની રાહ જોતો હતો તેની સ્ત્રી ગ્મા એક સદ્ગુણી શ્રાવિકા હોવાથી પોતાના પતિના વિચારોને અનુમોદન આપતી અને સારા સારા સુધારાના કામો કરવાને ઉશ્કેરતી હતી

એક વખતે કોઈ પુસ્તકમા ચતુરદાસના વાચવામા આવ્યુ કે મરનારની પાછળ નિર્લજ્જ થઈ રડવુ અને કુટવુ એ નઠારો રિવાજ છે એ જગલી રિવાજથી જૈન જેવી પવિત્ર કોમની ઘણી

નિંદા થાય છે તે સાથે તેમા કેટલુ એક ધર્મ વિરૂદ્ધ પ્રવર્ત્તન કર વામા આવે છે ઇત્યાદિ તે વિષેનુ સવિસ્તર વિવેચન વાચી ચતુ રદાસના મનમા નિશ્ચય થયો કે પિતાને સમજાવી અત્રેના શ્રી પુરના સઘમા એ હાનિકારક રીવાજને દૂર કરવાનો ઉગત ઉગનો આવો નિશ્ચય કરી તેણે તે વાત પોતાની સ્ત્રી રમાને કહી રમાએ તે વાતમા પૂર્ણ ન મતિ આપી પતિના વિચારને પુષ્ટિ આપી.

પછી એક વખતે ચતુરદાસે પોતાના પિતા ચ દ્રદાસને તે વિ ષની વાત કરી એટલે ચ દ્રદાસ બોલ્યો—"પુત્ર ચતુરદાસ, આ તા ે વિચાર મને યોગ્ય લાગતો નથી કારણ કે જ્યા મરણ થાય ત્યા રોવાનુ અને કુટવાનુજ હોય છે તે અનાદિકાળથી ચાલ્યુ આવે છે દરેક કોમમા એ રિવાજ પરપરાથી દેખાય છે એ રિવાજ બધ કરવો યોગ્ય નથી પુત્ર, તુ ચતુર થઈને કેમ ભૂલે છે? રડવાકુટના નુ બધ કરવુ એ સુધારો છે, એમ તે શી રીતે જાણ્યુ? તે પ્રસગે કાઇ ગીત ગાવાનુ હોયજ નહીં જો જ્ઞાતિના આગેવાનો એવા વિષ ગીત પગલા ભરે તો પછી કોઇ પણ માલુમ તેમની આજ્ઞા માને નહીં કોઇ પણ માણસનુ મરણ થવુ એ ઘણો કરૂણાજનક દેખા વ છે તે વખતે માણસની લાગણી જુદી તરેહની થઈ જાય છે તે લાગણી અટકાવવી, એ ઘણજ નીચ કામ છે "પુત્ર, હવેથી કો ઈની આગળ તે વાત કહીશ નહી એ સુધારો ન કહેવાય જો કો ઇની પાસે તું આવી વાત કહીશ તો તારૂ ઉપહાસ્ય થશે લોકો તને મૂર્ખ કહેશે "

પિતાના આ વચન સાભળી ચતુરદાસ હૃદયમા વિચાર કરીને બોલ્યો—"બાપા, તમારા આ વિચાર મને યોગ્ય લાગતા નથી જ્યાસુધી તમે તે વિષે વિચાર કર્યો નથી અથવા વાચ્યુ કે સાભ ળ્યુ નથી, ત્યાસુધી તમારા હૃદયમા તે વાત ઉતરવાની નથી, જો તમે ધર્મ સબધી વિચારો વાચ્યા હોત અથવા સાભળ્યા હોત તો તમારા હૃદયમા આ વિચાર ટકી શક્ત નહીં બાપા, તમે દીર્ઘ વિ ચાર કરો રડવાકુટવાનો રિવાજ કેવો નઠારો છે? અને તે વિષેનો દેખાવ કેવો નિર્લજ છે? જો કે મરણ પાછળ લાગણી દુખાવાથી

રૂદન થાય એ સ્વાભાવિક છે, અને થવુ પણ જોઇએ પરંતુ આ પણુ બગડેલો શેઠીએ અને ચકલે છુટા ડેગ મુકી અને વસ્ત્ર રહિત અંગ ઉઘાડા કરી ગાડાની જેમ કુદે છે અને કુટે છે, એ દેખાવ ખરેખર જગલી અને નિર્લજ્જ છે તેમજ મરનારની પાછળ એક બે દિવસ સુધી રૂદન કરવુ એ ઘટિત છે, પણ લાંબા દિવસ સુધી રૂદન કરી દાઝ્યા કરવા, તેમજ પર્વને દિવસે અથવા મરણતિથિને દિવસે નગાવ્હાલાઓને ભેગા કરી રડવુ કે કુટવુ, એ ઘણો નઠારો રીવાજ છે બાપા, આપણા શ્રાવકધર્મમા પ્રાણાન્ત વખતે ધર્મારાધન કરવાને કહેલુ છે તે વખતે પવિત્ર નવકારમંત્ર તથા પંચપરમેષ્ઠીનુ સ્મરણ કરવુ જોઇએ તેવે સમયે રડવાકુટવાનુ જંગલી ધાંધલ મચાવવુ અને મરનારના સગાઓને ધીરજ આપવાને બદલે રોવડાવવા અને તેમની લાગણી દુભાવવી એ કેવુ વિપરીત કહેવાય? બાપા, આ વિષેનો વિચાર કરો, અને આપણી કોમમા એ વિષેની સુધારણા કરાવી યશ લ્યો આ કામ કરવાથી તમને મહાપુણ્ય થશે ”

ચતુરદાસના આવા અસરકારક વચનો પણ ચંદ્રદાસને રૂચિકર થયા નહીં તેણે સક્ષેપમા જણાવ્યુ કે પુત્ર, તુ ગમે તેટલુ કહે, પણ એ રીવાજ બંધ થવાનો નથી, તેમ બંધ કરવો યોગ્ય નથી કારણકે પોતાના સંબંધીનું મરણ થાય, તે વખતે માણસોની લાગણી જુદીજ થઈ જાય છે પ્રાણને માટે લાખો રૂપિયાનુ ખર્ચ કરવામા આવે છે, અને કોઇવાર મરનારની પાછળ માણસ મરી પણ જાય છે ’

ચતુરદાસ બોલ્યો—“બાપા, લાગણીની વાત તો વિશ્વાસપાત્ર નથી દરેક સ્નેહી સ્વાર્થી છે રૂદન, આક્રંદ વિગેરે જે કાંઇ થાય છે અથવા લાગણી દુખાય છે, તે ઘણે ભાગે સ્વાર્થને લઇને હોય છે ”

પુત્રના આવા વચન સાંભળી ચંદ્રદાસે કહ્યુ, “દીકરા, હજુ તુ યુવાન છે જ્યારે તારી વય પ્રૌઢ થશે, ત્યારે તારા જાણવામાં આવશે આ વખતે તારા સમજવામા આવશે નહિં” આ પ્રમાણે કહી ચંદ્રદાસ પોતાના ધંધા ઉપર ચાલ્યો ગયો અને ચતુરદાસ પોતાના વાચનગૃહમા આવ્યો. તેણે ચિરકાળ વિચાર કરવા માંડ્યો

છેવટે નિશ્ચય કર્યો કે, ' કોઈપણ યુક્તિથી પિતાને સાબીત કરી આપવું કે રડવાકુટવાનો કુરિવાજ દૂર કરવા યોગ્ય છે " આવો નિશ્ચય કરી તે તેજ સબંધી યુક્તિઓ શોધવા લાગ્યો

શ્રીપુરનગરમાં **રવિદાસ** નામે એક ગૃહસ્થ શ્રાવક રહેતો હતો તેને **સુખારામ** નામે એક પુત્ર હતો, તે ચતુરદાસનો મિત્ર હતો સુખારામનો પિતા રવિદાસ એક સારો ધનાઢ્ય હતો તેનું અચાનક મૃત્યુ થવાથી સુખારામ પોતાના પિતાની સમૃદ્ધિનો સ્વતંત્ર માલિક બન્યો હતો, અને તે ઘણો ઉદાર હતો ચતુરદાસે પોતાના મિત્ર સુખારામની પાસે જઈ આ વાર્તા જણાવી, એટલે સુખારામ તેના વિચારને મળતો થયો અને તેણે ચતુરદાસને કહ્યું કે "મિત્ર, જો એ હાનિકારક રિવાજ નાબુદ થવામાં દ્રવ્યનું ખર્ચ કરવું પડે તો હું ઉદારતાથી તેમાં દ્રવ્યનો વ્યય કરીશ કારણકે હું હવે ધનમાં સ્વતંત્ર છું તારી માફક પરાધીન નથી "

સુખારામના આ વચન સાંભળી ચતુરદાસ વિશેષ ઉત્સાહિત થઈ ગયો પછી તેણે યુક્તિનો વિચાર કરીને કહ્યું, "મિત્ર, એક બે દિવસ પછી હું બહારગામ જવાનો વિચાર કરૂં છું પછી હું કોઈ યુક્તિથી મારા પિતાને ખોટા ખબર આપીશ કે, ' મારૂં મૃત્યુ થયું છે ' આથી મારા ઘરમાં રડાકુટ થઈ રહેશે તે વખતે તારે એવી યુક્તિ કરવી કે જેથી લોભને વશ રહેનાર મારા પિતા રડવા કુટવાનું બંધ કરાવે પછી હું પ્રગટ થઈ મારા પિતાના હૃદયમાં તે વાતનો નિશ્ચય કરાવીશ " મિત્ર ચતુરદાસના આ વચન સુખારામે માન્ય કર્યા અને પછી ચતુરદાસ પોતાને ઘેર આવ્યો

બે ત્રણ દિવસ થયા એટલે ચતુરદાસ પોતાની સ્ત્રી રમાને સાચી વાત જણાવી તીર્થયાત્રાના બાનાથી પિતા પાસે બહારગામ જવાની રજા માગી ચંદ્રદાસે પુત્રને તીર્થયાત્રા કરવાની રજા આપી ચતુરદાસ થોડા દિવસમાં પાછા આવવાની અને થોડો ખર્ચ કરવાની શરતે તીર્થયાત્રા કરવાને ચાલ્યો ગયો હતો

પાછળથી સુખારામે કાંઈ પણ બાનું કાઢીને તે નગરનો સંઘ એકઠો કર્યો પછી તેણે સંઘને વિનંતી કરી કે "મરણ પાછળ રો-

વા કુટવાનો જે નઠારો ચાલ આપણી કોમમા ચાલે છે, તે નાબુદ કરવો જોઇએ તે વિષે જે કાઇપણ ખર્ચ થાય તેમ હોય તો હુ તે ખર્ચ કરવાને તૈયાર છુ ' સુખારામની આ વિનતિ ઉપર કોઈએ ધ્યાન આપ્યુ નહિં સઘના અગ્રેસરો તે વાત સાભળીને કઇ પણ બોલ્યા નહિ, તે વખતે ચતુરદાસનો પિતા ચદ્રદાસ બોલ્યો— "ભાઈ સુખારામ, મરણ પાછળ રૂદન કરવુ, એ કોઈ રીતે અટકાવી શકાય નહિ કારણ કે તે મરનારની લાગણીને લઈને થાય છે એવી લાગણી દ્રવ્યનો ખર્ચ કરીને અટકાવી શકાતી નથી " ચદ્રદાસના આ વચનને બીજા આગેવાનોએ અનુમોદન આપ્યુ તે પછી સુખારામ બોલ્યો—' આપ શેઠીઆઓને જે રૂચે તે યોગ્ય છે " તથાપિ હુ આપ સર્વને જણાવુ છુ કે, ' હવેથી કોઇપણ ગૃહસ્થ પોતાને ઘેર મરણ થાય તે પ્રસગે રડવાકુટવાનુ નહિ કરે, તે ગૃહસ્થને ઇનામ તરીકે હુ સો રૂપીઆ આપીશ ' સુખારામના આ વચનો સાભળી બધા આશ્ચર્ય પામી ગયા, અને 'એ વાત બનવી અશક્ય છે' એમ કહેવા લાગ્યા પછી તે વાતની ચર્ચા કરતા અને જુદી જુદી કલ્પના કરતા લોકો પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા હતા

આનદા કહે છે, હે બ્હેનો, કેટલાક દિવસ વયા પછી ચદ્રદાસ શેઠને ઘેર એક કાગળ આવ્યો તેમા લખ્યુ હતુ કે, " તીર્થયાત્રા કરી પાછા ફરતા ચતુરદાસનુ અચાનક રસ્તામા મરણ થયુ છે " આ ખબર વાચતાજ ચદ્રદાસ પોકેપોક રૂદન કરવા લાગ્યો અને તેના કુટુબમા રડાકૂટ થઇ રહી લૌકિક કરવાને માટે સગાવ્હાલાઓ અને સ્નેહીઓ તેને ઘેર રોતા રોતા આવ્યા પેઠો સુખારામ પણ તે પ્રસગે ચદ્રદાસને ઘેર આવ્યો પુત્રના મરણથી ખેદ પામેલા ચદ્રદાસે સુખારામને જોયો, એટલે તેના હૃદયમા વિચાર થયો કે " આ સુખારામે સઘના આગેવાનોને કહ્યુ છે કે, ' જે કોઈ ગૃહસ્થ રડવાકુટવાના કુચાલને છોડી દેશે, તેને મારે સો રૂપીઆ આપવા ' સુખારામે જો ખરા દિલથી એ વાત કહી હોય તો આ વખતે જણાઈ આવશે માટે હુ મારે ઘેરથી આજે એ

રીવાજ બધ કરૂ મારો પુત્ર ચતુરદાસ મૃત્યુ પામ્યો, એ કાઇ મિથ્યા થવાનુ નથી હુ ગમે તેટલુ રૂદન કરીશ, તોપણ એ કાઇ પાછો આવવ ો નથી ” આવુ વિચારી સો રૂપીઆના લોભથી લોભ એલા ચદ્રદાસે સુખારામને એક તરફ બોલાવીને કહ્યુ, “ ભાઈ સુખારામ, તમે સ ઘની વચ્ચે જે વચન બોલ્યા છો, તે જો તમારે પાળવું હોય તો હુ મારે ઘેર રડવાકુટવાનુ બધ કરાવુ છુ કારણ કે મારો પુત્ર ચતુરદાસ રોવાકુટવાથી કાઈ પાછો આવવાનો નથી ” ચદ્રદાસના આ વચન સાભળી સુખારામ ખુશી થયો અને તેણે તે વાત કબૂલ કરી પછી ચદ્રદાને ઉભા થઈને લૌકિકે આવેલા સવ લોકોને કહ્યુ ક, “ કોઇએ મારે ઘેર રોવાનુ નથી અને કુટવાનુ નથી કારણ કે મારા દીકરાને માટે જે લાગણી હોય, તે હૃદયથી બતાવવાની છે ’ ચદ્રદાસના આ વચન સાભળી પુરૂષો અને સ્ત્રીઓએ રોવાનુ બધ કર્યું અને બધાઓ શાત થઈને રહ્યા હતા

સુખારામે બીજે દીવસે સો રૂપીયા ચદ્રદાસને ઘેર મોકલાવ્યા અને તેથી તે ઘણો ખુશી થયો હતો થોડા દિવસ પછી ચતુરદાસ પાછો અને તે છાની રીતે સુખારામને ઘેર ગયો સુખારામ પોતાના મિત્રને જોઇને ખુશી થયો અને તેણે તેના પિતા ચદ્રદાસનો બધો વૃત્તાત તેને કહી સભળાવ્યો હતો તે રાત્રિ સુખારામને ઘેર છુપી રીતે રહી ચતુરદાસ બીજે દીવસે પોતાના પિતાને ઘેર આવ્યો તેને જીવતો જોઈ ચદ્રદાસ અને તેની માતા ગોપા તથા તેની સ્ત્રી રમા ઘણાજ ખુશી થઈ ગયા હતા જો કે રમા તેના જીવવાની વાત જાણતી હતી પણ આ વખતે પતિને પ્રત્યક્ષ જોઇ તે વધારે ખુશી થઈ હતી ચદ્રદાને પોતાના પુત્રને તેના મરણની વાત વિષે પુછ્યુ એટલે તે ચતુર પુત્રે યુક્તિથી તેનો ઉત્તર આપ્યો હતો તે શિવાય બીજી પણ કેટલીએક વાતો કર્યા પછી ચતુરદાસે પોતાના પિતાને પુછ્યુ કે “મારા મરણના ખબર સાભળી આપણા ઘરમા રડાકૂટ કેવી થઈ હતી?” ચદ્રદાસે કહ્યુ, “પુત્ર, તારા પ્રથમના વિચારને માન આપવાને આપણા ઘરમા રડવાકુટવા

ચ્છ એક ખરો ઉપદેશ આપવાનો છે, તે તમે ધ્યાન દઈને સાભળ જો મારા સાભળવામાં આવ્યુ છે કે આપણી શ્રાવક કોમમાં કેટલીએક સ્ત્રીઓ રીસાઇને ચાલી જાય છે, અને વખતે કોઇ કૂવામા પડી આત્મઘાત કરે છે અલ્પમતિ સ્ત્રીઓની આ અજ્ઞાનતાને માટે મને ઘણો અફસોસ થાય છે, રીસાવુ અને ક્રોધથી આત્મઘાત કરવો, એ ઘણા પાપનુ કામ છે એવુ પાપકર્મ આપણી આર્ય શ્રાવક કોમમા બને છે, તેને માટે આપણ સર્વને શરમાવાનુ છે દરેક શ્રાવિકાએ જાણવુ જોઈએ કે, આ જગત્મા મનુષ્યભવ ચિંતામણિ સમાન છે ઘણા પુણ્યો કરવાથીએ દુર્લભ જન્મની પ્રાપ્તિ થાય છે, તેમા પણ આર્ય શ્રાવકકુળમા જન્મ થવો, એ અતિ દુર્લભ છે એવા દુર્લભ જીવનનો રીસ અથવા ક્રોધને તાબે થઇ નાશ કરી દેવો, એના જેવી એકે મૂર્ખતા નથી પરહત્યા કરવામા જેટલુ પાપ છે, તેવુ પાપ આત્મહત્યા કરવામા પણ રહેલુ છે આત્મહત્યા કરનારા આત્માઓ અધમગતિના પાત્ર બને છે, અને નારકીની મહા વેદના ભોગવે છે સાધર્મીમાતાઓ અને બ્હેનો, તમે આ વાતનુ તમારા હૃદયમા મનન કરજો અને તમારા પવિત્ર જીવનનો નાશ કરવા કદિ પણ કુવિચાર લાવશો નહીં કદિ દેવયોગે તમારા હૃદયને ક્રોધ કે રીસ દબાવી દે, તમે તદ્દન પરાધીન બની જાઓ, તોપણ તમે આત્મહત્યા કરવાનો કુવિચાર લાવશો નહીં આ ઉપદેશ તમારા હૃદયમા સ્થાપિત કરી રાખજો અને હમેશા તેનુ મનન કર્યા કરજો"

આ વખતે મણિના મામાની દીકરી ફુલી કે જેણે આત્મહત્યા કરવાને કૂવામા પડતુ મુક્યુ હતુ, તે ઉભી થઈને બોલી—"ધર્મપિતા, જે વિષય ઉપર આપે ઉપદેશ આપ્યો છે, તે વિષયનુ પાત્ર હુ પોતેજ છુ ક્રોધને વશ થઈ અજ્ઞાનતાથી હુ પોતેજ આત્મઘાત કરવાને તૈયાર થઈ હતી, પણ કોઇ મારા પૂર્વના પુણ્યથી મારા આત્માનો ઘાત થયો નહી અને હુ એ મહાપાપમાથી અત્યારે બચી ગઈ છુ ધર્મપિતા, પૂર્વના કોઈ કર્મના ઉદયથી મારા આત્માનો મારા પિતાએ વિક્રય કર્યો છે હુ એ કન્યાવિક્રય કરનાર

પીયાની રકમ સુખારામને પાછી મોકલાવી હતી ઉદાર સુખારામે તે રકમ લીધી નહીં એટલે ચતુરદાસે પોતે જઈ અતિ આગ્રહ કરી તે રકમ પાછી આપી હતી

આનંદા કહે છે—બ્હેનો, પછી ચંદ્રહાસે સંઘને એકઠો કરી અને સર્વની સંમતિ લઈ શ્રાવક કોમમાથી રડવાકુટવાનો હાનિકારક રિવાજ દૂર કરાવ્યો હતો. પ્રિય બ્હેનો, જો આ પ્રમાણે નર્વે શહેરે શહેર અને ગામે ગામ સંઘ મળીને એ હાનિકારક રિવાજને દૂર કરે તો આપણી જૈનકોમમા એક સારી સુધારણા થઈ કહેવાય, અને તેથી આપણા શ્રાવક કોમની સાંસારિક ઉન્નતિ સંપાદિત થાય

ધર્મદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ, આનંદાના મુખથી આ પ્રમાણે દૃષ્ટાંતકથા સાભળી તેની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ હતી તે વખતે પ્રમદાએ પ્રેમપૂર્વક જણાવ્યું હતું—"આનંદા બ્હેન, તમારા મુખથી આ દૃષ્ટાંતકથા સાભળી મને એક વાત યાદ આવે છે આપણા પૂજ્ય જ્ઞાનશ્રી સાધ્વી જો આ વિષેનો ઉપદેશ આપે તો ઘણી શ્રાવિકાઓના હૃદય ઉપર તેની સારી અસર થાય અને તેથી શ્રાવિકાઓ એ દુરાચારને દૂર કરી શકે કારણકે રડવાકુટવાનો દુરાચાર સ્ત્રીઓમાજ હોય છે જ્યારે સ્ત્રીઓ પોતાની મેળે વિચાર કરી એ દુરાચારનો ત્યાગ કરવાને તૈયાર થશે, ત્યારે એ કામ સત્વર સિદ્ધ થશે. પછી પુરૂષોને તે વિષે અતિ પ્રયત્ન કરવાની જરૂર નહિં રહે."

આનંદા—બ્હેન પ્રેમદા, એ વાત ખરી છે "આપણે કોઈ પ્રસંગે પરમ પવિત્ર જ્ઞાનશ્રી સાધ્વીજીને એ વિષે ઉપદેશ આપવાની પ્રાર્થના કરીશુ હવે આજનો સમય આપણો પૂર્ણ થયો છે, માટે આવતી કાલે બીજી ઉપદેશવાર્તા કરીશુ" આ પ્રમાણે કહી આનંદાએ પોતાની ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરી પછી પ્રેમદા, પ્રેમ, પુતળી, જયા, પોતી વિગેરે બધી શ્રાવિકાઓ પોતપોતાને સ્થાને ચાલી ગઈ હતી

ધર્મદાસશેઠ કહે છે, હે શ્રાવિકાઓ, આજે મારે તમને આ

નુ એક ખરો ઉપદેશ આપવાનો છે, તે તમે ધ્યાનમાં લઈને સાંભળ-જો મારા સાંભળવામાં આવ્યું છે કે આપણી શ્રાવક કોમમાં કેટલીએક સ્ત્રીઓ રીસાઈને ચાલી જાય છે, અને વખતે કોઈ કુવામાં પડી આત્મઘાત કરે છે અલ્પમતિ સ્ત્રીઓની આ અજ્ઞાનતાને માટે મને ઘણો અફસોસ થાય છે, રીસાવુ અને ક્રોધથી આત્મઘાત કરવો, એ ઘણા પાપનુ કામ છે, એવુ પાપકર્મ આપણી આર્ય શ્રાવક કોમમા બને છે, તેને માટે આપણુ સર્વને શરમાવાનુ છે દરેક શ્રાવિકાએ જાણવુ જોઈએ કે, આ જગત્મા મનુષ્યભવ ચિંતામણિ સમાન છે ઘણા પુણ્યો કરવાથી એ દુર્લભ જન્મની પ્રાપ્તિ થાય છે, તેમા પણ આર્ય શ્રાવકકુળમા જન્મ થવો, એ અતિ દુર્લભ છે એવા દુર્લભ જીવનનો રીસ અથવા ક્રોધને તાબે થઈ નાશ કરી દેવો, એના જેવી એકે મૂર્ખતા નથી પરહત્યા કરવામા જેટલુ પાપ છે, તેવુ પાપ આત્મહત્યા કરવામા પણ રહેલુ છે આત્મહત્યા કરનાર આત્માઓ અધમગતિના પાત્ર બને છે, અને નારકીની મહા વેદના ભોગવે છે સાધર્મીમાતાઓ અને બ્હેનો, તમે આ વાતનુ તમારા હૃદયમા મનન કરજો અને તમારા પવિત્ર જીવનનો નાશ કરવા કદિ પણ કુવિચાર લાવશો નહીં કદિ દૈવયોગે તમારા હૃદયને ક્રોધ કે રીસ દબાવી દે, તમે તદ્દન પરાધીન બની જાઓ, તોપણ તમે આત્મહત્યા કરવાનો કુવિચાર લાવશો નહીં આ ઉપદેશ તમારા હૃદયમા સ્થાપિત કરી રાખજો અને હમેશા તેનુ મનન કર્યા કરજો "

આ વખતે મણિના મામાની દીકરી પુલી કે જેણે આત્મહત્યા કરવાને કુવામા પડતુ મુક્યુ હતુ, તે ઉભી થઈને બોલી—"ધર્મપિતા, જે વિષય ઉપર આપે ઉપદેશ આપ્યો છે, તે વિષયનુ પાત્ર હુ પોતેજ છુ ક્રોધને વશ થઈ અજ્ઞાનતાથી હુ પોતેજ આત્મઘાત કરવાને તૈયાર થઈ હતી, પણ કોઈ મારા પૂર્વના પુણ્યથી મારા આત્માનો ઘાત થયો નહી અને હુ એ મહાપાપમાથી અત્યારે બચી ગઈ છુ ધર્મપિતા, પૂર્વના કોઈ કર્મના ઉદયથી મારા આ માનો મારા પિતાએ વિક્રય કર્યો છે હુ એ કન્યાવિક્રય કરનાર

અધમપિતાની દુર્ભાગ્યા પુત્રી થઇ છુ, એ પાપના પ્રસંગથીજ
મા કુબુદ્ધિ ઉત્પન્ન થઈ હશે હે પવિત્ર પિતા, આજે આપ
પદેશવાણી સાભળી મારા આત્માને શાતિ વળી છે. હું શેષ
ર નિદ્રામાથી જાગ્રત થઈ છુ આપની આ ઉપદેશવાર્તાએ
ાપના કાન્વમાથી બહાર કાઢી છે આ મહાન્ લાભ મળવ
ારણ આ મારી પ્રિય બ્હેન મણિ છે એ તમારી શ્રાવિકાશાળ
સુશોભિત શણગાર છે તેના પ્રતિબોધથીજ હું તમારા શરણે
ી શકી છુ એ પવિત્ર બ્હેનનો મારી ઉપર અપાર ઉપકાર થયો

લાકળચદ શેઠની દીકરી કુલીના આવા વચન સાભળી
શ્રાવિકાસમાજ આશ્ચર્ય પામી ગયો અને સર્વે હૃદયથી. કુ
અને મણિને ધન્યવાદ આપવા લાગ્યા

ધર્મદાસ શેઠે કુલીને કહ્યુ, "વત્સે, તારા સદ્વિચાર
મને સતોષ થયો છે હવે સદાકાળ એવા સદ્વિચાર ધારણ
અને વિપરીત કાર્યને કરાવનારા કષાયોને કદિ પણ વશ થઈશ ન

આ પ્રમાણે કુલીને કહી ધર્મદાસે બધી શ્રાવિકાઓને ઉ
ને કહ્યુ, "શ્રાવિકાઓ, આત્મહત્યા કરવાને તૈયાર થયેલી આ
નુ પ્રત્યક્ષ દૃષ્ટાંત તમારી આગળ ખડુ છે આ ઉપરથી તમે હૃ
બોધ ગ્રહણ કરજો, અને ક્રોધકષાયને વશ થઈ કદિ પણ અ
હત્યા કરવાનો કુવિચાર તમારા હૃદયમા લાવશો નહિ" એ
માણે શ્રાવિકાઓને સભળાવી ધર્મદાસશેઠે મણિને કહ્યુ, "
ક્રોધ કે રીસ ન કરવા વિષે એક કવિતા તને આવડે છે, તે એ
વં શ્રાવિકાઓને સભળાવ એ કવિતા શ્રાવિકાઓને અતિ
યોગી છે"

મણિ—ધર્મપિતા, જેવી આપની આજ્ઞા પછી મ
કવિતા નીચે પ્રમાણે ગાય છે—

## ક્રોધ કે રીસ ન કરવા વિષે કવિતા.

રીસ ધરે જે [1]અ તર અબળા;
ફોગટ ફૂટે [2]શીશ — લલના ૧

રીસ ધર્યેથી અ ધ બને છે,
દેખે નહિ દશ દિશ — લલના ૨

રીસ થકી [3]દુરધ્યાન ધરાયે,
નવ સ તોષે [4]ઇશ — લલના ૩

ધર્મ મુકાવે કર્મ ચુકાવે,
રીસ ખરૂ છે [5]વિષ — લલના ૪

રીસ કરાવે કર્મ નઠારા,
શિક્ષા દે [6]અવનીશ — લલના ૫

રીસ થકી બહુ કષ્ટો આવે,
હૃદય બળે [7]દિનાનિશ — લલના ૬

રીસ પડાવે નરક નિગોદે,
તેવુ કરો નહિ [8]મિષ — લલના. ૭

[9]આત્મઘાત [10]પરઘાત કરાવે,
રીસ છે [11]ઉગ્ર [12]અહીશ — લલના ૮

રીસ કષાય ભય કર જગમા, ત્યજવો જાણી વિષ — લલના ૯

જો શ્રાવક સ સાર સુધારો,
જાશો નહિ તે દિશ — લલના ૧૦

આ પ્રમાણે મણિએ રીસ અથવા ક્રોધ ન કરવા વિષેની કવિતા ગાઈ, તે સાભળી બધી શ્રાવિકાઓ ખુશી થઈ ગઇ પછી ધર્મદાસશેઠે કહ્યુ કે નિત્યના નિયમ પ્રમાણે આપણો સમય થઇ ગયો છે, તેથી હવે આજની ધર્મવાર્ત્તા સમાપ્ત કરવામાં આવે છે ધર્મદાસશેઠના આ વચન સાભળતાજ શ્રાવિકાઓ મધુર ધ્વનિથી આદીશ્વર ભગવાનની જય બોલતી બોલતી પોતાના ઘર તરફ રવાને થઇ હતી

---

૧ હૃદયમા ૨ માથુ ૩ ખરાબ ધ્યાન. ૪ પરમેશ્વર ૫ ઝેર ૬ રાજા ૭ રાત દહાડો, ૮ બાનું ૯ આત્માનો નાશ—આપ મરવા ૧૦ બીજાનો નાશ. ૧૧ આકરો. ૧૨ મોટો સર્પ

અધમપિતાની દુર્ભાગ્યા પુત્રી થઇ છુ, એ પાપના પ્રસંગથીજ આ ત્મામા કુબુદ્ધિ ઉત્પન્ન થઈ હશે હે પવિત્ર પિતા, આજે આપની ઉપદેશવાણી સાભળી મારા આત્માને શાતિ વળી છે હુ દોષની ઘોર નિદ્રામાથી જાગ્રત થઈ છુ આપની આ ઉપદેશવાર્તાએ મને પાપના કાન્તમાથી બ્હાર કાઢી છે. આ મહાન્ લાભ મળવાનુ કારણ આ મારી પ્રિય બ્હેન મણિ છે એ તમારી શ્રાવિકાશાળાનો સુશોભિત શણગાર છે તેના પ્રતિબોધથીજ હુ તમારા શરણે આ વી શકી છુ એ પવિત્ર બ્હેનનો મારી ઉપર અપાર ઉપકાર થયો છે"

સાકળચદ શેઠની દીકરી કુલીના આવા વચન સાભળી સર્વ શ્રાવિકાસમાજ આશ્ચર્ય પામી ગયો અને સર્વે હૃદયથી કુલીને અને મણિને ધન્યવાદ આપવા લાગ્યા

ધર્મદાસ શેઠે કુલીને કહ્યુ, "વત્સે, તારા સદ્વિચાર જાણી મને સતોષ થયો છે હવે સદાકાળ એવા સદ્વિચાર ધારણ કરજે અને વિપરીત કાર્યને કરાવનારા કષાયોને કદિ પણ વશ થઈશ નહિ"

આ પ્રમાણે કુલીને કહી ધર્મદાસે બધી શ્રાવિકાઓને ઉદ્દેશીને કહ્યુ "શ્રાવિકાઓ, આત્મહત્યા કરવાને તૈયાર થયેલી આ કુલીનુ પ્રત્યક્ષ દૃષ્ટાત તમારી આગળ ખડુ છે આ ઉપરથી તમે હૃદયમા બોધ ગ્રહણ કરજો, અને ક્રોધકષાયને વશ થઈ કદિ પણ આત્મહત્યા કરવાનો કુવિચાર તમારા હૃદયમા લાવશો નહિ" આ પ્રમાણે શ્રાવિકાઓને સભળાવી ધર્મદાસશેઠે મણિને કહ્યુ, "મણિ, ક્રોધ કે રીસ ન કરવા વિષે એક કવિતા તને આવડે છે, તે આ સર્વ શ્રાવિકાઓને સભળાવ એ કવિતા શ્રાવિકાઓને અતિ ઉપયોગી છે"

મણિ—ધર્મપિતા, જેવી આપની આજ્ઞા પછી મણિ તે કવિતા નીચે પ્રમાણે ગાય છે—

### ક્રોધ કે રીસ ન કરવા વિષે કવિતા.

"પૂર્ણ થયો છે એવ સુજનો"—એ રાહ.

હૃદય ન રાખો રીસ લલના હૃદય ન રાખો રીસ (એ ટેક)

**આનંદા**— એવુ શું કારણ બન્યુ ? તે જો કહેવા યોગ્ય હોય તો કહે

**પુતળી**—માતા, આજે હુ એક શીળવતીના દર્શન કરવાને ગઇ હતી, તેથી મને અહિ આવતા વાર થઈ છે

**આનંદા**—બ્હેન, એવી શીળવતી કોણ છે કે જે દર્શન કરવા લાયક છે?

**પુતળી**—ધર્મમાતા, જેના કર્ણ ઉપર પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે પણ તમારી ઉપદેશવાર્તા થઈ ગઇ હશે, તે સ્ત્રી શીળવતી થઈ હશે, અને દર્શન કરવા લાયક પણ તેજ સ્ત્રી થાય છે

**આનંદા**—એવી કોણ છે? અને તે શી રીતે **શીળવતી** થઇ? એ વિસ્તારથી કહી મ ભળાવ

**પુતળી**—ધર્મમાતા, મારી પડોશમા **સુગુણા** કરીને એક શ્રાવિકા રહે છે તે ઘણી સ્વરૂપવાન્ છે તેના પતિનુ નામ **નરોત્તમ** છે તે નરોત્તમ મોટી ઉમરે ફરીવાર સુગુણાને પરણ્યો છે સુગુણાને પરણ્યા પછી તેની આગળની સ્ત્રી એક પુત્રમુકીને ગુજરી ગઇ છે નરોત્તમની સ્થિતિ ઘણી સારી છે, તે પોતાના વેપારમા દરવર્ષે પાચ હજાર રૂપીઆ કમાય છે આટલી મોટી આવક છતા સુગુણાને પુત્ર ન હોવાથી તે હમેશા ચિતાતુર રહેતો હતો. તેની સ્ત્રી સુગુણા સારી કેળવણી પામેલી એક વિદુષી શ્રાવિકા છે તેણીની મનોવૃત્તિ ધાર્મિક અને પતિસેવામા તત્પર છે તેનો પતિ નરોત્તમ અલ્પ કેળવણી પામેલો હોવાથી તે સ્ત્રીથી પુત્રની ઘણી ઇચ્છા રાખતો હતો સુગુણાને પરણ્યા ઘણો વખત થઇ ગયો, તોપણ તેને કાઇપણ સતતિ થઈ નહિ, તેથી નરોત્તમ રાતદહાડો તેની ચિતા કર્યા કરતો હતો કારણકે તેના મનમા એમ હતું કે, "જો આ સુગુણાને પુત્ર નહિ થાય તો મારા મરણ પછી તેનું પાલનપોષણ કરનાર અને તેની સભાળ રાખનાર કોણ થશે? તેણીની શોકયનો પુત્ર તેની બરાબર સભાળ લેશે નહિ એટલુજ નહિ પણ વખતે તેણીને દુખદાયક થઇ પડશે " આ ચિતાથી નરોત્તમનું હૃદય સદા દહન થયા કરતુ હતુ



# દિવસ ૨૦ મો.

નિત્યના નિયમ પ્રમાણે ધર્મદાસશેઠ અને ગંગા શ્રાવિકાશાળામાં આવે છે તેમને આવતા જોઇ અગાઉથી આવેલી શ્રાવિકાઓએ આદીશ્વર ભગવાનની જય બોલાવી હતી. સર્વ શ્રાવિકાસમાજ શાંત થયા પછી ધર્મદાસશેઠે નીચે પ્રમાણે મંગલાચરણ કર્યું

## શિખરિણી

અખંડાનંદે જે અગણિત ગુણો ધારણ કરી,
પ્રકાશે સિદ્ધોમાં શિવકર શિવાનંદ વિહરી,
પરં પ્રેમે પૂજે સુર અધિપ જેને જગ બધુ,
પ્રભુ તે સદ્બોધો સકલ ભુવને શ્રાવકવધુ ૧

મંગલાચરણ થઇ રહ્યા પછી પોતાની ઉપદેશવાર્તાનો આરંભ કર્યા કે શ્રાવિકાઓ, નિત્યના નિયમ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને બોધવાર્તા કરવાને તૈયાર થઇ, તે વખતે પુતળી શિવાય બધી શ્રાવિકાઓ આવી હતી. આનંદાએ પોતાની કથા ઉપર પ્રીતિ રાખનાર પુતળીની ઘડીવાર રાહ જોઇ, તેવામાં પુતળી ઉતાવળી ઉતાવળી આવી પહોંચી. પુતળીને આવેલી જોઇ આનંદાના હૃદયમાં આનંદ થઇગયો. તેણીએ પુતળીને પ્રેમપૂર્વક પુછ્યું, "બ્હેન પુતળી, આજે આવતા કેમ વાર થઇ?"

**પુતળી,**—ધર્મમાતા, આજે કોઇ એવું કારણ બન્યું કે, જેથી મને આવતા વિલંબ થયેલો છે

કહ્યું, "સ્વામી, આપે એક મહાત્માને શિક્ષા આપવાનું આમંત્રણ આપ્યું, તેથી હું ખુશી થઈ છું. આજે આપણો દિવસ કૃતાર્થ થયો છે. એ મહાત્મા કોણ છે? અને આલોકનું શું સુખ આપવાના છે? તે મને કૃપા કરી સમજાવો." નરોત્તમ શેઠે આનંદપૂર્વક જણાવ્યું, "લક્ષે, લાલચંદજી નામે એક મંત્રતંત્રને જાણનારા ઉત્તમ ગોરજી આપણા ગામમાં રહે છે. તેઓ અપુત્રને પુત્ર આપે છે અને બીજી બધી જાતની કામના પૂર્ણ કરી શકે છે. અદ્યાપિ તને કોઈ પણ ફરજંદ થયેલ નથી, તેથી જો એ મહાત્મા કૃપા કરે તો તું પુત્રવતી થઈ જા, અને 'તેમણે તને પુત્રની કરવાનું વચન પણ આપ્યું છે." પતિના આ વચન સાંભળી સુગુણા બોલી—"પ્રાણનાથ, એ વાત મને રુચિકર લાગતી નથી. કદિ આપની આજ્ઞાને લઈને હું આહાર વહોરાવીશ પણ બીજો કોઈ પણ અનુચિત પ્રયોગ તેના કહેવાથી હું કરીશ નહિ, કારણકે કેટલાએક ગોરજીઓ અને બાવાઓ એવી ધૂર્તવિદ્યા કરી લોકોને ઠગે છે અને પોતાના નીચ સ્વાર્થ સાધે છે. હું આપને વિનંતિપૂર્વક કહું છું કે મારે માટે આપ પુત્રની ઈચ્છા શા માટે રાખો છો? જો મારાં પૂર્વનાં શુભ કર્મ હશે, તો મને પુત્ર વા પુત્રી કોઈ પણ સંતતિ થશે, નહિ તો ગમે તે ઉપાય કરશો તોપણ મને સંતાન થવાનું નથી. કર્મની સત્તા આગળ દેવતાનું પણ ચાલતું નથી, તો મનુષ્ય પામરનું શી રીતે ચાલી શકે?"

આ પ્રમાણે નરોત્તમશેઠ અને સુગુણા વાતચિત કરતા હતા, ત્યાં લાલચંદજી ગોરજી તેમના ઘરમાં આવ્યો. તેને આવતા જોઈ નરોત્તમશેઠ સંભ્રમથી સામા આવ્યા અને બહુ માનથી તેમને ઘરમાં લાવ્યા. સુગુણા વિનયથી એક તરફ ઉભી રહી. સુગુણાની સુંદર મૂર્તિ જોઈ ગોરજીના હૃદયમાં કામવિકાર પ્રગટ થઈ આવ્યો. તે ધ્યાન આપી સુગુણાની સામે જોઈ રહ્યો અને તેના અંગને નિરખવા લાગ્યો. લાલચંદજીની દુષ્ટ દૃષ્ટિ ચતુર સુગુણાના જાણવામાં આવી ગઈ, એટલે તેણી પોતાની દૃષ્ટિ નીચી કરી ઉભી રહી. નરોત્તમશેઠે ગોરજીને વંદના કરીને કહ્યું, "મહારાજ,

શ્રાવકોને અને શ્રાવિકાઓને પૂજે છે લાલચદજીને માટે લોકો અનેક જાતની વાતો કરે છે " લાલચદજી ગોરજી મુઠ નાંખીને મારી શકે છે, પુત્ર ન હોય તેને પુત્ર આપે છે, છોકરા ન થતા હોય તો છોકરા આપે છે ગમે તેનો રોગ થયો હોય, તોપણ તેમાથી બચાવે છે, પતિ અથવા બીજા ગમે તેનુ વશીકરણ કરી શકે છે અને નિર્ધનને ધનવાન બનાવે છે "

પુત્રની ઇચ્છાવાળા નરોત્તમ શેઠના જાણવામા આવ્યું કે આવા એક ચમત્કારી ગોરજી ગામમા રહે છે તેથી તેની પાસે જઈ પોતાના મનોરથ પૂર્ણ કરવા એક વખતે નરોત્તમશેઠ હાથમા લાકડી લઇ હળવે હળવે ચાલતા ચાલતા તે ગોરજીને ઉપાશ્રયે ગયા અને તેમને વદના કરી આગળ બેઠા તે ધૂર્ત ગોરજીની પાસે તેમણે પોતાની ઇચ્છા પ્રગટ કરી અને તેને માટે જે ખર્ચ થાય તે આપવાને કબુલ કર્યું

લાલચદજી ગોરજી એક પૈસાનો લોભી ન હતો પણ તે સાથે તેનામા વ્યભિચારનો દુર્ગુણ હતો જોગી જોગી લાવસાથી લલચાવી તે અનેક અજ્ઞાની શ્રાવિકાઓને ભ્રષ્ટ કરતો અને તેમના અમૂલ્ય શીયલરત્ન હરી લેતો હતો ગોરજી લાલચદજી નરોત્તમ શેઠને સારી રીતે ઓળખતો હતો તેના ઘરમા એક સુદર નવી સ્ત્રી છે, એ વાત તેના જાણવામા હતી આથી નરોત્તમ શેઠને જોતાજ તે ઘણો ખુશી થયો અને તેની પાસેથી દ્રવ્ય અને દારા બને મેળવવાની તેણે દુષ્ટ ધારણા કરી ભોળા દીલના નરોત્તમ શેઠ તે ભ્રષ્ટ ગુરૂની વાતો ઉપર મોહિત થઇ ગયા અને તેમને પોતાને ઘેર વ્હોરવાને આનદથી બોલાવ્યો, અને અમુક સમયે તેને પોતાને ઘેર આવવાનુ નિમત્રણ આપ્યુ

ગોરજીને આમત્રણ આપી નરોત્તમ શેઠ પોતાને ઘેર આવ્યા અને તેણે હર્ષ પામી પોતાની સ્ત્રી સુગુણાને કહ્યુ, " શેઠાણી, આજે આપણે ઘેર એક મહાત્મા ભિક્ષા લેવાને આવવાના છે, માટે તુ ઉત્તમ પ્રકારની રસોઈ બનાવજે તે મહાત્મા આલોક અને પરલોક બનેનુ સુખ આપનારા છે " સુગુણાએ આશ્ચર્ય પામીને

ક્યા ગયા અને તેમણે ઘરની બહારના દ્વાર બંધ કરી બહારની સાંકળ અટકાવી શેઠના ગયા પછી ધૂર્તગોરજી જે ઓરડામાં સુગુણા હતી ત્યાં આવ્યો, અને તેણે મુખ ઉપર હાસ્ય દર્શાવી કહ્યું, "કેમ શેઠાણી, શું કરો છો? તમારે જે પુત્રની ઇચ્છા છે તે પૂરી થશે" સુગુણા ભયભીત થઈને બોલી—"મહારાજ, મારા સ્વામી ક્યાં છે? તમે એકલા આ ઓરડામાં કેમ આવ્યા છો?" ગોરજી ઉંચે સ્વરે બોલ્યો—"સુંદરી, તારા સ્વામી તો તને મને સોંપીને બહાર ચાલ્યા ગયા છે એવા ઘરડા પુરૂષને સ્વામી કહેતા તને શરમ કેમ લાગતી નથી? ક્યાં તારૂં સૌન્દર્ય! અને ક્યાં એ વૃદ્ધ પુરૂષ! તારા પતિને મેં ગામની પ્રદક્ષિણા કરવાને મોકલ્યા છે હું કોઈ એવા મંત્રની સાધના કરીશ કે તને થોડા દિવસમાં પુત્ર થશે, પણ અત્યારે તારે મારે આધીન થવું પડશે મેં આ ગામની ઘણી શ્રાવિકાઓને અને બીજી મિથ્યાત્વીઓની સ્ત્રીઓને પણ પુત્રવતી કરેલી છે" ગોરજીના આવા વચન સાંભળી સુગુણા કંપી ચાલી અને તે ઉંચે સ્વરે બોલી—"મહારાજ, તમે શ્રાવક લોકોના પૂજ્ય ગણાઓ છો, તમે પણ તમારી ગુરૂપરંપરામાં ઉત્તમ છે, અમે શ્રાવકો તમને ગુરૂ તરીકે માનીએ છીએ, તમે ગુરૂકુળમાં પરંપરાએ આવ્યા છો, તે છતાં તમે આવા કુવિચાર લાવો, એ તમને ઘટે નહિ હું શ્રાવિકા તમારી પુત્રી કે શિષ્યા તરીકે છુ. પિતા થઈને પુત્રી ઉપર અઘટિત વિચાર લાવે એ કેવું મહાપાપ! તમે જરા હૃદયમાં વિચાર કરો તમારા જેવા ગુરૂનામધારી પુરૂષો જ્યારે આવા દુરાચારને સેવે તો પછી બીજા સામાન્ય ગૃહસ્થોની શી વાત કરવી! કૃપા કરી મારી તરફ સુબુદ્ધિ ધારણ કરો અને મારા પવિત્ર શીળની રક્ષા કરો શીળવતી શ્રાવિકાના શીળનો ભંગ કરવો, એ મહાપાપ છે"

પુતળી કહે છે, હે ધર્મમાતા, આ પ્રમાણે સુગુણાએ પ્રથમ ઘણી આજીજી કરી તોપણ એ દુરાચારી ગોરજીના હૃદયમાં કાંઈ પણ અસર થઈ નહિ તે સુગુણાના પવિત્ર અંગનો સ્પર્શ કરવાને તૈયાર થયો, એટલે સુગુણા જુસ્સાથી બોલી—"અરે દુરાચારી, મા

રસોઈ તૈયાર છે જો ઈચ્છા હોય તો અમારી શ્રાવિકા તમને વો
હોરાવે કારણકે આહારનો વખત થઈ ગયો છે કુમતિગોરજી
કુવિચાર કરીને બોલ્યો—"શેઠ, આહારનો વખત થઇ ગયો છે,
પણ આજે તમારૂ કાર્ય સિદ્ધ કરવાનુ છે, તેથી હુ હમણા આહા
ર કરીશ નહિ "કારણકે આ વખતે એક મંત્રનો પ્રયોગ કરવાનો
છે" ધૂર્તગોરજીના આ વચન સાભળી ભોળા દિલના નરોત્તમ
શેઠ મનમા હર્ષ પામીને બોલ્યા—' મહારાજ, જો એ કાર્ય આ
જે સિદ્ધ કરો તો હુ આપનો અતિ આભારી થઇશ તે પ્રયોગમા
શુ કરવાનુ છે, તે મને કૃપા કરી જણાવો" નરોત્તમ શેઠના આવા
સરલ ભોળા વચનો સાભળી તે ધૂર્તગોરજી નરોત્તમ શેઠને
એકાતે લઇ ગયો અને કહ્યુ "શેઠજી, આ ચમત્કારિક મંત્રપ્રયોગ
કરવાનો છે તેમા તમારે આ વખતે ગામની પ્રદક્ષિણા કરવા જ
વુ પડશે તમે પ્રદક્ષિણા કરીને આવો, ત્યાસુધી મારે તમારા ઘર
મા તમારી સ્ત્રીની પાસે મંત્રનો જપ કરવો પડશે' અધમ ગો
રજીના આ વચન સાભળી નરોત્તમ શેઠ બોલ્યા—"મહારાજ, હુ
વૃદ્ધાવસ્થા પામેલો છુ, તેથી પગે ચાલીને ગામની પ્રદક્ષિણા કર
વાનુ કામ મારાથી બનવુ મુશ્કેલ છે, તેમ છતા તમારી આજ્ઞાથી હુ
ધીરે ધીરે તે કામ કરવાનો ઉદ્યમ કરીશ તો તેમા ઘણો વખ
ત લાગે, મને આપની ઘણીવાર સુધી રાહ જોવી પડશે પછી
જેવી આપની આજ્ઞા" નરોત્તમ શેઠના આ વચન સાભળી ધૂર્ત
ગોરજી વિચાર કરીને બોલ્યો—'શેઠજી મંત્રતંત્રના એવા સુ
ક્ષ્મ ભરેલા કામ છે કે તેના સિવાય કોઈ પણ કાર્યની સિદ્ધિ
થતી નથી, માટે તમે તેમ કરીને તમે ધીરે ધીરે ગામની પ્રદ
ક્ષિણા કરો અને તમારૂ કામ બધ કરજો. કોઇ પણ માણસ અહિ
આવશે તો મંત્રપ્રયોગમા વિઘ્ન થશે. આ વાત તમારી શ્રાવિકાને
કહેશો નહીં જાઓ સત્વર જાઓ અને માર્ગમા કોઇની સાથે બોલશો
નહિ ચક્રેશ્વરી માતા તમારા કાર્યની સિદ્ધિ કરશે"

ધૂર્તગોરજીના આ વચન સાભળી નરોત્તમ શેઠ ઉત્સાહમા
આવી ગયા, અને તરત સુશીલાને મળ્યા વગર મુગા મુગા ચા

તે પુરૂષ મારૂં અપમાન કરી ઘરમાંથી બહાર કાઢી મૂકશે, તેથી મારી પૂરેપૂરી ફજેતી થશે" આવો વિચાર કરી તે ગોરજીએ સુગુણાને અંજલિ જોડી કહ્યું, "ભદ્રે, તું ખરેખર શીળવતી શ્રાવિકા છે તારા શીળની પરીક્ષા કરવા માટે મેં તારી પાસે નઠારી પ્રાર્થના કરી હતી, તેને માટે મને ક્ષમા આપ તું મારી પુત્રી કહેવાય અમારા જેવા ગુરૂજનને આવો દુરાચાર સેવવો ન જોઈએ અમે ગોરજીઓ અનાદિકાળથી ગુરૂપદવી ભોગવતા આવ્યા છીએ અમારા શ્રીપૂજ્યોએ ભારતવર્ષ ઉપર આર્હત ધર્મનો મહાન ઉદ્યોત કરેલો છે અમે તેમના તનુજો આવી અધમ સ્થિતિમાં આવી ગયા છીએ બ્હેન, તું મારા અપરાધ ક્ષમા કરજે અને તારા પતિને આ હલકી વાર્ત્તા કહીશ નહિ હું મારા ઉપાશ્રય તરફ ચાલ્યો જાઉં છું" આટલું કહી તે ગોરજી નિસ્તેજ થઈ ચાલવા લાગ્યો ચાલતી વખતે તેના હૃદયના પરિણામ ફરી ગયા હતા તે વિચારીને પાછો બોલ્યો, "સતી, આ નગરમાં તું ખરેખર શ્રાવિકારત્ન છે તારા જેવી પવિત્ર શ્રાવિકાઓ થોડી છે મારી ધૂર્ત્તતા બધે સ્થળે ચાલે છે, પણ તારી પાસે મારી ધૂર્ત્તતા ચાલી નહીં તારામાં આવો ઉત્તમ ગુણ ક્યાંથી પ્રાપ્ત થયો? તે મને કૃપા કરી જણાવ" સુગુણાએ જરા હૃદયમાં ઉત્સાહ ધરીને કહ્યું, "મહારાજ, તમારી મનોવૃત્તિ પવિત્ર થયેલી જોઈ હું પ્રસન્ન થઉં છું તમારા જેવા યતિપુરૂષે આવીજ વૃત્તિ રાખવી જોઈએ તમારા પૂર્વજો પંચ મહાવ્રતોના ધારક હતા તેમની અનુક્રમે તમે પરિગ્રહના ધારક થઈ પડ્યા છો, તેથી તમે મુનિધર્મથી ભ્રષ્ટ થયા છો હવે તમારે વિચાર કરવો જોઈએ આવા દુરાચારને દૂર કરી તમારા પૂર્વજોની કીર્તિને પાછી પ્રકાશિત કરવા પ્રયત્ન કરવો જોઈએ સંવેગી મુનિઓનો અતિ પ્રચાર થવાથી મુનિના શુદ્ધસ્વરૂપને લોકોએ ઓળખવા માંડ્યું છે, તેથી તમારો ધૂર્તધર્મ હવે ચાલવાનો નથી વર્ત્તમાન સમયે આર્હત ધર્મના શુદ્ધ માર્ગનો પ્રકાશ પડતો જાય છે ધર્મના સ્વરૂપને દર્શાવનારા ઉત્તમ પુસ્તકો મુદ્રાંકિત થઈ જૈન પ્રજાની દૃષ્ટિએ પડવા લાગ્યા છે આ સમયે તમારે પણ તમારા પૂર્વરૂપને પ્રકાશિત કરવું જોઈએ તમારા શિષ્યો ભવિ-

રાથી દૂર રહે હુ મારા પ્રાણુનો ત્યાગ કરીશ પણ શીળનો ત્યાગ નહિ કરૂ મારે પુત્રની ઇચ્છા નથી શીળનો ભગ કરીને પુત્રવતી થવા હુ ઇચ્છતી નથી, તેના કરતા વધ્યા રહેવુ વધારે સારૂ છે, તેમ છતા હુ પુત્રવતી પણ છુ હીરાલાલ નામે મારે પુત્ર છે એ પુત્રથી મારા પતિની વશવૃદ્ધિ છે તારા જેવા અવમગુરૂ પુત્ર શુ આપવાના હતા? તારા મત્રો પણ ખોટા છે મત્રના અધિષ્ઠાયક પવિત્ર દેવતાઓ તારા જેવા પાપીની આગળ આવેજ નહિ હુ વીર ભગવાનની શ્રાવિકા દુહિતા છુ વીરશાસનના પ્રભાવિક દેવતાઓ મારા જેવી પવિત્ર શ્રાવિકાઓના શીળની રક્ષા કરવાને સદા તત્પર છે શ્રાવિકાના પવિત્ર શીળનો ભગ કરવાને ત્રણ લોકમા કોઈપણ સમર્થ નથી તારા જેવા પામરથી શુ થવાનુ છે? તે મારા સેવકજનોને બભાવી દીધા તેથી શુ થયુ ? એ બીચારા ગામની પ્રવૃત્તિ કરતા દુ ખી થશે, તેનુ પાપ તારે શિર છે અરે અધમ તુ એમ સમજે છે કે, આ સ્ત્રીનો પતિ વૃદ્ધ છે, એથી તે મને ભજવાને તૈયાર થશે, પણ એ વાત તારા મનમા લાવીશ નહિ સતી શ્રાવિકા પોતાના કર્મયોગે જેવો પતિ મળે તેમા સતોષ માની રહે છે રૂપી, કુરૂપી, વિદ્વાન્ કે મૂર્ખ સદ્ગુણી કે નિર્ગુણી, શ્રીમત કે ગરીબ—ગમે તેવો પતિ મળે, તેને ઇષ્ટદેવની જેમ માની તેનીજ સેવામા તત્પર રહે છે તે શિવાય બીજો ગમે તેવો સુન્દર પુરૂષ હોય અથવા દેવતા પ્રત્યક્ષ થઈ આવે તોપણ તે શીળવતી શ્રાવિકા તેની ઉપર રાગવતી થતી નથી તે પોતાના પતિ શિવાય બીજાને તૃણવત્ ગણે છે ”

સુગુણાએ આ પ્રમાણે વચનો કહ્યા, તે સાભળી ગોરજી લાન્યચદજી જરા હૃદયમા ભય પામી ગયો સુગુણાના હૃદયનો આવો જુસ્સો જોઈને તેણે પોતાના મનમા વિચાર્યું કે, “ આ શ્રાવિકા શીળવતી લાગે છે કદિ હુ તેની ઉપર બળાત્કાર કરીશ તો તે પોતાના પ્રાણનો ત્યાગ કરશે હવે આ સ્થળેથી ચાલ્યા જવુ વધારે સારૂ છે, નહિ તો નાહક ફજેતો થશે હમણાજ તેણીનો પતિ આવશે એટલે આ સ્ત્રી તેને આ બધો વૃત્તાન્ત કહી આપશે એટલે

માણસને ઘરમા રાખી તમે બહાર ચાલ્યા જાઓ, એ યોગ્ય ન કહેવાય દરેક સ્ત્રી પોતાના શીળની રક્ષા કરવાને બંધાએલી છે, પણ તે શીળની રક્ષા કરવામા તેના પતિએ મદદ કરવાની છે પ્રાયે કરીને ઉત્તમ પુરૂષે પોતાની સ્ત્રીને એકલા રાખવાનો અવકાશ ન આપવો જોઈએ, કે જેથી સ્ત્રીને પોતાના શીળરત્નને સાચવવાની મુશ્કેલી ન પડે” આટલુ કહી સુગુણાએ ગોરજી સબંધી જે વૃત્તાંત બન્યો હતો, તે સર્વ નરોત્તમ શેઠને કહી સંભળાવ્યો હતો સુગુણાના મુખથી તે વૃત્તાંત સાભળી નરોત્તમ શેઠ આશ્ચર્ય પામ્યા હતા અને તેણે સુગુણાને ધન્યવાદ આપ્યો હતો

પુતળી—હે ધર્મમાતા, ત્યારથી નરોત્તમ શેઠે પ્રતિજ્ઞા લીધી છે કે હવે કોઈ પણ પ્રકારે સુગુણાને પુત્ર થવાના ઉપાય કરવા નહિ તેમ એવી વાતના ગપ્પા ગણવા નહિ પછી નરોત્તમ શેઠે આ બનેલી વાત મારા પિતાને કહી હતી, કારણ કે મારા પિતા નરોત્તમશેઠના મિત્ર છે તેમણે મને સુગુણાની શીળની પ્રશંસા કરતા આ વાત મને કહી એટલે હુ હર્ષમા ઉમંગ લાવી તે શીળવતી સુગુણાના દર્શન કરવાને ગઈ હતી જ્યારે મે તેની પ્રશંસા કરવા માડી એટલે સુગુણાએ મને કહ્યુ કે બ્હેન પુતળી, આ બધો પ્રતાપ ધર્મમાતા આનંદાનો છે જો કે મારે મારા વૃદ્ધ પતિની સેવા કરવામા અહર્નિશ હાજર રહેવુ પડે છે, તેથી હુ એ પવિત્ર ધર્મમાતાના મુખથી ઉપદેશવાર્ત્તા સાભળવા આવી શકતી નથી, પણ તારા મુખથી હમેશા તેમના ઉપદેશની વાર્ત્તા સાભળુ છુ, તેથી મારા હૃદયમા શીળરત્નની રક્ષા કરવા માટે નિશ્ચય થયો હતો, એટલુજ નહિં પણ જે કાંઈ મારામા ધાર્મિક વૃત્તિ કે સદાચારની પ્રવૃત્તિ જાગ્રત થઈ છે, તે બધો તેમનો ઉપદેશવાર્ત્તાનોજ પ્રભાવ છે”

સુગુણાના આવા વચન સાભળી હુ વધારે ખુશી થઈ અને મે તે સતીના ચરણમા વંદન કરવા માડ્યુ, એટલે તેણીએ મને તેમ કરતા અટકાવી અને કહ્યુ કે બ્હેન પુતળી, હુ તારે વંદન કરવા યોગ્ય નથી, પણ તુ મારે વંદન કરવા યોગ્ય છે કારણકે ધર્મ-

ધ્યમાં સુબોધક વિદ્વાન થાય અને સર્વ પ્રકારના દુરાચારથી દૂર રહે એમ તમારે કરવું જોઈએ શાસનદેવતા તમોને સદ્બુદ્ધિ આપો "

સુગુણાના આ વચન સાંભળી લાલચંદજીના હૃદય ઉપર સારી અસર થઈ ગઈ તેઓ શુભ પરિણામ ધારણ કરી સુગુણાને નમી પડ્યા, અને વિનયથી બોલ્યા—"પુત્રી, તારૂં શીયળવ્રત જોઈ હું હૃદયમાં અત્યંત પ્રસન્ન થયો છું તારા જેવી શ્રાવિકાઓ આ ગામમાં થોડી છે મેં તારી તરફ જે માઠી વર્તણુક ચલાવી છે, તેને માટે તું મને ક્ષમા કરજે તારા જેવી સુંદર અને વૃદ્ધપતિની સ્ત્રી આવું શીયળવ્રત પાળે એ મને મોટું આશ્ચર્ય થાય છે, એટલુંજ નહિ પણ મારી નઠારી વર્તણુક સુધારનાર તું મારો ગુરૂ થઈ છે આજથી હું મારી આ અધમ વૃત્તિનો ત્યાગ કરૂં છું પરંપરાથી અદ્ભુત ધર્મના ઉદ્યોત કરનારા અને પોતાની મનોવિદ્યાથી જૈન ધર્મનું રક્ષણ કરનારા અમારા યતિઓના વંશમાં માગ જેવા અધમ યતિઓને ધિક્કાર છે પોતાના શુદ્ધ ચારિત્રથી ભ્રષ્ટ થએલ અને અનીતિને પોષનારા અમારા ગોરજીઓની શી ગતિ થશે? તમે તો મારો આજે ઉદ્ધાર કર્યો છે મેં કરેલા હજારો દુષ્કર્મોનું તમે આજે મને પ્રાયશ્ચિત્ત આપ્યું છે" આટલું કહી તે લાલચંદજી સુગુણાની ક્ષમા માગી તેને પ્રણામ કરી પોતાના ઉપાશ્રય તરફ ચાલ્યો ગયો હતો.

થોડી વાર પછી સુગુણાના પતિ નરોત્તમ શેઠ ગામને પ્રદક્ષિણા કરીને આવ્યા વૃદ્ધાવસ્થાને લઈને તેને ઘણો શ્વાસ ચડયો હતો, તેના શરીર ઉપર પસીનો છુટતો હતો તેણે આવી ઘરમાં વિશ્રામ લીધો એટલે સુગુણા શીતળ જળ લઈ બહાર આવી, પતિને જળ પાન કરાવી શાન્ત કર્યા ક્ષણવારે સ્વસ્થ થયા પછી નરોત્તમ શેઠે કહ્યું, "શેઠાણી, ગોરજી મહારાજ ક્યાં છે? તેઓ આપણા કલ્યાણને માટે શું કરે છે?" સુગુણા નમ્ર થઈને બોલી—"સ્વામી, જૈન ધર્મના પ્રભાવથી અને તમારી ભક્તિના પ્રભાવથી મેં મારા શીયળની રક્ષા કરી છે પણ હવેથી એવા ધૂર્ત ગોરજીઓ કે લાલચુ બ્રાહ્મણોનો વિશ્વાસ કરશો નહિ એવા અજાણ્યા અને અપરિચિત

પુત્રની ખોટથી અથવા બીજા કોઈ કારણથી બીજી નવી સ્ત્રી પર-
ણવી, તે અવિચારી કામ છે વખને ધનવાન માણસ પુત્રની ખો
ટને લઈને યોગ્યવયમા પુનવિવાહ કરે, એ જો કે અઘટિત છે,
તથાપિ વ્યવહારને લઈને તે વાત આપણે કબુલ કરીએ, પણ જો
પોતાની ઉમ્મર ચાળીશ વર્ષ ઉપરાન્ત હોય અને એવી ઈચ્છાથી ફ-
રીવાર પરણવુ, એ અઘટિત છે તેમ એક સ્ત્રી છતા બીજી સ્ત્રી કર
વી, તે પણ અયુક્ત છે તેમ છતા બીજા સવ્યવહારના કેટ-
લાએક કારણોને લઈને શ્રીમત શ્રાવકને ફરીવાર પરણવુ પડે તો
તે સભવિત છે આવે વખતે કોઈ પણ કારણથી એવા વૃદ્ધવરની
સાથે પૂર્વકર્મના યોગથી સબધ જોડાઇ ગયો હોય, તો તે વખ
તે શ્રાવકપુત્રીએ સત્ય માર્ગે વર્તવાનુ છે તેને માટે આ સતી સુગુ
ણાનુ દૃષ્ટાત મનન કરવા યોગ્ય છે પોતાનામા અનુપમ સૌંદર્ય છતાં
સુગુણા પોતાના વૃદ્ધ પતિ નરોત્તમદાસની કેવી સેવા કરે છે? તે
વૃદ્ધ પતિમાત્ર પોતાનો શુદ્ધ પ્રેમ ધારણ કરી તે કેવો સતોષ રાખે
છે? સર્વ શ્રાવિકાઓએ એ સુગુણાની જેમ વર્તવુ જોઈએ વૃદ્ધ
પતિને વરેલી વનિતાએ પોતે યુવાન છતા વૃદ્ધાની જેમ વર્તવુ જો
ઈએ પોતાનામા ગમે તેટલુ રૂપ હોય, ઘરમા ગમે તેટલુ દ્રવ્ય
હોય, તોપણ શ્રાવક બાળાએ પોતાના પિયર અને સાસરાના
કુળની મર્યાદા ન છોડવી જોઈએ તે વૃદ્ધપતિને પોતાના ઇષ્ટદેવ-
ની જેમ માનવો જોઈએ વૃદ્ધપતિની સ્ત્રીના શીળનો ભગ કરવા
અનેક પ્રકારના અતરાયો આવે છે કોઇ તેણીને વિષયની
લાલચથી આકર્ષવા ઇચ્છે છે, કોઇ તેણીની પુત્રની ઇચ્છા પૂર્ણ
કરવાને લોભાવે છે અને કોઇ તેણીના શૃગારને સફળ કરવા લલ-
ચાવે છે આવા આવા અનેક અતરાયો તેણીને પ્રસગેપ્રસગે આવી
મળે છે, તેથી શીળવતી શ્રાવિકાએ વૃદ્ધવરની પત્ની થઈને ઘણી
જ ચેતવાનુ છે હે પુત્રી લલિતા, સતી શ્રાવિકાએ કેવા કેવા
પ્રસગે શીળની રક્ષા કરવી જોઈએ, તે વિષેના એક કવિના એ
ક સારગર્ભિત વાર્તા ગાઇ છે જો તને યાદ રહી હોય તો આ
ને ગાઇ સભળાવ તે સાભળવાથી આ બાળી બ્હેનોને અનિ

માતા આનંદાના મુખની વાણી સંભળાવનાર તું છે હું તારી યાવજ્જીવિત આભારી છું

હે ધર્મમતા, પછી હું સુગુણાને પ્રણામ કરી અહિં આવી છું તે પ્રસંગમાં રોકાવાથી મને અહું આવતા વિલંબ થયેલ છે, તે ક્ષમા કરજો પુનઃ આ વાર્ત્તા સાંભળી આનંદાએ કહ્યું, બ્હેન પુતળી, આ વાર્ત્તા સાંભળી હું વધારે ખુશી થઇ છું સુગુણા ખરેખર વંદનીય સતી છે તેના જેવી સતીના રાખનારી શ્રાવિકાને પૂર્ણ ધન્યવાદ ઘટે છે વિશેષમાં તેણી વધારે ખુશાની વાત એ છે કે, લાવણ્યદત્ત ગોરજીને તેણીએ પ્રતિબોધ કર્યો હતો આ વાત તો મને સૌથી વધારે સંતોષ આપનારી છે જો એ લાવણ્યદત્ત ગોરજી હૃદયથી પ્રતિબોધ પામ્યા હશે તો આપણા ગામનો ઉદ્ધાર થયેલો સમજવો કારણકે ઘણા લોકો તેના દુરાચારમાં સપડાઈ જતા હતા તેમાં ખાસ કરીને કેટલીએક ભોળી હૃદયની ભામનીઓ તે ગોરજીની પાપી પાગણાનો ભોગ થઈ પડતી હતી બ્હેન પુતળી, આજે તારા મુખથી આ હકીકત સાંભળી મને વધારે સંતોષ થયો છે સુગુણાના પવિત્ર શીળની રક્ષા અને લાવણ્યદત્ત ગોરજીના દુરાચારનો નાશ આ બંને વાત થવાથી આપણા કાંતિપુરની જૈનપ્રજાને મહાન્ લાભ થયો છે

**ધર્મદાસ શેઠ** કહે છે, હે શ્રાવિકાઓ, આ પ્રમાણે પુતળીની વાત સાંભળી ખુશી થયેલી આનંદાએ પછી પોતાની ઉપદેશ વાર્ત્તા આગળ ચલાવી હે બ્હેન લલિતા અને બીજી શ્રાવિકાઓ, આ પુતળીએ કહેલી સુગુણા સતીની વાત સાંભળી તે વિષે કેટલોએક ઉપદેશ આપવાની વાત મારા સ્મરણમાં આવી છે, તે તમે ધ્યાન દઈને સાંભળજો વર્ત્તમાનકાળે કેટલાએક શ્રાવકો પૂર્ણ કેળવણીને અભાવે વૃદ્ધ વયે ફરીવાર પરણવાની ઈચ્છા કરે છે, તે તેમની મૂર્ખતા છે, પાળીશથી ચાળીશ વર્ષની વય પછી કોઇ પણ કારણથી પરણવાનો વિચાર કરવો, એ મૂર્ખતા છે કારણકે પુરૂષને સાંસારિક સ્વાદ લેવાની હદ ચાળીશ વર્ષ સુધી છે, તે પછી ઉતરતી વયનોજ આરંભ થાય છે, તેવી વયમાં ઘરભંગ થવાથી

[1]પરઘેર ઉત્સવે જાતારે,
શીળ શ્રાવિકા સાચવજો ૩
[2]જનમંડળમાં દાખલ થાતારે,
શીળ શ્રાવિકા સાચવજો ૪
[3]મનગમન કામ કરીનેરે,
શીલ શ્રાવિકા સાચવજો ૫
[4]શુભશૃંગાર આપ ધરીનેરે,
શીલ શ્રાવિકા સાચવજો ૬
સરખી વયની સહિયરમાંરે,
શીલ શ્રાવિકા સાચવજો ૭
જાતા [5]ધણિ પ્રેમ પિયરમાંરે,
શીલ શ્રાવિકા સાચવજો ૮
જોવું જોવાને જાતારે,
શીલ શ્રાવિકા સાચવજો ૯
[6]બહુમાન વડી મ્હાલતારે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૦
સુંદર શણગાર વરીનેરે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૧
રૂપે [7]નવરંગ ભરીનેરે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૨
ગુણવંત રસિક નર દેખીરે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૩
ધનવંત પુરૂષને [8]પેખીરે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૪
[9]પરનર શું ભાષણ કરતારે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૫

---

૧ પારકે ઘેર ૨ લોકોના મંડળમાં પ્રવેશ કરતા ૩ મન રાજી થાય તેવા ૪ શોભાની ભિગરીર ૫ ધણી કરી ૬ ઘણુ માન મળવાથી મ્હાલ મારી જતાંને ૭ નવીન રંગ ધારણ કરીને ૮ દેખીને ૯ પ પુરૂષની સાથે.

આનંદ આવશે

**પ્રેમદા**—માનદા બ્હેન, તમે સત્ય કહો છો, જો લલિતા બ્હેન એ કવિતા ગાય તો અમને ઘણો આનંદ આવશે, એટલુંજ નહિ પણ ઘણો લાભ થશે

**લલિતા**—ના, એ કવિતા તમે મને શીખવી નથી, માત્ર બે ત્રણ વખત ગાઈ સંભળાવી છે, તેથી મને તે બધી કંઠે રહી નથી

**આનંદા**—બ્હેન, જેટલી આવડે, તેટલી ગાવ હું તને મદદ કરાવીશ

**ધર્મદાસ શેઠ** કહે છે, હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનંદાએ પોતાની પુત્રી લલિતાને કહ્યું, એટલે વિનયવતી લલિતાએ "કેવા કેવા પ્રસંગે શીલની રક્ષા કરવી જોઇએ" એ વિષય ઉપર કવિતા ગાઈ સંભળાવી હતી તે કવિતા ગાતા લલિતા કોઈ કડી ભૂલી જતી એટલે આનંદા તેને સંભારી આપતી હતી

ધર્મદાસ શેઠના આ વચન સાંભળી મણિએ હાથ જોડીને બોલી—" ધર્મપિતા, એ કવિતા સાંભળવાની સર્વ શ્રાવિકાઓની ઈચ્છા છે, માટે જો આપ આજ્ઞા કરો તો મારા ગંગાકાકી સર્વને ગાઈ સંભળાવે

મણિના આ વચન સાંભળી ધર્મદાસ શેઠે આજ્ઞા કરી એટલે ગંગા નીચે પ્રમાણે તે કવિતા ગાય છે—

### "કેવા કેવા પ્રસંગે શીલની રક્ષા કરવી જોઇએ" તે વિષે ગરબી

" અસ્તો મસ્તો કાલેરી " એ રાહ

નિજ ધર્મ હૃદયમાં ધારીરે,
શીળ શ્રાવિકા સાચવજો
[1]સુખકાર સદા તે ભારીરે,
શીળ શ્રાવિકા સાચવજો

1 સુખ કરનાર

એ સ્વર્ગના દ્વારની કુંચી છે, દિવ્ય સુખનું ઠાર છે અને મોક્ષનો દરવાજો છે શીળવતીના શીળની આગળ દેવતાઓની શક્તિ પણ ચાલતી નથી, મંત્ર યંત્ર અને તંત્રની શક્તિઓ શીળની આગળ પ્રતિહત થઇ જાય છે બ્હેનો, જો તમારે ખરેખર શ્રાવિકા બનવું હોય, શીળના દિવ્ય પ્રભાવનો ઉત્તમ અનુભવ લેવો હોય, સમકિતના શૃંગારને સાર્થક કરવો હોય, શ્રાવકકુળ સાગરને શોભાવવો હોય અને સદાચારીની સત્કીર્ત્તિ મેળવવી હોય, તો તમે સર્વદા શીળનું રક્ષણ કરજો શીળ એ તમારૂં સર્વસ્વ છે, તમારૂં પરમ દૈવત છે અને તમારા જીવનનું પરમતત્ત્વ છે

આનંદા કહે છે, પ્રિય બ્હેનો, હવે આપણી ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવાનો સમય થઇ ગયો છે, તેથી આજની ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવામાં આવે છે

ધર્મદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ, એ પ્રમાણે આનંદાએ પોતાની ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરી હતી આપણો પણ સમય નિત્યના નિયમ પ્રમાણે પૂરો થઇ ગયો છે, તેથી આજની ધર્મવાર્ત્તા સમાપ્ત કરવામાં આવે છે ધર્મદાસ શેઠના આ વચન સાંભળી શ્રાવિકાઓએ આદીશ્વર ભગવાનની જય બોલાવી હતી પછી સઘળી અને મણિ ધર્મદાસ શેઠની આજ્ઞાથી ઉભા થઇને શીળના મહિમાની એક ગરબી નીચે પ્રમાણે બોલ્યા હતા

## શીળના મહિમાનું ગીત.

### "નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો"—એ રાગ

સખી શીલનો પ્રભાવ જગમાં જામી રહ્યો,
જામી રહ્યો યશ જમાવી રહ્યો સખી શીલનો (એ ટેક)
સર્વ જગતમાં શ્રેષ્ઠ છે, શીલતણો શણગાર,
તે શણગારે શ્રાવિકા, સદા ધરો [1]મન પ્યાર
શીલ અંગ ધરી નવરંગ બનો સુંદરી,
શીલનો પ્રભાવ જગ પામી રહ્યો સખી શીળનો ૧

---

૧ મનની પ્રીતિ વારણ કરી.

માગ્ગનાટે પગ ધરતારે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૬
મનમાહિ વિચારો કરતારે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૭
સખીઓ સાથે પણ ભળતારે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૮
પરનગમા આવી પડતારે,
શીલ શ્રાવિકા સાચવજો ૧૯
કંઈ વિઘ્ન આવી નડતારે,
શીલ શ્રાવિકા સાચવજો ૨૦
છે શીલતણું ધન ભારીરે,
શીલ શ્રાવિકા સાચવજો ૨૧
તે છે અતિ શિવકારીરે,
શીલ શ્રાવિકા સાચવજો ૨૨

ગ ાએ આ પ્રમાણે કવિતા ગાઈ બતાવી, તે સાંભળી શ્રાવિકાશાળામા આવેની દરેક શ્રાવિકા ખુશી ખુશી થઇ ગઇ કેટલીએક શ્રાવિકાઓએ એ કવિતા લખી આપવાની માગણી કરવા લાગી

ધર્મદાસ શેઠ કહે છે કે શ્રાવિકાઓ, આ શ્રાવિકાએ તમને જે કવિતા ગાઈ સભળાવી, તે કવિતા લલિતાએ પોતાની માતા ગંગાની પાસેથી ગાઈ સભળાવી હતી તે સાંભળી બધી શ્રાવિકાઓ ઘણીજ પ્રસન્ન થઈ ગઈ હતી

કવિતા પૂર્ણ થયા પછી આનંદાએ કહ્યુ કે બ્હેનો, આ કવિતા તમે યાદ કરી તે પ્રમાણે વર્તજો તન મન અને ધનથી તમારા શીળરત્નની રક્ષા કરજો આ કવિતામા જે જે પ્રસંગો બતાવ્યા છે તે તે પ્રસંગોમા શીલની રક્ષા કરવાને સર્વદા તત્પર રહેજો શ્રાવિકાને શીળ એ સાચો અલંકાર છે શીળના પ્રભાવથી સતી શ્રાવિકા આલોક તથા પરલોકમા સત્કીર્તિ મેળવે છે શીળ

---

૧ પગ ધીન ૨ મોક્ષ આપનાર

એ સ્વર્ગના દ્વારની કુંચી છે, દિવ્ય સુખનું દ્વાર છે અને મોક્ષનો દરવાજો છે શીળવતીના શીળની આગળ દેવતાઓની શક્તિ પણ ચાલતી નથી, મ ન ય ત્ર અને ત ત્રની શક્તિઓ શીળની આગળ પ્રતિહત થઈ જાય છે બ્હેનો, જો તમારે ખરેખર શ્રાવિકા બનવું હોય, શીળના દિવ્ય પ્રભાવનો ઉત્તમ અનુભવ લેવો હોય, સમકિતના શૃગારને સાર્થક કરવો હોય, શ્રાવકના સારને શોભાવવો હોય અને સદાચારીની સત્કીર્ત્તિ મેળવવી હોય, તો તમે સર્વદા શીળનું રક્ષણ કરજો. શીળ એ તમારૂ સર્વસ્વ છે, તમારૂ પરમ દૈવત છે અને તમારા જીવનનુ પરમતત્ત્વ છે

**આનંદા** કહે છે, પ્રિય બ્હેનો, હવે આપણી ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવાનો સમય થઈ ગયો છે, તેથી આજની ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવામા આવે છે

**ધર્મદાસ શેઠ** કહે છે, હે શ્રાવિકાઓ, એ પ્રમાણે આનંદાએ પોતાની ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરી હતી આપણો પણ સમય નિત્યના નિયમ પ્રમાણે પૂરો થઈ ગયો છે, તેથી આજની ધર્મવાર્ત્તા સમાપ્ત કરવામા આવે છે ધર્મદાસ શેઠના આ વચન સાભળી શ્રાવિકાઓએ આદીશ્વર ભગવાનની જય બોલાવી હતી પછી ગંગા અને મણિ ધર્મદાસ શેઠની આજ્ઞાથી ઉભા થઈને શીળના મહિમાની એક ગરબી નીચે પ્રમાણે બોલ્યા હતા

## શીળના મહિમાનુ ગીત.

**"નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો "—એ રાહ**

જગી શીલનો પ્રભાવ જગમા જામી રહ્યો,
જામી રહ્યો યશ જમાવી રહ્યો સખી શીલનો (એ ટેક)
સર્વ જગત્મા શ્રેષ્ઠ છે, શીલતણો શણગાર,
તે શણગારે શ્રાવિકા, સદા ધરો [૧]મન પ્યાર
શીલ અ ગ ધરી નવર ગ બનો સુદરી,
શીલનો પ્રભાવ ર ગ પામી રહ્યો	સખી શીળનો ૧

[૧] મનની પ્રીતિ ધારણ કરો.

શીલવતી જયા શ્રાવિકા, તે શોભે સંસાર, ૮
શીલ તેજ [1]તરૂણી તણું, શીલ વિના નહિ સાર
શીલ રસે રસિક બનો રામા રસે ભરી,
શીલ સકલ [2]પાપવૃંદ વામી રહ્યો સખી શીલનો ૨
શીળ [3]કલ્પતરૂ જગતમાં, શીળ ધર્મનું રૂપ,
શીળવતીને નવ નડે, [4]ભવકારી [5]ભવકૂપ
અંગના તણો ઉદ્ધાર શીલ સાધના થકી,
[6]શીલદેવ સ્વર્ગમાં વિરામી રહ્યો સખી શીલનો ૩
[7]શીલ સુગંધે સર્વદા, જન્મ સુગંધી થાય,
શીળ સિંહના ભય થકી, [8]મૃગસમ પાપ પલાય
[9]શીલ કેશરી તણી સુગર્જના ગુણે ભરી,
શીલ સિંહ જોર માંહી જામી રહ્યા સખી શીલનો ૪
શીલ ધરી સૌ શ્રાવિકા, કરો સફળ અવતાર,
[10]સત્ય [11]સતીપદ પામીને, [12]શિવપદ પામો સાર
શીલ સદ્ગુણે સતી શિરેશ્વરી બને,
શીલ [13]આગમે [14]અખંડ ધામી કહ્યો સખી શીલનો ૫

આ પ્રમાણે ગંગા અને મણિ કવિતા ગાઈ રહ્યા પછી વિરામ પામ્યા એટલે સર્વ શ્રાવિકાઓએ પાછો ફરીથી આદીશ્વર ભગવાનનો જયનાદ કર્યો હતો પછી ધર્મદાસ શેઠ અને ગંગા સર્વ શ્રાવિકાઓની સાથે પોતપોતાને ઘેર ચાલ્યા ગયા હતા

૧ સુવાન સ્ત્રીનું તેજ શીલરૂપ ૨ પાપોના સમૂહ ૩ શીલરૂપી કલ્પવૃક્ષ ૪ ભવ ૨ ૫ સંસાર રૂપી કુવો ૬ શીલ રૂપી દેવતા ૭ શીલના સુગંધથી ૮ મૃગલાની જેમ પાપ નાસી જાય છે ૯ શીલ રૂપી કેશરીસિંહ ૧૦ સાચું ૧૧ સતીપ ૧૨ મોક્ષનું પ ૧૩ શાસ્ત્રમાં ૧૪ મોક્ષનું અખંડ ધામ પ





# દિવસ ૨૧ મો.





તારા— (સવારમા ચાર વાગતા જાગી ઉઠીને) (મનમા) વાહ! આજે બરાબર નિયમ પ્રમાણે જાગ્રત થઇ છુ ચાલ હવે ધર્મજાગરિકા કરૂ, તેવામા મારા સ્વામી પણ જાગી ઉઠશે, પછી તેમની અરદાસમા હાજર થવુ પડશે (પછી પોતે ધર્મજાગરિકા કરે છે) ધર્મજાગરિકા કર્યા પછી તે પોતાના હૃદયમા વિચારે છે "અહે હુ શ્રાવિકા છુ શ્રાવકધર્મ પાળવાને માટે મારો અવતાર છે આજે મારે આખા દિવસમા શુ કામ કરવાનુ છે ? તે વિચારવુ જોઇએ પ્રથમ તો મારે આખો દિવસ મારા પતિની સેવા કરવાની છે, પછી મારે જિનપૂજા, ગુરૂભક્તિ અને સામાયિક લઇ સ્વાધ્યાયધ્યાન કરવાના છે તે પછી મારા ઘરની વ્યવસ્થા કરવાની છે, ઘરની વ્યવસ્થા કર્યા પછી રસોઇ કરવાની છે, રસોઇ કર્યા પછી જો મુનિનો યોગ થઇ આવે તો અતિથિસંવિભાગનુ વ્રત સફળ થાય, પછી જો બને તો કોઇ પણ પ્રાણીનો ઉપકાર કરવાનો છે જયે દિવસે મારાથી કોઇનો ઉપકાર થઇ શકશે નહી અરે! હુ આવા વિચાર કરૂ છુ, પણ એક વાત ભૂલી જાઉ છુ, મારાથી કાંઇ પણ બની શકે તેમ નથી હુ પરતંત્ર છુ અને પરતંત્ર રહેવાને મન ઇચ્છુ છુ કારણકે સ્ત્રીઓ સ્વતંત્ર

શીલવતી જયા શ્રાવિકા, તે શોભે સંસાર,
શીલ તેજ [1]તરણી તણું, શીલ વિના નહિ સાર
શીલ રસે રસિક બનો સમા રસે ભરી,
શીલ સકલ [2]પાપવૃંદ વામી રહ્યા સખી શીલનો ૨
શીલ [3]કલ્પતરૂ જગતમાં, શીલ ધર્મનું રૂપ,
શીલવતીને નવ નડે, [4]ભયકારી [5]ભવકૂપ
અંગના તણો ઉદ્ધાર શીલ સાધના થકી,
[6]શીલદેવ સ્વર્ગમાં વિરાજી રહ્યા સખી શીલનો ૩
[7]શીલ સુગંધે સર્વદા, જન્મ સુગંધી થાય,
શીલ સિંહના ભય થકી, [8]મૃગસમ પાપ પલાય
[9]શીલ કેશરી તણી સુગર્જના સુણો ભરી,
શીલ સિંહ જોર માંહી જામી રહ્યા સખી શીલનો ૪
શીલ ધરી સૌ શ્રાવિકા, કરો સફળ અવતાર,
[10]સત્ય [11]સતીપદ પામીને, [12]શિવપદ પામો સાર
શીલ સદ્‌ગુણો મતા જિનેશ્વરી બને,
શીલ [13]આગમે [14]અખ ધામી કહ્યો સખી શીલનો ૫

આ પ્રમાણે ગંગા અને મણિ કવિતા ગાઈ રહ્યા પછી વિરામ પામતાં એટલે સર્વ શ્રાવિકાઓએ પાછો ફરીથી આદીશ્વર ભગવાનને જયનાદ કર્યો હતો પછી ધર્મદાસ શેઠ અને ગંગા ને મણિ શ્રાવિકાઓની સાથે પોતપોતાને ઘેર ચાલ્યા ગયા હતા

૧ સૂર્યના જેવું તેજ શીલનું છે ૨ પાપોના સમૂહ ૩ શીલરૂપી કલ્પવૃક્ષ ૪ ભયંકર ૫ સંસારરૂપી કૂવો ૬ શીલરૂપી દેવના ૭ શીલના સુગંધથી ૮ મૃગલાની જેમ પાપ નાશી જાય છે ૯ શીલરૂપી કેશરીસિંહ ૧૦ સાચું ૧૧ સતીપદ ૧૨ મોક્ષનું પદ ૧૩ શાસ્ત્રમાં ૧૪ મોક્ષનું અખ ધામરૂપ.



સ્વામા પતિ રક્ષા કરે છે, અને વૃદ્ધ અવસ્થામા પુત્ર રક્ષણ કરે છે તેથી સ્ત્રી કદિ પણ સ્વતંત્રપણાને લાયક નથી ”

પ્રાણનાથ, આ તમારો શ્લોક મેં યાદ રાખ્યો છે અને તે પ્રમાણે વર્ત્તવાની ઈચ્છા રાખુ છુ મારે કદિ પણ સ્વતંત્રતા જોઈની નથી

તારાના આવા વચન સાભળી લક્ષ્મીચંદ હૃદયમા ખુશી થતો દહેરે પૂજા કરવાને જાય છે

પાછળથી તેની દીકરી દીવાળી મુખ ઉપર ગ્લાનિ ધારણ કરતી આવે છે, દીવાળીને આવેલી જોઈ તારા ખુશી થાય છે, પણ તેણીનુ મુખ ઉતરી ગયેલુ જોઈ તારાના મનમા ચિંતા ઉત્પન્ન થાય છે

**તારા**—બ્હેન દીવાળી, તારૂ મુખ ઉતરી ગયેલુ કેમ દેખાય છે ?

તારાના પુછવાથી દીવાળી વધારે રેવા માડે છે એટલે તારા તેને માતા માફક છાતી સાથે દાબે છે અને પોતાની સાડીના પાલવથી તેણીના આસુ લુવે છે

**દીવાળી**—બા, મારા દુ ખની વાત તમારી આગળ કહી શકાય તેમ નથી મને બાળપણમા ઝેર આપી મારી નાખી હોત તો વધારે સારૂ હતુ, તમે કુળવાન ઘર જોની મને મોટા કુવાના નાખી દીધી છે, તમે માબાપ મારા ઉપકારી છો, પણ મારી જીન્દગીની બાબતમા અપકારી થયા છો, મને તમે કન્સેડાના મહા કષ્ટમા હોમી દીધી છે, કન્સેડાને લઈને મારી ઉપર અનેક જાતના કષ્ટો આવી પડે છે મારા સાસરીયાના આડોશપાડોશમા મારી ઘણી ચર્ચા થાય છે, દહેરે ઉપાશ્રયે મને જતી જોઈ લોકો મારી સામે આગળી કરે છે અને મારીજ વાતો કરે છે માતા, તમે જોઈએ તેવી કેળવણી પામ્યા નથી, તેમજ મારા બાપા જુના વિચારને વળગી રહેનારા છે, તેથી મારે માથે આ મહાદુ ખ પડયુ છે માતા, તમે મને કેળવણી આપી ન હોત તો હુ કયારનીએ આ ત્મઘાત કરીને મરી ગઈ હોત, પણ કેળવણીના પ્રભાવથીજ મારા એ વિચાર અટકી પડે છે હું જીવતી છુ, પણ મરેલા જેવી છુ

થવાને યોગ્યજ નથી આ મારા બધા વિચાર સફળ કરવાનું સા ધન મારા પતિની આજ્ઞા છે, જો કે સારા કામ કરવામા મને પતિની આજ્ઞા મળે છે, તથાપિ તેમને પુછ્યા વગર સારૂ કામ પણ મારે કરવું ન જોઇએ પતિની આજ્ઞા મેળવ્યા વિના શ્રાવિકા ગમે તેવુ સ ત્કર્મ કરે તોપણ તે નકામુ છે સ્વામી એ ઘરનો રાજા છે, અને સ્ત્રી તેના તાબામા રહેનાર ગૃહવ્યવસ્થા કરનાર સેવક છે સેવકે સ્વામીની આજ્ઞા મેળવીનેજ દરેક કામ કરવા જોઇએ ”

તારા આ પ્રમાણે વિચાર કરતી હતી, ત્યા લક્ષ્મીચદ શેઠ જાગે છે, જાગતા જાગતા તેના મુખમાથી “ अरिहंत अरिहंत जिनाय नम ” એવા શબ્દો નીકળે છે, તારા તે સાભળી તેમની પાસે હાજર થાય છે, અને જોઇતી વસ્તુઓ હાજર કરે છે

લક્ષ્મીચદ શેઠ શૌચાદિ કરી દેહેરે જિનપૂજા કરવાને જાય છે, તે વખતે તારા પોતાને કરવાના કેટલાએક કામની આજ્ઞા માગી લે છે

**લક્ષ્મીચદ**—પ્રિયા, હવે તારે રોજરોજ આજ્ઞા માગવાની જરૂર નથી કારણ કે તારા જેવી શુદ્ધ શ્રાવિકાને આજ્ઞાની શી જરૂર છે? મને તારે માટે ખાત્રી થઇ ગઇ છે કે તુ કદિ પણ ધર્મવિરુદ્ધ કે લોકવિરુદ્ધ કામ કરવાની નથી

**તારા**—સ્વામિનાથ, આ૫ સત્ય કહો છો, પણ તમે પોતે મને એક વાર શ્લોક સભળાવ્યો છે, તે મારા હૃદયમા ઠરી ગયો છે, અને મને તે શ્લોક ઘણો વ્યાજબી લાગે છે

**લક્ષ્મીચદ**—એ કયો શ્લોક? કહે તો ખરી

**તારા**—પદ ઉચ્ચાર કરી નીચે પ્રમાણે તે શ્લોક બોલે છે—

“ पिता रक्षति कौमारे,
भर्त्ता रक्षति यौवने।
पुत्रा रक्षति वृद्धत्वे
न स्त्री स्वातत्र्यमर्हति” ॥ १ ॥

“ કુમાર અવસ્થામા સ્ત્રીનુ રક્ષણ પિતા કરે છે, યૌવન અ

સ્થામા પતિ રક્ષા કરે છે, અને વૃદ્ધ અવસ્થામા પુત્ર રક્ષણ કરે છે તેથી સ્ત્રી કદિ પણ સ્વતત્રપણાને લાયક નથી ”

પ્રાણનાથ, આ તમારો શ્લોક મે યાદ રાખ્યો છે અને તે પ્રમાણે વર્ત્તવાની ઈચ્છા રાખુ છુ મારે કદિ પણ સ્વતત્રતા જોઇતી નથી

તારાના આવા વચન સાભળી લક્ષ્મીચદ હૃદયમા ખુશી થતો દેહેરે પૂજા કરવાને જાય છે

પાછળથી તેની દીકરી દીવાળી મુખ ઉપર ગ્લાનિ ધારણ કરતી આવે છે, દીવાળીને આવેલી જોઇ તારા ખુશી થાય છે, પણ તેણીનુ મુખ ઉતરી ગયેલુ જોઈ તારાના મનમા ચિતા ઉત્પન્ન થાય છે

**તારા**—બ્હેન દીવાળી, તારૂ મુખ ઉતરી ગયેલુ કેમ દેખાય છે ?

તારાના પુછવાથી દીવાળી વધારે રોવા માડે છે એટલે તારા તેને માથામા હાથ ફેરવી આશ્વાસન આપે છે અને પોતાની સાડીના પાલવથી તેણીના આસુ લુવે છે

**દીવાળી**—બા, મારા દુ ખની વાત તમારી આગળ કહી શકાય તેમ નથી મને બાળપણમા ઝેર આપી મારી નાખી હોત તો વધારે સારૂ હતુ, તમે કુળવાન ઘર ગોતી મને મોટા કુવામા નાખી દીધી છે, તમે માબાપ મારા ઉપકારી છો, પણ મારી જીદગીની બાબતમા અપકારી થયા છો, મને તમે કજોડાના મહા કષ્ટમા હોમી દીધી છે, કજોડાને લઇને મારી ઉપર અનેક જાતના કષ્ટો આવી પડે છે મારા સાસરીયાના આડોશપાડોશમા મારી વણી ચર્ચા થાય છે, દહેરે ઉપાશ્રયે મને જતી જોઇ લોકો મારી સામે આગળી કરે છે અને મારીજ વાતો કરે છે માતા, તમે જોઇએ તેવી કેળવણી પામ્યા નથી, તેમજ મારા બાપા જુના વિચારને વળગી રહેનારા છે, તેથી મારે માથે આ મહાદુ ખ પડ્યુ છે માતા, તમે મને કેળવણી આપી ન હોત તો હુ ક્યારનીએ આત્મઘાત કરીને મરી ગઈ હોત, પણ કેળવણીના પ્રભાવથીજ મારા એ વિચાર અટકી પડે છે હું જીવતી છુ, પણ મરેલા જેવી છુ.

માતા, આજે મારે માથે બહુ થઇ છે મારી અજ્ઞાન સાસૂએ મને બહુ દુ ખી કરી છે માતા, હવે મારા જીવનનો અ ત આવે તોજ હુ સુખી થાઉ તે શિવાય મને કદિ પણ સુખ મળવાનુ નથી સ્વ ભાવ વિગેરે બીજા બધા કજોડા સારા છે, પણ વરકજોડુ સર્વથા નઠારૂ છે માતા, હુ મન વચન અને કાયાથી મારા શીળની રક્ષા કરૂ છુ તે છતા મારા સાસરીઆ અને બીજા લોકો મારી ઉપર વહેમ લાવે છે મારા સારા વસ્ત્રો કે અલકારો હુ પહેરી શકતી નથી, દેવ ગુરૂ અને ધર્મની ઉપાસના કરતા પણ મને અનેક અ તરાયો આવે છે

આજે એવુ બન્યુ કે હુ સામાયિક લઇને મારા મારા ધર્મના ગ્રથ વાચતી હતી, તેમા આન દ મ ગળરત્નના ત્રણી બીજા ભાગમાથી એક રસિક સઝાય મે વાચવા માડી વાચતા વાચતા મારા હૃદયમા ભાવોલ્લાસ પ્રગટ થઈઆવ્યો, તેને લઇને મારા મુખમાથી જરા વધારે ઉચો સ્વર નીકળી પડયો તે વખતે નીચેથી મારા સાસૂ ત્યા આવ્યા અને તેમણે મને કઠોર વચનો કહ્યા, જે વચનોનુ અનુકરણ કરવામા પણ મને દુ ખ લાગે છે તેઓ બોલ્યા કે, "અરે રડા, આવા રાગ તાણી કયા માટીને ખુશી કરવા ઇચ્છે છે? શુ આવા ગાયન શીખીને ત્હારે નાટક કરવુ છે? જો કોઈ નાટકમડળીમા દાખલ થવુ હોય તો અત્યારથી કહેજે અમને ખાત્રી છે કે, તુ મારા દીકરાનો ગૃહવ્યવહાર ચલાવીશ નહિ, મારો નાનો દીકરો તને ગમતો નથી આવા ગાયન ગાઈ આસપાસ રહેલા કોઈ પુરૂષને સ ભળાવી તેને મોહ ઉપજાવી તારે નઠારા કામ કરવા છે, પણ અમારૂ ઘર કુળવાન શ્રાવકનુ છે જો તારી એવી ઈચ્છા હોય તો અગાઉથી કહી દેજે, એટલે અમે અ માઉ સૂઝતુ કરીએ "

માતા, મારી સાસૂના આવા વચન સાભળી હુ હેબક બની ગઇ, સામાયિકની ક્રિયા કરવામાથી મારૂ ચિત્ત ઉઠી ગયુ અને મને મારા મનમા બહુ દુ ખ લાગી આવ્યુ, તથાપિ મે મારા મનને માડ માડ વશ રાખી સામાયિકને પારી દીધી, અને પછી કાઈ પણ બોલ્યા

આજ્ઞા વગર હુ અહિ આવી છુ સાસુના દુર્વચનો મને ભરે પીડા-
કારી લાગ્યા છે આત્મહત્યા કરવાને હું સજ્જ થાઉ કે શુ કરૂ ? એ
કાંઈ સૂઝતુ નથી માત, હવે મારૂ રક્ષણ કરો, એ મહાદુખમાથી
મારો ઉદ્ધાર કરો, દુખી પુત્રીને માતા વિના બીજા કોનુ શરણ
હોય ? તેમ વળી મારા આ દુખના કારણ તમેજ છો, કારણ કે
કજોડના મહાકષ્ટમા તમે જાણી જોઈનેજ મને નાખી છે તમે માત્ર
કુળ તરફ એક ધ્યાન રાખી મને એ દુખના મહાસાગરમા હડ
સેલી પાડી છે

હીરાબાઈના આવા વચન સાભળી તારાના મનમા ભારે દુખ
થઈ આવ્યુ ધર્મદાસ શેઠના મુખથી ધર્મ ઉપદેશ સાભળી પ્રબુદ્ધ
થયેલી તારાના મનમા તેને માટે ઘણો પશ્ચાત્તાપ થયો પોતે ઉપ
કારી માતા થઈ પુત્રીની અહિતકર્ત્તા થઈ છે, અને એક માતા
તરીકેના પોતાના કર્ત્તવ્યમાથી ભ્રષ્ટ થઈ છે, એ મહા દુખ તેના
કોમળ હૃદયને દહન કરવા લાગ્યુ, તેણીના નેત્રોમાથી અશ્રુધારા
ચાલી અને તે ઘણીજ શોકાતુર થઈ ગઈ ક્ષણવારે જરા આશ્વાસન
પામી ગદ્ગદ્ સ્વરથી બોલી—"વહાલી સુતા, તારૂ અહિત મે મારે હાથે
જ કર્યું છે, કુળવાન ઘરનો મોહ રાખી મે તને અધ કૂવામા પાડી છે
હું માતા તારી શત્રુરૂપ થઈ છુ, તારા જેવી શ્રાવકબાળાને કજોડાના
કષ્ટમા હોમનાર આ ક્રૂર માતાને સહસ્રવાર ધિક્કાર છે ! જે માતાઓ
મારા જેવી અધમ અને ઘાતકી હશે, તેઓને પણ સહસ્રવાર ધિક્કાર
છે ! આપણા આર્ય શ્રાવક સમાજમા આવા અનેક બનાવો બને છે આ
દુરાચાર શ્રાવકસંસારની મોટી પાયમાલી કરી છે જો કે ઉત્તમ
કુળ જોવુ એ સર્વ રીતે સારૂ છે, પણ કુળની સાથે વર જોવાની
પણ જરૂર છે એકલા કુળને જોઈ અવિચારથી પુત્રીને કજોડાના
સપાટામા નાખી દેવી, તેની બાળિકાપણાની જીદગી બગાડી દેવી,
એ સર્વ રીતે અનુચિત છે બેટા, અમે તારા માતાપિતા પણ તે
વાતે અધમ થયા છીએ, તારા દુખને જોઈ અત્યારે મને અતિ
પશ્ચાત્તાપ થાય છે, પણ હવે શુ કરવુ ? તે તારેજ સહન કરવુ
પડશે અને અમારે નજરે જોવુ પડશે બ્હેન, આ તારા પાપી

માતા, આજે મારે માથે બહુ થઈ છે મારી અજ્ઞાન માસૂએ મને બહુ દુખી કરી છે માતા, હવે મારા જીવનનો અત આવે તોજ હુ સુખી થાઉ તે શિવાય મને કદિ પણ સુખ મળવાનુ નથી સ્વભાવ વિગેરે બીજા બધા કલેશ સારા છે, પણ વચકજોડુ સર્વથી નઠારૂ છે માતા, હુ મન વચન અને કાયાથી મારા શીલની રક્ષા કરૂ છુ તે છતા મારા સાસરીયા અને બીજા લોકો મારી ઉપર શકા લાવે છે મારા મારા પશ્નો કે અલકારો હુ પહેરી શકતી નથી, દેવ ગુરૂ અને ધર્મની ઉપાસના કરતા પણ મને અનેક અતરાયો આવે છે

આજે એવુ બન્યુ કે હુ સામાયિક લઈને સારા સારા ધર્મના જે ધર્મ ગ્રથો વાચતી હતી, તેમા આનદ મગળરત્નના વળી બીજા ભાગમાથી એક રસિક ગહુંલી મે વાચવા માડી વાચતા વાચતા મારા હૃદયમા ભાવોલ્લાસ પ્રગટ થઈ આવ્યો, તેને લઈને મારા મુખમાથી જરા વધારે ઉચો સ્વર નીકળી પડયો તે વખતે નીચેથી મારા સાસૂ ત્યા આવ્યા અને તેમણે મને કઠોર વચનો કહ્યા, જે વચનોનુ અનુસ્મરણ કરવામા પણ મને દુખ લાગે છે તેઓ બોલ્યા કે, “ અરે રડા, આવા રાગ તાણી કયા મ ગીને ખુશી કરવા ઈ છે છે? શુ આવા ગાયન શીખીને તરે નાટક કરવુ છે! જો કોઈ નાટકમડળીમા દાખલ થવુ હોય તો અત્યારથી કહેજે અમને ખાતરી છે કે, તુ મારા દીકરાનો ગૃહવ્યવહાર ચલાવીશ નહિ, મારો નાનો દીકરો તને ગમતો નથી આવા ગાયન ગાઈ આસપાસ રહેલા કોઈ પુરૂષને રીઝાવી તેને મોહ ઉપજાવી તારે નઠારા કામ કરવા છે, પણ અમારૂ ઘર કુળવાન શ્રાવકનુ છે જો તારી એવી ઈચ્છા હોય તો અગાઉથી કહી દેજે, એટલે અમે અમારૂ સૂઝતુ કરીએ ”

માતા, મારી સાસૂના આવા વચન સાભળી હુ હેબક બની ગઈ, સામાયિક ની ક્રિયા કરવામાથી મારૂ ચિત્ત ઉઠી ગયુ અને મને મારા મનમા બહુ દુખ લાગી આવ્યુ, તથાપિ મે મારા મનને માડ માડ વશ રાખી સામાયિકને પારી દીધી, અને પછી કાઈ પણ બોલ્યા

ઈને નઠારા વિચાર લાવીશ નહિ. નાગ જેવી તરૂણ દીકરીને ઘે
ર રાખવી, એ પણ લોકવિરૂદ્ધ છે, તે છતા જો તને શ્વસુરગૃહમા
રહેવાથી ભારે દુખ થતુ હોય, તો તુ હાલ અહિ રહેજે, પવિ-
ત્ર બુદ્ધિ રાખી આર્હત ધર્મની ઉપાસના કરજે, અને આ તારી
માતા સાથે ધર્મદાસ શેઠની ધર્મવાર્ત્તા સાભળજે તેમ કરવાથી
તારા હૃદયને શાતિ મળશે

પિતાના આ વચન સાભળી દીવાળી કાઇ પણ બોલી નહીં તે
નેત્રમાથી અશ્રુની ધારા વર્ષાવતી નીચુ જોઈ ઉભી રહી પુત્રી-
ની આવી કરૂણાજનક દશા જોઈ લક્ષ્મીચદે ઉચે સ્વરથી કહ્યુ,
"જે માબાપો આ પ્રમાણે પોતાની પુત્રીને કુળનો મોહ રાખી ક-
જોડાના મહાકષ્ટમા પાડે છે, તે માબાપો તેણીના ખરેખરા શત્રુ
છે, એવુ શત્રુપણુ કરનારા અમોને ધિક્કાર છે!" આ પ્રમાણે
કહી દીવાળીને ધીરજ આપી લક્ષ્મીચદ પોતાના શેઠની દુકાને
ગયો હતો

પાછળથી તારા પોતાની દીકરી દીવાળીને લઈ ધર્મદાસ શેઠ
ની શ્રાવિકાશાળામા આવી હતી

નિત્યનો સમય થયો એટલે ધર્મદાસ શેઠ તથા તેના પત્ની
ગગા શ્રાવિકાશાળામા આવ્યા, એટલે શ્રાવિકાઓએ આદીશ્વર
ભગવાનની જય બોલાવી, તેમને વધાવી લીધા હતા

પ્રથમ ધર્મદાસ શેઠે નીચે પ્રમાણે મગળાચરણ કર્યું—

### શાર્દૂલવિક્રીડિત.

જે છે નિર્મળરૂપ નિર્મળ કરે આત્મા ઉપાધિ હરિ,
પૂર્ણાનદ ધરી સ્વ પૂર્ણ બનીને આનદને આચરી,
આપે આપ્ય અખડ બોધકિરણે જે વિશ્વમા ગાજતા,
તે આપો જિન બાળિકા હૃદયમા સદ્બોધથી રાજતા ૧

ઉપર પ્રમાણે મગળાચરણ કર્યા પછી ધર્મદાસ શે૦ કહે છે,
હે શ્રાવિકાઓ, નિત્યનો સમય થયો એટલે આનદા પોતાની પુત્રી
લલિતાને ઉપદેશવાર્ત્તા કરવાને પોતાના સ્થાનમા આવી તે વખતે
લલિતા અને બીજી બધી શ્રાવિકાઓ આવી હાજર થઈ હતી.

માતાપિતાને ક્ષમા આપી તું એ દુઃખ સહન કરજે, તારા દુઃ
ખમાં આત્મહત્યા કરવાનો કુવિચાર લાવીશ નહિં, તે મહાપાપ ક
રવાના કરતા તો આ દુઃખ સહન કરવું સારૂ છે એક બે વર્ષમાં
તારો પતિ યુવાન થઈ જશે અને તું સારી સ્થિતિમાં આવી જ
ઈશ, તેમ છતા જો તને તારા સાસરીયામાં રહેતા વધારે દુઃખ
થતુ હોય તો હાલ કેટલાએક માસ અહિં રહે અને પછી ત્યા
જજે કોઇ રીતે હૃદયમાં મુંઝાઇશ નહિં તારી સાસૂ કરવા લેશ
ખોડી છે તેને હું વિનતિ કરી સમજાવીશ ”

તારાએ આ પ્રમાણે કહી પોતાની પુત્રીને શાંત કરી, તોપણ
દીવાળીના દિલમાં જોઇએ તેવી શાંતિ થઇ નહિં વારવાર તેતીને
તેની સાસના કટુવચનો યાદ આવી જતા, તેથી તે પુનઃ વધારે
શોકાતુર થતી હતી

આ વખતે લક્ષ્મીચંદ જિનપૂજા કરીને ઘેર આવે છે તે દી
વાળીને જોઇ ખુશી થઇ બોલે છે

**લક્ષ્મીચંદ**—બેન દીવાળી, આજે ક્યારે આવી છે? હમણા
જ મે તને સ્વપ્નામાં સભાળી હતી, દૈવયોગે સભારતાજ તારા
દર્શન થયા, ને ઘણું સારૂ થયું (આ પ્રમાણે કહી લક્ષ્મીચંદ
દીવાળીની પાસે આવે છે, ત્યા તેની મુખમુદ્રા શોકાતુર જોઇ તે કહે
છે ) બેન, આજે તારા મુખ ઉપર શોક કેમ દેખાય છે? શું તને
નાઇ દુઃખ થયુ છે?

લક્ષ્મીચંદના પુછવાથી દીવાળી કાંઈ બોલી નહિં, એટલે તા
રાએ એક તરફ જઈ પોતાના પતિને દીવાળીનો બધો વૃત્તાંત ક
હી સંભળાવ્યો તે સાભળી લક્ષ્મીચંદ હૃદયમાં અતિ શોકાતુર
થાય છે પછી તે દીવાળી પાસે આવી કહે છે

**લક્ષ્મીચંદ**—બેન, તને દુઃખ આપનારા અમે છીએ સં
તતિનું હિત કરનારા માબાપો અજ્ઞ કુરિવાજને લઈ તેના અહિત
કરનારા થઈ પડે છે બ્હેન, આ શત્રુરૂપ માબાપના અપરાધ ક્ષમા
કરજે તારા પૂર્વ કર્મના યોગથી અમે અંધ થઈને આ કાર્ય
કર્યુ છે બેન, હવે બીજો ઉપાય નથી તું તારા હૃદયમાં મુંઝા

ઉચરા મને શાંત કરવા લાગ્યા, તમારા ભાઈને શાક વગર ચાલતું નથી, જો સારૂ શાક હોય તોજ તેઓ સારી રીતે જમે છે, તેમને આજે ભોજનમાં મેં અંતરાય કર્યો છે, મોંઘુ અને ઉંચી જાતનું શાક તૈયાર થયેલું બગડયું, પૈસા નકામા ગયા, તેની સાથે તેલ તથા મશાલા નકામો ગયો. સુકવણીનો સંગ્રહ જેનો ઘણીવાર ઘરમાં શાક તરીકે ઉપયોગ લેવાતો તે પણ નાશ પામ્યો, અને છેવટે તમારા ભાઈ શાક વગર રહ્યા. આથી મારા મનમાં ઘણો ક્ષોભ થાય છે, આજે પૈસાની નુકસાની સાથે પતિના ભોજનના સ્વાદનો ભંગ થયો એથી મારો જીવ બળે છે. લલિતા બ્હેન, આ કારણથી મારા ચહેરા ઉપર ગ્લાનિ આવી ગયેલી છે. જો તમારા ભાઈએ મને ઠપકો આપ્યો હોત તો મારા મનને કાંઈક સંતોષ થાત, પણ તેઓ કાંઈ બોલ્યા નહિ, મનમાં સમજી જઈ તે ખાઈ ચાલ્યા ગયા, આથી મને વધારે અફસોસ થાય છે. જયાના આ વચનો સાંભળી પ્રેમ બોલી.

પ્રેમ—જયા બ્હેન, તમારી આ વાત સાંભળીને હું તો આશ્ચર્ય પામી જાઉં છું. તમે બરાબર ભોળી લાગો છો. બે ચાર પૈસાનું શાક બગડયું, તેમાં આટલો બધો અફસોસ શામાટે કરો છો? તમારી સુકવણીમાં શો માલ હતો? બહુ તો ચાર પૈસાની કીંમત હશે, એવી બાબતમાં શોક કરવો એ સારૂં ન કહેવાય. વળી તમારા પતિએ તમને ઠપકો ન આપ્યો તે સારૂં થયું. તેમ છતાં તમે કહો છો કે, મને ઠપકો ન આપ્યો, એ ખોટું થયું, એથી મને વધારે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. ભાયડાઓ ઠપકો આપે એ વાત તો સારીજ ન કહેવાય, કેમ પુતળી બ્હેન, તમે શું કહો છો?

પુતળી—હા, બ્હેન, એ વાત તો ખરી છે, ધણીનો ઠપકો ખાવો એ યોગ્ય ન કહેવાય. જે પુરૂષો વારંવાર ઠપકો આપ્યા કરે અને વારંવાર ટોક્યા કરે, તેવા પુરૂષોથી બૈરાંઓ કંટાળી જાય છે, તેથી કાંઈ સુધારો થતો નથી, પણ બગાડો થાય છે. જ્યારે પતિ વધારે ઠપકા આપ્યા કરે તો પછી તે સ્ત્રી તેના ઠપકાની કીંમત ગણતી નથી, તે ઠપકાને લઈને તદ્દન પતિથી નિર્ભય બની જાય છે.

આ વખતે જયાના મુખ ઉપર અફસોસના ચિન્હો જોઇ લલિતાએ પુછ્યુ

**લલિતા**—જયા ભાભી, આજે તમારો ચહેરો ઉતરી ગયેલો કેમ દેખાય છે? મારા મોમચંદ ભાઇએ કાંઈ ઠપકો આપેલો હોય એમ લાગે છે

**જયા**—લલિતા બા, એવુ તો બન્યુ નથી, પણ હુ ઠપકાને પાત્ર થઇ છુ કારણકે આજે ઘરમા નુકશાન થયુ છે, અને તે નુકશાનીને લઈને મારા ચેહેરા ઉપર અફસોસનો દેખાવ છે, બીજુ કાંઈ નથી

**લલિતા**—ભાભી, એવુ શુ નુકશાન થયુ છે કે જેથી તમે ઠપકાના પાત્ર થાઓ?

**જયા**—બા, આજે એવુ બન્યુ કે, મે તમારા ભાઈને માટે ઉંચી જાતનુ પરવાળનુ શાક મગાવ્યુ હતુ, તે શાક ઘણુ મોઘુ મળે છે, તેથી કોઇ કોઈ વાર હુ મગાવુ છુ, તે શાક સુધારી તૈયાર કરવા ચૂલા ઉપર મુક્યુ જ્યારે તે તૈયાર થયુ, એટલે હુ તેને ચૂલા ઉપરથી ઉતારવા ગઇ, તેવામા ઉપાડવાની ગફલતથી તે શાકનુ પાત્ર મારા હાથમાથી પડી ગયુ અને બધુ શાક ઢળી નીચે પડી ગયુ તમારા ભાઈને દરરોજ શાક વગર ચાલતુ નથી, તેથી તે વખતે બીજુ કાંઇ પણ શાક ઘરમા હાજર ન હતુ, તે વખતે 'શુ કરવુ?' એવા વિચારમા પડી, તેવામા ઘરની અદર ભીંડાની સુકવણી પડેલી તે મને યાદ આવી, તે લેવાને હુ ગઈ, ત્યા તે સુકવણીની કોથળી ખાલી જોવામા આવી, આસપાસ મે તપાસ કરી તેવામા તેના થોડા કડકા જમીનપર ખૂણે પડેલા મારા જોવામા આવ્યા અને પછી તે કોથળીને મે તપાસી જોઈ, તે ઉપરથી મને ખાત્રી થઈ કે મારી ગફલતથી બહાર પડી રહેલી તે સુક્વણીની કોથળીને ઉંદરોએ કરડી ખાધેલી અને તેની અદર રહેલી સૂકવણી પણ તેઓ ખાઈ ગયા પછી મારાથી કાંઈ પણ શાક બની શક્યુ નહિ, અને તમારા ભાઇ શાક વગર જે ભાવ્યુ તે જમીને ચાલ્યા ગયા મે તેમની આગળ ઘણો અફસોસ કર્યો, પણ તેઓ કાંઇ બોલ્યા નહિ,

ગણુ છે?" મધુરાએ કહ્યુ, " સ્વામિનાથ, જે ઘરમા બે માણુસોની કમાણી હોય, તે કદિ થોડી હોય, તોપણ જણાઈ આવે છે તેમા શુ આશ્ચર્ય પામો છો?" સુખધર વધારે આશ્ચર્ય પામીને બોલ્યો— "પ્રિયા, આ શુ બોલો છો? આપણા ઘરમા હુ એકજ કમાણી કરનાર છુ, બીજો માણુસ કોણુ છે? છોકરા 'હજુ કમાવા શીખ્યા નથી ' મધુરાએ હાસ્ય કરીને કહ્યુ " સ્વામી, એક બીજો માણુસ આપણા ઘરમા કમાય છે '"શુ તુ તો પોતે કમાતી નથી?" સુખ ધરે હસતા હસતા કહ્યુ, "સ્વામી, જોકે તે કમાણી એક ગુણની છે, પણ આત્મપ્રશંસાના દોષથી હુ કહી શકતી નથી" મધુરાએ મધુરતાથી જણાવ્યુ આ વચન સાભળી સુખધર વધારે આશ્ચર્ય પામી ગયો પોતે ગાન દાશ્ચર્ય થઈ વિચાર કરતો હતો, તેવામા મધુરાએ કહ્યુ, "સ્વામી, એમા વિચાર શો કરો છો? તમારા ઘરમા કરકસર નામે એક કમાણીદાર બધુ છે તેના પ્રભાવથી તમારા ઘરની સારી વ્યવસ્થા ચાલે છે આપણુ કુટુબ મોટુ છે, અને તેના પ્રમાણુમા તમારી કમાણી સાધારણ છે, તે છતા જે ઘરની વ્યવસ્થા સારી રીતે ચાલે છે, એ કરકસરનોજ પ્રભાવ છે જે ગૃહસ્થાવાસમા કરકસર રૂપ મહાદેવીની પૂજા થાય છે, તે ગૃહસ્થાવાસ સર્વ રીતે સુખી થાય છે એ ગૃહદેવીની પ્રસન્નતા મેળવવાથી સર્વ પ્રકારના સુખના સાધનો સપાદન કરી શકાય છે " મધુરાના આવા વચન સાભળી સુખધર ખુશી થયો અને તેણે પોતાની સ્રીને પૂર્ણ ધન્યવાદ આપ્યો હતો પછી તેણે પ્રસન્ન થઈને પુછ્યુ કે, "પ્રિયા, તુ કેવી રીતે કરકસર કરતી હતી?" મધુરા બોલી—"સ્વામી, પ્રથમ તો આપણા ઘરમા જે ચીજની જરૂર લાગે, તેજ ચીજ હુ મગાવુ છુ તેમ જે વસ્તુ વિના ચલાવી શકાય તેવુ હોય, તે વસ્તુ વગર હુ ચલાવુ છુ 'હમેશા ચાર પૈસાનુ શાક લાવવુ ' એવો નિયમ રાખી, એક દિવસ મોઘુ શાક મગાવુ અને એક દિવસ સસ્તુ શાક મગાવુ , એટલે ઉંચી જાતના શાક પણ ખાઈ શકાય છે તેવી રીતે ઘરની બીજી ચીજોમા પણ કરૂ છુ, તેથી આપણુ સર્વને થોડા ખર્ચમા સારી સારી

પણ ધ્યાન દઈને સાભળો. —

આનદા કહે છે, માધવપુરમા **સુખધર** નામે એક શ્રાવક રહેતો હતો તેને **મધુરા** નામે શ્રાવિકા હતી તેમને ત્રણ પુત્રો અને બે પુત્રીઓ હતી એ શ્રાવક **સુખધર** સતોષી અને સદાચારી હતો તે સાથે તે જૈનધર્મ ઉપર ઘણો આસ્તિક હતો શ્રાવકના કેટલાએક વ્રત આચરતો અને સુખેથી પોતાનો કાળ પસાર કરતો હતો

શ્રાવક સુખધરની સ્ત્રી **મધુરા** એક કેળવાયેલી શ્રાવિકા હતી તેનામા ગૃહિણીપણાના બધા ગુણો રહેલા હતા સુખધર એક સામાન્ય સ્થિતિનો શ્રાવક હતો અને સાધારણ વેપાર કરી પોતાનો નિર્વાહ કરતો હતો તે વેપારમા ન્યાયથી અને પ્રમાણિકતાથી ચાલતો હતો, ગમે તેટલુ નુકસાન થતુ હોય તોપણ તે અસત્ય બોલતો નહીં સુખધરના આવા પ્રવર્ત્તનથી ગામમા તેની પ્રતિષ્ઠા સારી હતી મધુરા હમેશા પોતાના પતિને અનુસરીને ચાલતી અને તેની આજ્ઞામા વર્ત્તતી હતી

સુખધરનુ કુટુબ વિસ્તારવાળુ હતુ, તેથી તેનો નિર્વાહ માડ માડ થઈ શકે તેમ હતુ, તથાપિ મધુરા ગૃહવ્યવહાર ચલાવવામા ઘણી પ્રવીણ હતી, તેથી તે સર્વ કુટુબ સુખમા રહેતુ હતુ સુખધર પોતાના ઘરને માટે જે ચીજ લાવી આપતો તેને મધુરા કરકસરથી લાબો વખત પહોચાડતી અને તેનો સારો ઉપયોગ કરતી હતી ગૃહોપયોગી સર્વ વસ્તુઓની સારી વ્યવસ્થા થવાથી સુખધરને તેના કુટુબનો ભાર ગુરૂ છતા લઘુ થઈ પડતો હતો

એક વખતે સુખધર પોતાના ઘરનો વાર્ષિક હિસાબ તપાસવા બેઠો, તે વખતે કેટલીએક કીંમતી અને મોઘી ચીજોનો વાર્ષિક આકડો થોડો જોવામા આવ્યો તે છતા તે ચીજો ઘણીવાર પોતાના ઉપયોગમા આવતી હતી, આથી તે મનમા આશ્ચર્ય થયો તે વખતે તેણે મધુરાને બોલાવીને કહ્યુ કે, "પ્રિયા, તમારી ગૃહવ્યવસ્થા કરવાની રીતિ પ્રશસવા યોગ્ય છે જે ચીજો ઘણી મોઘી છે, તેવી ચીજો પણ ઘરમા સર્વના ઉપયોગમા આવે છે, તેનુ શું કા

રણ છે?" મધુરાએ કહ્યુ, "સ્વામિનાથ, જે ઘરમા બે માણસોની કમાણી હોય, તે કદિ થોડી હોય, તોપણ જણાઈ આવે છે તેમા શુ આશ્ચર્ય પામો છો?" સુખધર વધારે આશ્ચર્ય પામીને બોલ્યો— "પ્રિયા, આ શુ બોલો છો? આપણા ઘરમા હુ એકજ કમાણી કરનાર છુ, બીજો માણસ કોણ છે? છોકરા 'હજુ કમાવા શીખ્યા નથી' મધુરાએ હાસ્ય કરીને કહ્યુ "સ્વામી, એક બીજો માણસ આપણા ઘરમા કમાય છે" "શુ તુ તો પોતે કમાતી નથી?" સુખધરે હસતા હસતા કહ્યુ, "સ્વામી, જોકે તે કમાણી એક ગુણની છે, પણ આત્મપ્રશસાના દોષથી હુ કહી શકતી નથી" મધુરાએ મધુરતાથી જણાવ્યુ આ વચન સાભળી સુખધર વધારે આશ્ચર્ય પામી ગયો પોતે સાનદાશ્ચર્ય થઈ વિચાર કરતો હતો, તેવામા મધુરાએ કહ્યુ, "સ્વામી, એમા વિચાર શો કરો છો? તમારા ઘરમા કરકસર નામે એક કમાણીદાર બહુ છે તેના પ્રભાવથી તમારા ઘરની સારી વ્યવસ્થા ચાલે છે આપણુ કુટુબ મોટુ છે, અને તેના પ્રમાણમા તમારી કમાણી સાધારણ છે, તે છતા જે ઘરની વ્યવસ્થા સારી રીતે ચાલે છે, એ કરકસરનોજ પ્રભાવ છે જે ગૃહસ્થાશ્રમમા કરકસર રૂપ મહાદેવીની પૂજા થાય છે, તે ગૃહસ્થાવાસ સર્વ રીતે સુખી થાય છે એ ગૃહદેવીની પ્રસન્નતા મેળવવાથી સર્વ પ્રકારના સુખના સાધનો સપાદન કરી શકાય છે" મધુરાના આવા વચન સાભળી સુખધર ખુશી થયો અને તેણે પોતાની સ્ત્રીને પૂર્ણ ધન્યવાદ આપ્યો હતો. પછી તેણે પ્રસન્ન થઈને પુછ્યુ કે, "પ્રિયા, તુ કેવી રીતે કરકસર કરતી હતી?" મધુરા બોલી—"સ્વામી, પ્રથમ તો આપણા ઘરમા જે ચીજની જરૂર લાગે, તેજ ચીજ હુ મગાવુ છુ તેમ જે વસ્તુ વિના ચલાવી શકાય તેવુ હોય, તે વસ્તુ વગર હુ ચલાવુ છુ 'હમેશા ચાર પૈસાનુ શાક લાવવુ' એવો નિયમ રાખી, એક દિવસ મોઘુ શાક મગાવુ અને એક દિવસ સસ્તુ શાક મગાવુ, એટલે ઉચી જાતના શાક પણ ખાઈ શકાય છે તેવી રીતે ઘરની બીજી ચીજોમા પણ કરુ છુ, તેથી આપણુ સર્વને થોડા ખર્ચમા સારી સારી

चौन्नि खावाने मळे छे तमे स्वरूपे लुगडाने माटे ओ भी रूपीआ खर्चवानो निश्चय कयो छे, पण हु तेमाथी करकसर करी दश रूपीआ बचावु छु सारा अने शोभीना लुगडा राखी तेनी सारी व्यवस्था करी तेमाथी पैसानो बचाव करु छु " मधुराना आ वचन साभळी सुखधर अत्यत सान दाश्चर्य थइ गयो, अने आवी करकसरवाळी स्त्री पोताने प्राप्त थइ तेनेमाटे ते आत्माने अभिनदन आपवा लाग्यो सुखधर अने मधुरानो ससार आ प्रमाणे सुखे चालतो हतो केटलाएक वर्ष गया पछी सुखधरना मोटा पुत्रनो अने मोटी पुत्रीनो विवाहप्रसग आव्यो ते प्रसगे सामान्य रीते विवाह करे तोपण पाचसो रूपीआनो खर्च थवा सभव हतो सुखधर दर वर्ष चारसो रूपीआ कमातो अने तेटलोज तेने खर्च हतो तेथी आ विवाहप्रसगे खर्च करवाना पैसा तेनी पासे न हता आथी ते घणो मुझावा लाग्यो, अने 'विवाहनो खर्च शी रीते करवो ? तेने माटे चिता करवा लाग्यो

एकवखते सुखधरने रात्रे जागतो जोई मधुराए पुछ्यु, "प्राणनाथ, शामाटे जागो छो? तमने निद्रा केम आवी नथी?" सुखधर निश्वास नाखीने बोल्यो–"प्रिया, आजे चिता थवाथी निद्रा आवती नथी " मधुराए ईतेजारीथी पुछ्यु, "स्वामी, शेनी चिता करो छो? मने तेमाथी भाग आपो कारण के तमारा सुखमा अने दुखमा मारो भाग छे " पत्नीना आवा वचन साभळी सुखधर हृदयमा प्रसन्न थयो पाताना दुखथी पत्नीने दुखी करवानी तेनी इच्छा न हती, तथापि पोताना पत्नीनी चो यता जोई सुखधर शातताथी बोल्यो, "प्रिया, तारा जेवी स्वामिभक्ता श्राविकानी आगळ काई पण वात छुपाववी, ए मने योग्य लागतु नथी, तने मारी चिंताना भारनी भागीयण करवानी मारी ईच्छा थती नथी कारण के पतिना सुखे सुखी अने पतिना दुखे दुखी थनारी तारा जेवी श्राविका मारी चिंतानुं कारण जाणी चितातुर थया विना रहेशे नहि" मधुरा मधुर वाणीथी बोली–"स्वामी, मारी चिंतानी शका राखशो नहि मारो धर्म अने मारूं कर्त्तव्य शुं छे? ए तमारे विचारवु

જોઈએ જ્યારે તમે તમારી ચિંતા છુપાવી રાખો તોપછી હુ તમારા દુ ખે દુ ખી થવાના મારા ધર્મથી ભ્રષ્ટ થઈ જાઉં, માટે મને મારા ધર્મથી ભ્રષ્ટ કરશો નહિં મને મારા ધર્મમા અને મારા કર્તવ્યમા રહેવા દો હે પ્રાણનાથ, કૃપા કરી મને તમારા દુ ખની વાત જણાવો, જેથી હુ મારા આ માને સુખી માનીશ જ્યાસુધી તમે તમારા દુ ખની વાત પ્રગટ નહિ કરો, ત્યાસુધી હું વિશેષ ચિંતાતુર રહીશ મને ચિંતા કે દુ ખ ન થાય, તેવી ઈચ્છાથી તમે મને તમારી ચિ તા જણાવતા નથી, પણ તમારી ચિ તા મારા જાણવામા નહિ આવે, ત્યાસુધી ઉલટી વિશેષ ચિ તાતુર રહેવાની માટે દયા કરી તમે તમારા દુ ખની વાત મારી આ ગળ પ્રકાશ કરો અને મને મારા કર્તવ્ય ધર્મનો લાભ આપો ”

આનદ દા કહે છે, હે બ્હેનો, આ પ્રમાણે મધુરાએ જ્યારે વચનો કહ્યા, ત્યારે તેના પતિ સુખધરના હૃદયમા તેની વાણી અસર થઈ ગઈ પોતાની પવિત્ર પ નીની પતિભક્તી જોઈ તેના હૃદયમા અતિ આનદ ઉભરાઈ આવ્યો તે પત્નીને શાબાશી આપીને બો લ્યો—“ગૃહેશ્વરી, તારા જીવિતને ધન્ય છે શ્રાવકધર્મની સત્કીર્તિ તારા જેવી શ્રાવિકાઓથીજ પ્રસરી છે ગણ પ્રકારના વેદોમા અધમ ગણાતો સ્ત્રીવેદ તારા જેવી શ્રાવિકાથી ઉત્તમ થાય છે શ્રાવકોને ઘેરઘેર તારા જેવી ગૃહિણી અવતરે તો પાચમા આરાનો પ્રવેશ થતો મુશ્કેલ થઈ પડે ગૃહદેવી, તને જેટલો ધન્ય વાદ આપુ, તેટલો ઓછો છે તારા જેવા શ્રાવિકારત્નોથીજ શ્રાવકસસાર સદા અલ કૃત રહે છે પ્રિયા, જ્યારે તારો અતિ આગ્રહ છે, ત્યારે હુ મારી ચિંતાની વાત તારી આગળ પ્રકાશ કરૂ છુ,તે સાભળ—થોડા વખતમા આપણા મોટા દીકરાના અને મોટી દીકરીના લગ્ન થવાના છે તે પ્રસગે આપણે ઓછામા ઓછા પાચસો રૂપિયાનુ ખર્ચ થવાનુ છે એવી મોટી રકમ મારી કમાણીમાથી બચી શકી નથી, તો તે પ્રસગે આપણે શુ કરીશુ ? આ ચિંતાથી હુ ચિંતાતુર થયો છુ, તેથી મને સુખે નિદ્રા આ વતી નથી. જો આ વિવાહપ્રસગે આપણાથી કાઈ ન થાય, તો

લોકોમા આપણી આબરૂ જશે અને આપણો મ સાર નિંદાપાત્ર બનશે એ વિચારમાત્રથી મારૂ મન મુઝાયા કરે છે "પતિના આવા વચન સાભળી મધુરા મધુરતાથી બોલી—"સ્વામી, એ ચિ તા કરશો નહિ તમારી ધાર્મિક આસ્થા તમને સહાયભૂત થશે ધર્મ અને નીતિથી વર્તનાર મનુષ્યોને એવા સ કટો સ્વત દૂર થઈ જાય છે તમે આપણા ધર્મમા વાચ્યુ છે અને સાભળ્યુ છે કે, ઘણા ધર્મિક જીવો ધર્મ ની દૃઢતાથી દુ ખસાગરને તરી ગયા છે તમારી ધાર્મિક વૃત્તિને લઈને શાસનદેવતાએ મારા હૃદયમા ઠગાસર કરવાનો મહા ગુણ પ્રેરેલો છે એ મહા ગુણ તમને તમારા નવભાગમા નિ તારક થશે " મધુરાના આ મધુર વચનોએ સુખ ધ મે જરા આશ્વાસન આપ્યુ, તથાપિ તેણે શ કા કરીને પુન પ્રશ્ન કર્યો " ચારુવિકાસ્ત્ર, તે કહ્યુ તે બરાબર છે ધર્મની શ્રદ્ધા કદિ પણ નિ ષ્ફળ થતી નથી મને પણ તેને માટે પૂર્ણ ભરોસો છે, તથાપિ પ્રત્ય ક્ષ ફળ જોયા વગર મારા મનમા શ કા ઉત્પન્ન થયા કરે છે જે શકા મારી દૃઢતાને શિથિલ કરી નાખે છે કારણકે પાચસો રૂપિયાની મોટી રકમ મને મારા વેપાર કે ધ ધામાથી મળી શકે તેવુ હુ કોઈ રીતે જાણી શકતો નથી, તેમ જોઈ શકતો નથી વળી મારા ઘરમા એવી કોઈ મીલકત નથી, કે જેને આ ધારે હુ તેટલી કિમત ધારણ કરી શકુ માત્ર આપણા વિસ્તારી કુટુબનો માડમાડ નિભાવ થાય તેટલુ જ સાધન મને પ્રાપ્ત થયુ છે તેમ વળી હાલના વિપરીત દેશકાળ વર્તે છે ગમે તેવો વ્યવહાર સારો હોય, તોપણ શકિત હૃદયવાળા ધનાઢ્યો કોઈ પણ સીરભન વગર ધીરધાર કરતા નથી તેમ છતા કદિ કોઈની આગળ ધીરવાની યાચના કરવા જઈએ, તો વખતે યાચનાનો ભ ગ થાય તો પાછી એક ચિ તામા બીજી ચિંતા આવી પડે. કારણકે નોકરાર પુરૂષની યાચનાનો ભ ગ થવાથી તેના મનમા ભારે દુ ખ લાગે છે તેને સાથે વળી બીજી ચિ તા એ થાય છે કે જે રકમ આપણે મેળવી તે રકમ પાછી શી રીતેઆપવી? તે સાધન આપણી નહિ મળે ધનથી પછી બીજાનુ કરજ કરી તે કરજ અદા કર

વાની શક્તિ ન હોય અને કૂરજ કરવુ એ મને નિતિ વિરૂદ્ધ લાગે છે પ્રિયા, તારા જેવી શુદ્ધ શ્રાવિકાની સાથે મ સારમા રહીને મે પ્રથમથીજ નિશ્ચય કર્યો છે કે, ધર્મ, નીતિ અને પ્રમાણિકતાથી વર્તીને કુટુ બનો નિર્વાહ કરવો મારો આ નિશ્ચય જાવજીવ સુધી નભાવવાને હુ હમેશા પ્રભુની પાસે પ્રાર્થના કરૂ છુ "

મધુરા હૃદયમા હર્ષ પામીને બોલી, "સ્વામી, તમારા હૃદયમા જો એ પવિત્ર નિશ્ચય દઢતાથી ટકી રહેશે તો જૈનધર્મ તમને પૂર્ણ સહાય આપ્યા વિના રહેશે નહિ તે ઉપર એક આસ્તિક બ્રાહ્મણનો દાખલો લેવા જેવો છે જો કે આપણે બ્રાહ્મણ ધર્મ ને મિથ્યાત્વ કહીએ છીએ, તથાપિ એ દાખલા ઉપરથી આપણને બોધ મળે તેમ છે, માટે તમે ધ્યાન આપીને એ દાખલો સાભળો કોઇ એક દેવશર્મા નામે ગરીબ બ્રાહ્મણ નાના ગામડામા રહેતો હતો ભિક્ષાવૃત્તિથી પોતાના ગરીબ કુ ટુ બનો નિર્વાહ કરતો હતો તેને ત્રણ છોકરા અને ત્રણ છોકરીઓ હતી તેના ઘરમા સારા લક્ષણવાળી સ્ત્રી હતી આવા મોટા કુટુ બનો નિર્વાહ તે માત્ર ભિક્ષાવૃત્તિથી કરતો હતો બ્રાહ્મણ દેવશર્મા ભિક્ષુક હતો, તો પણ તેના ધર્મ પ્રમાણે અને નીતિ પ્રમાણે યાચતો હતો પ્રાત કાળે વહેલો ઉઠી પ્રભુપૂજન કરી પછી ભિક્ષા લેવા નીકળતો હતો હમેશા તેના કુટુ બનુ પોષણ થાય તેટલી ભિક્ષા તે આખા ગામમા ફરીને લઈ આવતો હતો તેની પવિત્ર મનોવૃત્તિથી તેને તેના નિર્વાહ જેટલી ભિક્ષા પ્રતિદિન મળી રહેતી હતી

દૈવયોગે એક વખતે તે દેશમા ભયકર દુકાળ પડ્યો દુકાળને લઈને ગામડાના લોકોને ભારે સ કટ સહન કરવાનો વખત આવ્યો ઘણા શ્રીમતો નિર્ધન થઈ ગયા અને ગરીબોને અન્નના સાસાં પડવા લાગ્યા આ વખતે તે દેવશર્મા બ્રાહ્મણને જોઇએ તેટલી ભિક્ષા ન મળે તેવો સમય આવ્યો આ દુકાળની અસર પ્રતિદિન વધતી જોઈ તે બ્રાહ્મણની સ્ત્રીએ પોતાના પતિને કહ્યુ, "સ્વામી, હવે આપણે શુ કરીશુ ? આવા દુકાળમા આપણા મોટા કુટુ બનો નિર્વાહ શી રીતે થઇ શકશે?" સ્ત્રીની આવી ભારે

ચિંતા જોઈ ધર્મ ઉપર દૃઢ આસ્થાવાળો દેવશર્મા બોલ્યો—"પ્રિયા, કોઈ જાતની ચિંતા કરીશ નહિ જો આપણામા ધાર્મિકવૃત્તિ જાગ્રત હશે તો ધર્મ આપણને સહાય કરશે" દેવશર્માના આ વચનોએ તેની સ્ત્રીના હૃદયમા જરા ધીરજ આપી, તથાપિ દુકાળના ભયથી તેણીના મનમા સદા શંકા રહ્યા કરતી હતી

જ્યારે દુકાળની અસર વધતી ગઈ, ત્યારે કેટલાએક લોકો એ ગામ છોડવાને તૈયાર થઈ ગયા, અને કેટલાએક તો ગામ છોડીને ચાલ્યા પણ ગયા જ્યારે વસ્તીનો મોટો ભાગ ઓછો થયો, એટલે દેવશર્માને ભિક્ષા ઓછી મળવા લાગી આઠ માણસના કુટુબનો નિર્વાહ થઈ શકે તેટલી ભિક્ષા ન મળવાથી દેવશર્મા પણ વિચારમા પડ્યો, તથાપિ તેના હૃદયમાથી ધર્મની દૃઢતા શિથિલ થઈ નહિ

એક વખતે દેવશર્મા સવારે પૂજા કરતો હતો, તેવામા ગામનો એક પટેલ તેને ઘેર મુહૂર્ત જોવરાવવાને આવ્યો પટેલ તેને વદના કરી બોલ્યો—"મહારાજ, આવતી કાલે કેવો દિવસ છે? જો સારો દિવસ હોય તો મારે કુટુબ સહિત દેશાવર જાવુ છે, કારણકે આ દેશમા દુકાળ હોવાથી મારા કુટુબનો નિર્વાહ થઈ શકતો નથી" પટેલના આવા વચન સાભળી તે દેવશર્મા બ્રાહ્મણે કાંઈ ઉત્તર આપ્યો નહિ તે વખતે તે બ્રાહ્મણ પ્રભુનુ ધ્યાન કરતો હતો ક્ષણવાર પછી જ્યારે તે ધ્યાનમુક્ત થયો, ત્યારે તે બોલ્યો—"કહો, પટેલ શુ કામ છે?" પટેલે કહ્યુ, "આવતી કાલે કેવો દિવસ છે? જો સારો દિવસ હોય તો મારે કુટુબ સહિત દેશાતર જવાનુ છે" પટેલના આ વચન સાભળી આસ્તિક દેવશર્મા બોલ્યો—"પટેલ, શામાટે તમે ઉતાવળા થાઓ છો? જો ધર્મ ઉપર દૃઢતા રાખી બેસી રહેશો તો તે તમને દુકાળમાથી બચાવશે" દેવશર્માના આ વચનો પટેલને રૂચિકર લાગ્યા નહિ, કારણકે તે પટેલના હૃદયમા ધાર્મિક આસ્થા ન હતી પટેલ નમ્રતાથી બોલ્યો—"મહારાજ, તમારે પણ થોડા દિવસમા આ ગામ છોડી દેવુ પડશે તમને ભિક્ષા આપનાર ગૃહસ્થો હવે ભાગ્યેજ

રહ્યા છે તમે ગમે તેટલી પૂજા કરો તોપણ એમા કાઇ વળવાનુ નથી. કારણકે પૂજા કરવાથી કાઇ પરમેશ્વર દાણા આપતો નથી જો લોકો ગામમા વસતા હશે, તો તમને દાણા મળશે જ્યારે ગામમા લોકોજ નહિ હોય તો પછી તમને દાણા કોણ આપશે? પરમેશ્વર કાઇ દાણા આપવા આવવાનો નથી" પટેલના આવા નાસ્તિક વચનો સાભળી દેવશર્માના હૃદયમા દુ ખ લાગી આવ્યુ તે પટેલના વચનો ઉપર તેને ઘણો તિરસ્કાર છુટયો તે ઉચે સ્વરેથી બોલી ઉઠયો—"પટેલ, જો તમારા હૃદયમા ધાર્મિક આસ્થા હોય અને ધમ ઉપર પૂર્ણ શ્રદ્ધા હોય તો પરમેશ્વર આપ્યા વગર રહેતો નથી આખુ ગામ ચાલ્યુ જશે, કોઇ પણ ગૃહસ્થ આ ગામમા નહિ હોય, તોપણ મારા કુટુબની ભિક્ષા અટકવાની નથી દયાળુ પ્રભુ ધર્મનુ ફળ આપ્યા વિના રહેતો નથી મને પૂર્ણ ખાત્રી છે કે, ધર્મી જનનુ રક્ષણ કરનાર પરમેશ્વર સદા જાગ્રત છે, અને એ ખાત્રીથી હુ આજ ગામમા વાસ કરીને રહેવાનો છુ મારૂ કુટુબ ઈશ્વરની શરણે છે " દેવશર્માના આ વચન સાભળી તે પટેલ પછી કાઇ પણ બોલ્યો નહિ પછી દેવશર્માએ પચાગ જોઇને તેને કહ્યુ કે, "આવતી કાલે દિવસ સારો છે, પણ તમારૂ હૃદય સારૂ નથી, તેથી સારા દિવસનુ ફળ તમને મળશે નહિ કારણકે મુહૂર્ત, લગ્નવિગેરે જે કાઇ શુભ હોય, તે શુભ હૃદયવાળાનેજ શુભ ફળ આપે છે, અને અશુભ હૃદયવાળાને અશુભ ફળ આપે છે " દેવશર્માના આવા વચન સાભળી તે પટેલ કાઇ બોલ્યો નહિ પછી તરત તે ત્યાથી ચાલ્યો ગયો હતો

થોડા દિવસમા તે ગામમાથી ઘણી વસ્તી ચાલી ગઇ અને દેવશર્માને ભિક્ષા થોડી મળવા લાગી તેથી તેની સ્ત્રીએ તેને પ્રાર્થના પૂર્વક જણાવ્યુ કે, "સ્વામી, આવતી કાલે આપણા ઘરમા કાઇ પણ અન્ન નથી આજ સુધી ભિક્ષાના વધારે દાણા હતા, તેથી સર્વ કુટુબનો નિર્વાહ થતો હતો, પણ આવતી કાલે તો આપણા છોકરા માટે પણ પૂર્ણ થાય તેટલુ અન્ન નથી સવારે છોકરા માગશે તો હુ શુ આપીશ? " આ પ્રમાણે કહેતા કહેતા તે-

ત્રીની આંખોમાથી અશ્રુ ખરી પડ્યા દેવશર્મા પત્નીના આવા વચન સાભળી ક્ષણવાર વિચારમા પડ્યો, પણ તેના હૃદયમા ધર્મની જે દ્રઢતા હતી, તે શિથિલ થઈ નહિ તત્કાળ તે પરમેશ્વરની પૂજા કરવા બેઠો અને તેણે શુદ્ધ હૃદયથી પરમેશ્વરની ભક્તિ કરવા માડી. ઘણીવાર ભક્તિ કર્યા પછી તે ઈશ્વરને ઉદ્દેશીને નીચે પ્રમાણે શ્લોક બોલ્યો હતો—

" विश्वंभर त्वं मां
विश्वस्माद्वा बहि कुरु ।
यद्वा नैव कुरुषे
त्यज विश्वंभराभिधाम्" ॥ १ ॥

"હે પ્રભુ, તમે વિશ્વભર એટલે વિશ્વનુ ભરણપોષણ કરનાર છો, તેથી તમે મારૂ ભરણપોષણ કરો જો તમે એમ નહિ કરો તો પછી તમારૂ વિશ્વભર નામ છોડી દો "

દેવશર્માની આ પ્રાર્થના જાણે તેના ઈષ્ટદેવે સાભળી હોય, તેમ તેજ વખતે એક માણસ દોડતો દોડતો દેવશર્માની પાસે આવ્યો અને તેણે જણાવ્યુ કે, ગામના મુખ્ય પટેલ તમને બોલાવે છે, માટે ત્વરથી ચાલો આસ્તિક દેવશર્મા તરત તે માણસની સાથે પટેલની પાસે આવ્યો પટેલે તેને પ્રણામ કર્યો, એટલે દેવશર્માએ આશીર્વાદ આપ્યો. દેવશર્માએ ઇતેજારીથી જણાવ્યુ, "પટેલ, શામાટે મને બોલાવ્યો છે? આ ભિક્ષુક બ્રાહ્મણની શી જરૂર પડી છે? પટેલ બોલ્યો—" મહારાજ, દુકાળને લઈને આ ગામની વસ્તી વિદેશમા નિર્વાહ કરવાને ચાલી જાય છે, તેથી ગામમા વસ્તી ઘણીજ થોડી રહી છે ગરીબ વર્ગ તો તમામ ચાલ્યો ગયો છે જેઓ કાઇક સારી સ્થિતિમા છે, તેટલો ભાગ હજુ ગામમા રહે છે, હવે આટલો ભાગ ગામમા કાયમ રાખવાની મારી ઈચ્છા છે, તો તેઓને ઘણા શુભ અશુભ કામમા બ્રાહ્મણની જરૂર પડે, માટે તમારે કૃપા કરી આ ગામમા રહેવુ જોઈશે. તમારા કુટુબના નિર્વાહને માટે મે ગોઠવણ કરેલી છે તમારા કુટુબના

પોષણને માટે જે વ તુ જોઇએ, તે તમારે મ રે ઘેરથી લઇ જવી કોઇ વાતની શ કા રાખવી નહિ ”

પટેલના આવા વચન સાભળી, તે દેવશ ર્મા હૃદયમા ખુશી થઇ ગયો અને તેણે પટેલની પાસે તે વાત કબુલ કરી પછી તે નિર્ધન બ્રાહ્મણ હૃદયમા આનદ પામતો પોતાને ઘેર આવ્યો, અને તણે તે બધી વાત પોતાની સ્ત્રીની આગળ જણાવી પ રી કહ્યુ, “ પ્રિયા, મારા વિશ્વભર પ્રભુએ આપણી ચિ તા દૂર કરી છે દુકાળના વખતમા તો મારે ઘેર ઘેર ભિક્ષા માગવા જવુ પડતુ, અને આવા દુકાળના વખતમા ઘેર બેઠા ભિક્ષા મળે, એવી યોજના પ્રભુએ ઘડી કાઢી, એ ધર્મની દૃઢતાનો પ્રભાવ છે ” પતિના આ વચન સાભળી તેની સ્ત્રીને ઘણો આનદ થયો હતો

મધુરા—પોતાના પતિને કહે છે, “ સ્વામિનાથ, પછી ધર્મ અને પ્રભુ ઉપર દૃઢ આસ્થા રાખનારો તે દેવશર્મા બ્રાહ્મણ પોતાના કુટુ બ સાથે તે ગામમા સુખે રહ્યો હતો અને તેનુ કુટુ બ દુકાળમા પણ સર્વ રીતે સુખી થયુ હતુ આ દૃષ્ટાત ઉપરથી તમારે સારી રીતે સમજવાનુ છે કે, જે માણસ પોતાના ધર્મ ઉપર દૃઢતા રાખી રહે તે કદિપણ દુ ખી થતો નથી હે પ્રાણનાથ, તમે પણ તેવી રીતે ધર્મ ઉપર દૃઢતાવાળા છો, માટે તમારી ચિ તા પણ દૂર થઇ જશે

મધુરાના મુખથી આ દૃષ્ટાત સાભળી તેનો પતિ સુખધર હૃદયમા ઘણોજ ખુશી થયો અને તેના હૃદયની આસ્થા વિશેષ દૃઢીભૂત થઇ પછી તે હૃદયમા ઉલ્લાસ લાવીને બોલ્યો—‘ પ્રિયા, તમે જે દૃષ્ટાત આપ્યુ, તે સાભળી મારા મનને શાન્તિ મળી છે, તથાપિ થોડા રોજમા વિવાહનુ કામ આવી પડવાથી મારા મનને ધીરજ રહેતી નથી કારણકે વિચાર કરતા કોઇ એવુ સ્થાન જોવામા આવતુ નથી કે, જે ઠેકાણેથી મને પાચસો રૂપીઆ મળી જાય. આથી કરીને ધર્મ ઉપર દૃઢતા રહેતી નથી અને હૃદયમા ચિતાની મહા જ્વાળા પ્રગટ્યા કરે છે ”

સુખધરના આ વચન સાભળી મધુરાએ આનદ પૂર્વક

કરકસરે જે કાંતા ચાલે, તે સુખ સઘળાં પામે,
ગૃહવૈભવમાં નિત્ય વિલાસે, [1]ઉજ્વળ [2]યશમાં જામે સખી ૧
કુળદીપક [3]દારા તે [4]દયિતા, કામ કરે કરકસરે,
ગૃહવ્યવહાર ચલાવે ચતુરા, થાય સદા પતિ વસરે સખી ૨
અજ્ઞાની અબળા જે ઉડાઉ, તે વરલાજ ગુમાવે,
લાજ વિનાની [5]લલના તેવી, નહીં ભર્ત્તારને ભાવે સખી ૩
હેત રાખી હિસાબ રાખતી, કરકસરે જે ચાલે,
માનવની થઈ મહિલા ગૃહમાં, મનહર રંગે મ્હાલે સખી ૪
કરકસરેથી લાજ વધે છે, લોક વખાણ કરે છે,
મનથી સર્વે માન વધારે, સૌ કોઈ પ્રેમ ધરે છે સખી ૫
બ્હેનો બાળપણેથી ભણતાં, એ ગુણ ધરતાં રહેજો,
સર્વ સખી સહિયરને સ્નેહે, એ ગુણ ધરવા કહેજો સખી ૬
વ્હાલી વડિલને લાગે વનિતા, કરકસરે જે રહેતી,
રાણી સર્વ કુટુંબી સુખમાં, આપ ઘણાં દુઃખ [6]સ્હેતી સખી ૭
કરકસરેથી ડાહ્યા જાણો, કેળવણીને પામી,
શ્રાવક નારી તે સુખ પામે, થાયે [7]નિર્મળ નામી સખી ૮
બ્હેનો આપ હૃદયમાં ધરજો, એ ગુણ અંતર પ્રીતે,
શ્રાવકનો સંસાર દીપાવા, રહેજો એવી રીતે સખી ૯

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે જ્યારે તે ગરબી લલિતાએ ગાઈ સંભળાવી તે સાંભળી બધી શ્રાવિકાઓ હૃદયમાં અતિ આનંદ પામી હતી પછી આનંદાએ સર્વ શ્રાવિકાઓને કહ્યું કે, બ્હેનો, નિત્યના નિયમ પ્રમાણે આપણી ઉપદેશ-વાર્ત્તા સમાપ્ત કરવાનો સમય થઈ ગયો છે, માટે હવે આ ઉપદેશ વાર્ત્તા સમાપ્ત કરવામાં આવે છે આનંદાનાં આ વચન સાંભળી પ્રેમદા, પ્રેમ, પુતળી, જયા, મોતી વિગેરે બધી શ્રાવિકાઓ "આદીશ્વર ભગવાનની જય" બોલાવી પોતપોતાને સ્થાને ચાલતી થઈ આનંદા અને લલિતા ઉઠી પોતાના વાસગૃહમાં આવી

૧ ઉજ્જ્વળ ૨ કીર્તિમાં ૩ સ્ત્રી ૪ પ્યારી ૫ સ્ત્રી ૬ સ્ત્રી ૭ સહન કરતી ૮ નિર્મળ નામવાળી

गृहकार्य करवामा तत्पर थई हती हे श्राविकाओ, आजे आपणे पण धर्मवार्त्ता समाप्त करवानो समय थई गयो छे, माटे आज नी धर्मवार्त्ता पूर्ण करवामा आवे छे

धर्मदास शेठना आ वचन साभळी बाळ, प्रौढ अने वृद्ध श्राविकाओ आदीश्वर भगवानना जयध्वनिथी श्राविकाशाळानी भूमिने गजावती पोतपोताने स्थाने चालती थई धर्मदास शेठ पण गगा पोतानु कर्त्तव्य बजावी हृदयमा खुशी थता पोताने घेर आव्या हता





# દિવસ ૨૨ મો.

( તારા અને સંતોક રસ્તામાં મળે છે. )



તારા—કેમ બ્હેન, ઉતાવળી ઉતાવળી ક્યાં જાય છે?

સંતોક—બ્હેન, આજે હું એક ઉપાધિમાં આવી પડી છું

તારા—બ્હેન, તારા જેવી વિધવાને વળી ઉપાધિ શી? જેનો દૈવયોગથી સંસારનો ત્યાગ થયો છે, તેને પછી ઉપાધિ શેની નડે?

સંતોક—બ્હેન, એ ખરી વાત પણ જ્યાંસુધી સંસારમાં છું, ત્યાંસુધી ઉપાધિ તો નડવાનીજ છે જ્યારે દીક્ષા લઈ સંસાર છોડ્યો હોય, ત્યારેજ ખરી રીતે ઉપાધિ દૂર થાય છે

તારા—બ્હેન સંતોક, એ તારી ભૂલ છે દીક્ષા લેવાથી પણ ઉપાધિ દૂર થતી નથી કારણકે ઘણા સાધુઓ અને સાધ્વીઓ દીક્ષા લીધા પછી જ્યારે વહેવાર માંડીને બેઠા હોય, તેવી રીતે વર્ત્તે છે તેવાઓને દીક્ષા લીધાથી ઉલટી વધારે ઉપાધિ થાય છે જ્યારે ખરેખરા વૈરાગ્યથી દીક્ષા લેવામાં આવે અને હૃદયના પરિણામ સારા રાખે તો તેમને ઉપાધિ નડતી નથી તેવી રીતે વર્ત્તનારા

ભાઇની કમાણી ખાઈ જતી નથી તે છતા કદિ જો મે તેમ કર્યું હોય, તો તે મારા ધણીની કમાણી છે કાંઇ તમારી કમાણી નથી.

અભેચંદ—ભાભી, જેમ તે તારો ધણી છે, તેમ તે મારો ભાઇ છે, માટે તેના હિતની ખાતર મારે તને કાંઈપણ કહેવુ જોઇએ

ચપળા—જો તમારે કહેવુ હોય તો તેમને કહો, મને શામાટે કહો છો?

અભેચંદ—તને કહેવાનો પણ મારો હક છે

ચપળા—ના બીલકુલ નહિ મને કહેવાનો તમારો હક નથી તમારી સત્તા તમારી સ્ત્રીની ઉપર ચાલી શકે, મારી ઉપર નહિ

અભેચંદ—શામાટે નહિ? તુ મારા ભાઇની વહુ છે તેથી તને કહેવાનો પણ મારો હક છે

ચપળા—હુ તમને વધારે કહેવા ઇચ્છતી નથી તથાપિ મારે કહેવુ પડે છે કે, તમારે મને કાંઇપણ કહેવુ નહિ

અભેચંદ—શામાટે ન કહેવુ? હુ તને કહેવાનો અને તારે તે સાભળવાનુ

આ પ્રમાણે દીયર અને ભોજાઇ વચ્ચે ઘણી બોલાચાલ થઇ, પણ વિશ્વાસુ કાંઇપણ બોલી શકયો નહિ પછી ચપળા રીસ કરીને બોલી—સ્વામી તમે કેમ બોલતા નથી? શુ તમારા મનમા મારે માટે શંકા છે? તમારા હૃદયમા જે હોય તે ખુલ્લી રીતે જણાવો

વિશ્વાસુ બોલ્યો—મારા મનમા એટલી તો શંકા રહે છે કે, દરવર્ષે હુ એક હજાર રૂપીઆ કમાઉ છુ તેમાથી દુકાન તથા ઘરના ખર્ચમા વધારેમા વધારે પાચસો રૂપીઆ જોઇએ, તો પછી દરવર્ષે પાચસો રૂપીઆનો વધારો હોવો જોઇએ તેવી રીતે આજે દશ વર્ષ થયા આપણો ધંધો ચાલે છે, તો હાલ પાચ હજાર રૂપીઆનો વધારો તારી પાસે હોવો જોઇએ તેને બદલે તુ જ્યારે મા ! પાચજ વધારો બતાવે છે, તો પછી મારા મનમા કેમ શંકા ન આવે?

પતિના આ વચન સાભળી મારી સખી ચપળાના મનમા

વધારે દુ ખ લાગ્યુ તરત તે રીસ કરીને બોલી–સ્વામી, તમારા અવિશ્વાસના વચન સાભળી મને બહુ દુ ખ લાગે છે શુ હું તમારા રૂપીઆ છુપાવી રાખુ છુ ? શુ તમારી સાથે હું દગાથી રમુ છુ? તમારા ભાઇના કહેવાથી તમે ચડી ગયા છો, અને મારી તરફ તિરસ્કાર બતાવો છો, એ તમારી મોટી ભૂલ થાય છે તમે વિચાર કરો કે, આપણા ઘરનુ કેટલુ ખર્ચ છે ? દરરોજ બે રૂપીઆ તો પરચુરણ જોઇએ છીએ દરમાસે ઘી તથા દૂધની કેટલી રકમ થાય છે એ તમારા ધ્યાનમા છે?

અભેચદ ઉચે સ્વરે વચમા બોલી ઉઠયો–ભાઈ વિશ્વાસુ, આ તારી પત્નીના વચન સાભળ તે કેવા વચન બોલે છે ? તારા ઘરમા ચાર પાચ માણસો ખાનારા છે, તેમા દરવર્ષે એક હજાર રૂપીઆ ઉડી જાય, એ કેવો જુલમ ! આવી રીતે ચાલતા તો રાજાના ભડાર પણ ખુટી જાય છે આ વિષે તારે બરાબર તપાસ કરવી જોઇએ તારી સ્ત્રી ઉપર મને પૂરેપૂરો શક રહે છે તારી કમાણીના રૂપીઆનો તેણીએ ગેરઉપયોગ કરેલો છે

અભેચદના આ વચન સાભળી મારી સખી ચપળા રીસથી કાઇ બોલી નહિ તે તરત રીસાઇને ઘરમાથી ચાલી ગઈ પછી તેનો દીયર અભેચદ પણ નાખુશ થઇને કાઇપણ બોલ્યા વગર વિશ્વાસુને ઘેરથી ચાલ્યો ગયો પછવાડે વિશ્વાસુએ મને પોતાને ઘેર બોલાવીને કહ્યુ, “બ્હેન સતોક, આજે તારી સખી ચપળા મારાથી રીસાઇને ઘરમાથી ચાલી ગઈ છે ને કયા ગઈ હશે? તેની તપાસ કરી તેણીને બોલાવી લાવ આ પ્રમાણે કહી તેણે જે વાત બની હતી, તે મને કહી સભળાવી હતી હવે હુ તેણીની તપાસ કરવાને ઉતાવળી જાઉ છુ

તારા–બ્હેન સતોક, એ ચપળા રીસાઇને કયા ગઈ હશે? કયે ઠેકાણે તુ તેની તપાસ કરીશ?

સતોક–તારા બ્હેન, મને લાગે છે કે, તે તેની માસીને ઘેર ગઇ હશે. તેની માસી અહિં નજીકજ રહે છે હુ તેને ઘેર જવા ઇચ્છા રાખુ છુ

તારા—બ્હેન મનોક, સ્ત્રીએ પોતાના પતિના ઘરમાંથી રીસાઈને ચાલ્યા જવુ, તે મને યોગ્ય લાગતુ નથી આ ઉપરથી એમ જણાય છે કે, તારી સખી ચપળા કેળવણી પામેલી નહિ હોય વળી તે ગૃહસંસાર ચલાવવાને લાયક પણ નથી કારણ કે એક હજાર રૂપીઆની કમાણીવાળા વિશ્વસુ પતિના ઘરની સારી વ્યવસ્થા કરવામા તે બેદરકાર લાગે છે

મનોક—બ્હેન તારા, એ ખરી વાત છે તેનામા બીજા સારા ગુણો છે પણ તે સ્વભાવે ખરચાળ અને ઉદાર છે

તારા—બ્હેન, એ ઉદાર ન કહેવાય, પણ ઉડાઉ છે, ઉત્તમ કેળવણી પામેલી સ્ત્રી કદિ પણ એવી રીતે વર્તતી નથી જ્યારે પોતાનો પતિ વિશ્વાસથી ઘરની બધી સત્તા આપે, તેનો આવો ગેરઉપયોગ કરવો, એ ઘણુંજ ખરાબ કહેવાય એવી ઉડાઉ સ્ત્રીઓ પોતાના પતિની આબરૂને નુકશાની પહોચાડે છે પોતાના ઘરનો વ્યવહાર કરકસરથી ચલાવી પતિની કમાણીમા વધારો દેખાડવો, એ ગૃહસ્થ સ્ત્રીનુ કર્તવ્ય છે તારી સખી ચપળા ખરેખર ઉડાઉ લાગે છે તેમા તેના પતિ વિદ્યાસુનો કે તેના શીયર અશોકનો બીલકુલ દોષ નથી બ્હેન મનોક તુ જાણે છે કે, કરકસર કરનારી કાંતાઓ પોતાના ગૃહવ્યવહારને સારી રીતે ચલાવી પતિની પ્રતિષ્ઠામા વધારો કરે છે અને ઉડાઉ અબળાઓ પોતાના પતિની પ્રતિષ્ઠાને ધક્કો પહોચાડે છે

મનોક—હા, બ્હેન, એ વાત ખરી છે હું ચપળાને ઘણીવાર તે વિષે સમજાવુ છુ, પણ મૂળ કેળવણીના અભાવથી તે વાત તેણીને રૂચિકર થતી નથી તેણીનો હાથ એટલો બધો પોલો છે કે, તેણીના હાથમા પૈસો રહેતોજ નથી તે સાથે ઘરની ઘણી ચીજો તે ગુમાવે છે અને લાગે છે જે ચીજ ખોવાણી કે જરા ભાગી એટલે તે પૈસા ખર્ચીને તરત બીજી નવી ચીજ મંગાવે છે આવી રીતે કેટલાએક પૈસા તેમાજ ખર્ચાય છે

તારા—બ્હેન મનોક, તારી સખી ચપળાને તે વિષે તારે સમજુતી આપવી જોઇએ જો એ તારાથી ન સમજે તો તેણીને

આપણા ધર્મપિતા ધર્મદાસશેઠની શ્રાવિકાશાળામા તેડી લાવ વખતે એ પવિત્ર પિતાના ઉપદેશની અસર તેનામા થઇ જશે ગઇ કાલેજ એ પવિત્ર ધર્મપિતાએ આનદના પ્રસગમા કરકસર કરવા વિષે એક સુખકર અને મધુરની બોધક વાર્તા કહી સભળાવી હતી જો તે વખતે તારી સખી ચપળા હાજર હોત તો તેણીના હૃદયમા થોડી ઘણી પણ અસર થયા વિના રહેત નહિ

**મનોક**—તારાબ્હેન, હા, એ ખરી વાત છે મને પણ એ વાત ગમે છે ચપળા ગઇકાલે જો શ્રાવિકાશાળામા હાજર હોત તો તેના હૃદયમા અસર થાત ખરી હવે હુ ગમે તેવી રીતે તેને શ્રાવિકાશાળામા લાવીશ મને ખાત્રી છે કે, આપણા ધર્મ-પિતાના ઉપદેશની અસર તેને થયા વિના રહેશે નહિ

(પછી તારા અને મનોક જુદા પડે છે) મનોક ચપળાને તેની માસીને ઘેરથી સમજાવી તેડી લાવે છે અને તેણીના ઉડાઉ-પણાના અવગુણને દૂર કરવા સમજૂતી આપી ધર્મદાસશેઠની શ્રાવિકાશાળામા આવે છે

નિત્યનો સમય થયો એટલે ધર્મદાસશેઠ અને ગગા શ્રાવિકા-શાળામા આવે છે તે વખતે મણિ, અજવાળી, તારા વગેરે બધી શ્રાવિકાઓ આવી હાજર થાય છે ધર્મદાસશેઠ વક્તાના આસન ઉપર બીરાજ્યા તે વખતે શ્રાવિકાઓ આદીશ્વર ભગવાનની જય બોલાવી શ્રાવિકાશાળાની ભૂમિને ગજાવી મુકે છે પછી ધર્મદાસ શેઠે નીચે પ્રમાણે મગળાચરણ કર્યું હતુ —

## શાર્દૂલવિક્રીડિત.

જે પાળી શુભ શીળ ટેક જનમા સદ્ધર્મ શોભા ધરે,<br>
નીતિ નિર્મળ બોધથી જનતણુ અજ્ઞાન દૂરે કરે,<br>
આનદે ઉપકાર [1]સાર કરવા જે આચરે [2]સત્કૃતિ,<br>
તે શ્રી જૈનસતી સમાજ [3]સુખદા આપો સદા સન્મતિ ૧

આ પ્રમાણે મગળાચરણ થયા પછી ગગાએ ઉભા થઈને કહ્યુ—

ગગા—"સ્વામી, જો તમારી આજ્ઞા હોય તો કેટલીએક બા-

---

૧ શ્રેષ્ઠ ૨ સારા કામો ૩ સુખ દેનાર

ળ શ્રાવિકાઓને સ્ત્રીકેળવણીના મહિમાને દર્શાવનારો એક રાસડો ગાવો છે, તે ગાય

ધર્મદાસગોઠ—તે સાભળવા હુ ઘણોજ ખુશી છુ

પછી કેટલીએક બાળશ્રાવિકાઓ નીચે પ્રમાણે કેળવણીના મહિમાનો રાસડો ગાય છે—

### કેળવણીના મહિમાનો ગરબો

રાગ દીઠોછો રાજનીર'—એ રાગ

કેળવણી છે કામનીરે કાતા કેળવણી છે કામની,
તે નીતિ નિર્મળ નામનીરે કાતા (એ ટેક)

કેળવણી શુભ કલ્પલતા છે,
મનહર સુદર નિર્મળતા છે,
ભવિજન મનસુખકાર કાતાકેળવણી છે,
શોભા સુગંધના [1]ધામનીરે કાતા ૧
બાળા કેળવણી સુદર પામે,
આ જગમાંહિ યશથી જામે,
મનહર મગળરૂપ કાતાકેળવણી છે,
પ્રીતિ ધરે તે ગામનીરે કાતા ૨
[2]કેળવણીશૃગાર ધરતી,
આ [3]ભવસાગર સુખથી તરતી,
[4]રમણીય રૂપ નિધાન કાતાકેળવણી છે,
પૂર્ણ કળા તે [5]દામનીરે કાતા ૩
જે મન જ્ઞાન તણા બીજ રોપે,
તે અબળા [6]અતરથી ઓપે,
[7]અગણિત ગુણ ધરનાર, કાતાકેળવણી છે,
શક્તિ અપાવે હામનીરે કાતા ૪

---

૧ તેજની ૨ કેળવણીરૂપ શ્રૃગાર ૩ આ સસારરૂપ સમુ ૪ મનોહર ૫ વીજળી પૂર્ણ કળા ૬ હૃદયથી ૭ અગણિત શ[illegible] તેવા

જ્ઞાન કળાથી ખીલતી બાળા,
રાખે નહી દુર્ગુણના ચાળા,
[1]ગુણગૌરવ ધરનાર કાતા કેળવણી છે,
ટેક રહે જિન નામનીરે　　　કાતા ૫
કેળવણીરૂપ [2]અંતર સારૂ,
નવરંગિત આભૂષણ ચારૂ,
વામતા સુખ કરનાર કાતા કેળવણી છે,
શાંતિ ધરે [3]દુખવામનીરે　　　કાતા ૬
પામે સતી પદ કેળવણીથી
શોભે સદા શુભ ધર્મ [4]રતિથી,
નિર્મળ [5]હૃદયવિકાશ કાતા કેળવણી છે,
તે છે ઉપાધિ વિરામનીરે　　　કાતા ૭
[6]ભવભયભંજન [7]જ્ઞાનસુધા છે,
તે વિણ આ [8]ભવકામ [9]સુધા છે,
કર્મતણી [10]પરિહાર કાતા કેળવણી છે,
પ્રીતે [11]પરમપદ ધામનીરે　　　કાતા ૮

આ પ્રમાણે બાળશ્રાવિકાઓએ કેળવણીના મહિમાનો ગરબો ગાયો તે સાભળી સર્વ શ્રાવિકાઓ અતિ આનંદ પામી ગઇ પછી ધર્મદાસ શેઠે પોતાની ઉપદેશવાર્ત્તા આગળ ચલાવી

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, નિત્યનો સમય થયો એટલે આનંદા પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને ઉપદેશવાર્તા કરવાને પોતાના સ્થાન ઉપર આવી તે વખતે પ્રેમદા, પ્રેમ, પુતળી, પોતી, જયા વગેરે બધી શ્રાવિકાઓ હાજર થઇ ગઇ તે વખતે પ્રેમદાએ એક પત્રિકા આનંદાના હાથમા આપી તે પત્રિકા લઇ આનંદાએ પ્રથમ પોતના મનમા વાચી જોઇ, જે

---

૧ ગુણની મોટાઇને ધરનારી ૨ કેળવણીરૂપી અંતરનુ આભૂષણ છે ૩ દુઃખને નાશ કરનારી ૪ પ્રીતિથી ૫ હૃદયનો નિર્મળ વિકાશ રૂપ કેળવણી છે ૬ સંસારના ભયને નાશ કરનારી ૭ જ્ઞાનરૂપી અમૃત ૮ આ સંસારની કામના ૯ તથા ૧૦ કર્મને હરનારી ૧૧ મોક્ષપ

વાચી આનંદાને ઘણો આનંદ ઉત્પન્ન થયો તેણીના મુખ ઉપર આનંદના અંકુરો જોઈ બધી શ્રાવિકાઓ આશ્ચર્ય પામી ગઈ તે વખતે પુતળી બોલી —

**પુતળી**—ધર્મમાતા, એ પત્રિકા કોની છે? એ વાચવાથી તમને ઘણો આનંદ થયો હોય, તેમ દેખાય છે

આનંદાએ આનંદ પૂર્વક જણાવ્યું, બ્હેનો, આ પત્રિકા લખનાર કોઈ બાળવિધવા શ્રાવિકા છે તેણીના વિચાર જાણી મારા હૃદયને અતિ આનંદ ઉત્પન્ન થયો છે વિધવાપણામાં આવા ઉત્તમ વિચાર લાવી પોતાના જીવનનો ઉપયોગ કરવાને તૈયાર થવું, એ ખરેખર પ્રશંસનીય છે આ બાઈના જીવનને સહસ્ત્રવાર ધન્યવાદ ઘટે છે ભારતવર્ષ ઉપર જ્યારે આવી આવી બાળ વિધવાઓ પોતાના જીવનનો ભોગ આપવાને તૈયાર થશે, ત્યારે સર્વ જૈન સ્ત્રીવર્ગની મોટી ઉન્નતિ થશે

**પોતી**—ધર્મમાતા, એ વિધવા બાઈ કોણ છે? અને તેણીએ એ પત્રિકામાં શું લખ્યું છે, તે અમને વાચી સંભળાવવાની કૃપા કરો

**આનંદા**—બ્હેન પોતી, આ ચીઠી પ્રેમદા બ્હેન લાવ્યા છે, તો તેમની રજા સિવાય મારાથી તે બાઈનું નામ આપી ન શકાય તેમ તેની પત્રિકા પણ ખુલ્લી રીતે વાચી ન શકાય

આનંદાના આવા વચન સાંભળી પોતીએ પ્રેમદાને કહ્યું— પ્રેમદા બા, કૃપા કરી તમે રજા આપો તો એ બાઈનું નામ અને તેની પત્રિકાના વિચાર અમારા જાણવામાં આવે

**પ્રેમદા**—બ્હેનો, આપણા નગરમાં પ્રેમચંદ નામે એક શ્રાવક ગૃહસ્થ રહે છે તેને પૂર્ણા નામે એક પુત્રી છે, તેણીએ આપણી જૈન કન્યાશાળામાં અને રાજકીય કન્યાશાળામાં સાધારણ કેળવણી લીધી છે તે ધાર્મિક અને વ્યવહારિક કેળવણી લઈ સારી પ્રવીણ બની છે બે વર્ષ પહેલાં તેણીનો આ ગામના એક ગૃહસ્થ શ્રાવકના પુત્રની સાથે વિવાહ થયો હતો વિવાહ થયા પછી એક વર્ષે તે પૂર્ણા વિધવા થઈ છે તે બીચારી બાળાને બાળલગ્નનું કડું ફલ ચાખવું પડ્યું છે તેના પતિની વય તેના જેવડીજ હતી નાનીકશીળી નીક

જવાથી તેનો પતિ મૃત્યુ પામ્યો હતો તે પૂર્ણા વિધવા થવાથી તેના માતા પિતાને ભારે દુખ લાગ્યું હતું પોતાની એકજ પુત્રી બાલ વિધવા થવાથી પ્રેમચંદ ઘણો દુખી થયો તેની માતા પુત્રીનું આ મહા દુખ જોઈ ગયા વર્ષમા ક્ષયરોગથી મૃત્યુ પામી ગઈ છે પોતાની એકજ પુત્રી વિધવા થઈ અને પોતાની સ્ત્રી મૃત્યુ પામી તેથી પ્રેમચંદને આ સંસાર ઉપર અભાવ આવી ગયો તે ભોજન, પાન, શયન અને ગમન વગેરે બધી ક્રિયામાં શૂન્ય થઈ વર્તવા લાગ્યો પિતાની આવી સ્થિતિ જોઈ સુજ્ઞ બાળા પૂર્ણા અતિ ચિંતાતુર રહેવા લાગી

એક વખતે પૂર્ણાએ પોતાના પિતાને શૂન્ય થઈ વિચાર કરતા જોઈ કહ્યું, "બાપા, તમે હમેશા શૂન્યની જેમ કેમ રહો છો? આ સંસાર એવો દુખ રૂપજ છે આ સંસારમા કોઈ પણ પ્રાણી સર્વ રીતે સુખી રહી શકતું નથી તમને આવા ચિંતાતુર જોઈ મારૂ હૃદય દગ્ધ થાય છે માટે તમે દુખના વિચાર કરશો નહિ કર્મની ગતિ વિચિત્ર છે આપણા ચરિતાનુયોગના ગ્રંથોમા કર્મની ગતિના અનેક દૃષ્ટાંતો મળી આવે છે મોટા મોટા મહાન સમર્થ પુરુષો પણ કર્મને આધીન થઈ અનેક દુખ પામ્યા છે બાપા, એ બાબતનો વિચાર કરી તમારા હૃદયમાથી ચિંતા દૂર કરજો તમે મારા તરફનું દુખ રાખશો નહિ વિધવાવસ્થામા હું મારા જીવનનું સાર્થક કરીશ મારી ઈંદ્રિયો અને મન નિગ્રહમા રાખવાને હું સમર્થ છું, કારણ કે તમે મને સારી કેળવણી આપેલી છે તે કેળવણીના પ્રભાવથી હું મારા જીવનને સુધારી શકીશ સંસારની અવસ્થાના કરતા આ વિધવાવસ્થા મને વધારે ઉપયોગી થશે

સાધર્મિવાત્સલ્ય, પરોપકારવૃત્તિ અને આત્મસાધન—એ ત્રણ વસ્તુ સાધ્ય કરવાને આ વિધવાવસ્થા મને સાધન રૂપ થઈ પડશે સંસારમા રહીને હું જે કાર્ય ન કરી શકત, તે કાર્ય આ અવસ્થામા સારી રીતે કરી શકીશ મારી સાધર્મી બહેનોનો અને બહેનોનો તથા મારી જ્ઞાતિની બાળાઓનો અને જ્ઞાતિ સ્નેહીઓનો પરોપકાર કરવાનો આ અવસર મને પુણ્યયોગે પ્રાપ્ત થયો છે તેનો ઉપયોગ

લ ) હુ મારા વિશ્વાસીજનને પુણ્યપાત્ર બનાવી શકીશ પોતાની પુત્રી પૂર્ણાના આવા વચન સાંભળી તેના પિતા પ્રેમચંદના હૃદયને જરા શાંતિ મળી પુત્રીની યૌવનવયને માટે અને તેણીના પ્રવર્તન નેમાટે તેના હૃદયમા જે શંકા હતી તે દૂર થઇ ગઈ પછી પ્રેમચંદ પુત્રી ઉપર પ્રેમ લાવી બોલ્યો– બ્હેન પૂર્ણા, તારા હૃદયના વિચાર જાણી મારા મનને અતિ આનંદ ઉત્પન્ન થયો છે તને આ યોગ્ય કેળવણી ખરેખર કૃતાર્થ થઈ છે તારા સુવિચારને હુ દ્રવ્યની ઉત્તેજન આપીશ તારી પરોપકારવૃત્તિને ખીલવવામા જે સાધનો જોઈએ, તે હુ સંપાદન કરાવી આપીશ મારે તારા શિવાય બીજી કોઈ સંતતિ નથી આ મારી સ્થાવર અને જંગમ મીલકત તથા દ્રવ્ય એકજ મારુ છે મે જે લક્ષ્મી ઉપાર્જન કરેલી છે, તેનો ઉપયોગ તારેજ કરવાનો છે બ્હેન પૂર્ણા, તારી જે ઇચ્છા હોય, તેઓ મારી સંપત્તિ વડે પૂર્ણ કરજે

પિતાના આ વચન સાંભળી પૂર્ણાના હૃદયમા વિશેષ ઉત્સાહ ઉત્પન્ન થયો હતો પછી તેણીએ પોતાના પિતા પ્રેમચંદની આગળ પોતાના કેટલાએક સુવિચારો દર્શાવ્યા હતા જે સાંભળી તેનો પિતા પ્રેમચંદ અતિ આનંદિત થયો હતો

પ્રમદા કહે છે– હે બ્હેને, એ પૂર્ણા માનવ કુટુંબને સખ બ્હેન શા માટે પ્રેમચંદ અને મારો સસરો એકજ કુટુંબના હતા પ્રથમ મારા સસરાને ત્યાર પેઢીએ ભાઈ થાય છે પ્રેમચંદે ગત વર્ષમા વેપારની અંદર ઘણો લાભ મેળવ્યો હતો, પણ પોતાની પુત્રી વિધવા થવાથી અને સ્ત્રી ગુજરી જવાથી તે બીચારો નાસીપાસ થઈ ગયો છે

નઈ કાલે એ પૂર્ણા મારે ઘેર આવી હતી કોઈકજ વાર મારે ઘેર તેને આવેલી જોઈ મે તેને નમસ્કાર કરી મારી પાસે બેસાડી હતી મે આદરપૂર્વક તેણીને પુછ્યુ—"પૂર્ણાબા, શું આજે ભુલા પડ્યા? અમારે ઘેર ક્યાથી આવી ચડ્યા? પૂર્ણાએ પ્રસન્ન વદને મને કહ્યું, ભાભી, મારા સાંભળવામા આવ્યું છે કે, આપણા ગામમા આનંદા નામે એક શ્રાવિકા પોતાની પુત્રી લલિતાની પ

ઉપદેશ વાર્ત્તા કરે છે અને તે પ્રસંગે કેટલીએક શ્રાવિકાઓ તેમની પાસે આવે છે તમે પણ તેમાં સામેલ છો ગામમાં એ પવિત્ર આનંદાની પ્રશંસા થાય છે અને તેમણે પોતાની ઉપદેશવાર્તાથી કેટલીએક શ્રાવિકાઓની સુધારણા કરી છે

પૂર્ણાએ આ પ્રમાણે મને પુછ્યુ, એટલે મે તેણીને કહ્યુ—પૂર્ણા, હા, એ ખરી વાત છે પૂર્વના પુણ્ય હોયતોજ શ્રાવિકા તે આનંદાના મુખનો બોધ સાભળે. હું હમેશા તેમનો ઉપદેશ સાભળવાને જાઉ છુ જો તમારી ઇચ્છા હોય તો તમે પણ ત્યા આવો

માગ આ વચન સાભળી પૂર્ણા બોલી—ભાભી, જ્યારથી મે આનંદાના ઉપદેશની વાર્ત્તા સાભળી છે, ત્યારથી તેમની પાસે આવવાની મારી ઇચ્છા થયા કરે છે, પણ મારૂ ઘર તેમના ઘરથી ઘણુ દૂર છે, તેથી માગ જેવી બાળવિધવાથી તેમને ઘેર શી રીતે આવી શકાય?

પૂર્ણાના આવા વચન સાભળી મે તેણીને કહ્યુ, બ્હેન પૂર્ણા, એ વાત ખરી છે, પણ આનંદાને ઘેર આવવામા કોઇ જાતની હરકત નથી જે રીતે દેહેરે ઉપાશ્રયે જઈએ, તેની રીતે આનંદાને ઘેર જવાય છે બા, તમને મારા પેમચંદ કાકાજી આનંદાને ઘેર જવાની ના કહેતા હોય તો હુ તેમને કહેવરાવુ

માગ આ વચનો સાભળી પૂર્ણા બોલી—"ભાભી, મારા બાપા મને કાંઈ અટકાવતા નથી, પણ મે એક ચોપડીમા વાચેલુ છે કે, બાળ અથવા જુવાન સ્ત્રી વિધવા હોય કે સધવા હોય, તેણીએ ઘરની બહાર રખડવુ નહિં જો કાંઈ ખાસ કારણ જણાય તો વડિલની આજ્ઞા લઈને જવુ તેમા વિધવાને તો ખાસ કરીને ઘરની બહાર નીકળવુ ન જોઇએ જો કદિ દેહેરે ઉપાશ્રયે જવુ હોય તો જો તે પોતાના ઘરથી દૂર ન હોય તો જવુ, પણ જો તે ઘણે દૂર હોય તો જવુ નહિ બજાર, બાહેર રસ્તે અથવા રાજમાર્ગે તો વિધવાએ છુટી રીતે નીકળવુ ન જોઈએ તેમ નીકળવાથી વખતે કેટલીએક હાનિ થવા સંભવ છે આ પ્રમાણે જ્યારથી મારા વાચવામા આવ્યુ છે, ત્યારથી હું ખરા કારણ શિવાય બહારનીક-

મારી શી સ્થિતિ છે અને હું કોણ છું, એ વાત મારા ભાભી પ્રેમના આપને રૂબરૂ નિવેદન કરશે, એટલે તે વિષે મારે કાંઇ કહેવાનુ નથી વિશેષમા જણાવવાનુ કે, પૂર્વ કર્મના યોગે હુ બાળ વિધવા થઇ છુ પણ મારા પૂજ્ય માતાપિતાએ મને ધાર્મિક અને વ્યવહારિક કેળવણી આપેલી છે જે મે યથાશક્તિ ગ્રહણ કરેલી છે મારા ધર્મનિષ્ઠ પિતાને હુ એકજ પુત્રી હોવાથી મારા વૈધવ્યને લીધે તેઓ અતિ શોકાતુર થયા હતા, પણ મે મારી ઉપર આવી પડેલા વૈધવ્યના દુઃખને સહન કરવાની હિંમત બતાવી, તેથી તેઓ શોકમુક્ત થયા છે અને મને મારા વૈધવ્યમા જે મારા કર્ત્તવ્યો છે તેને પૂર્ણ રીતે સહાય કરવાને તત્પર થયા છે મે એક સામાન્ય કેળવણી લીધેલી છે, પણ ઉત્તમ શ્રાવક કુટુબમા જન્મ મળવાથી અને મારી ભાગ્યવતી કેળવાએલી માતાના સહવાસથી શ્રીધર્મને લગતા તેમજ બીજા ઉપયોગી ઘણા પુસ્તકો વાચેલા છે, તેથી મારા વિધવાજીવનને કોઇ રીતે ઉપયોગી કરવાની મારી ઈચ્છા થઇ છે મારી સાધર્મિ બ્હેનો ઉત્તમ કેળવણી સંપાદન કરે, એકત્ર થઇ પોતાના સારા સારા વિચારો પ્રગટ કરે, ધર્મ, નીતિ અને ગૃહવ્યવહારનુ ઉત્તમ શિક્ષણ મેળવે અને પોતાનો શ્રાવકસંસાર સુધારે એવા ઉપાયોની યોજના કરવામા આ વિધવાજીવન ગાળવુ અને તન, મન અને ધનથી મારી સાધર્મિ બ્હેનોની તથા જ્ઞાતિબ્હેનોની સેવા કરવી—એ ધારણા ધારી છે આ મારી ધારણા કેવી રીતે સફળ થાય અને તેમા મારૂ વિધવાજીવન કેવી રીતે ઉપયોગી થાય, એ વિષે તમારા પવિત્ર વિચાર પ્રગટ કરી મને તે માર્ગનુ દર્શન કરાવવા કૃપા કરશો કારણકે તમે એ માર્ગના ભોમિયા છો અને તમે એજ કાર્યમા દીક્ષિત થયા છો, તેમજ તમે આપણા જ્ઞાતિપુરની શ્રાવિકાપ્રજાનો ઉદ્ધાર કરવા તત્પર થયા છો

લી આપની લલિતા સમાન દુહિતા

બાળવિધવા પૂર્ણાના પ્રણામ

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આનંદાએ આ પ્રમાણે જ્યારે એ બાળવિધવા પૂર્ણાની પત્રિકા વાચી સંભળાવી, ત્યારે તે સાંભળી સર્વ શ્રાવિકાઓ અતિ હર્ષિત થઈ ગઇ તે વાચના વાચતા આનંદાના નેત્રમાથી આનંદાશ્રુની ધારા ચાલવા લાગી અને તેણીનું પવિત્ર શરીર રોમાંચિત થઇ ગયુ ક્ષણવાર પછી આનંદાએ સાનંદવદને કહ્યુ, બ્હેનો, જુઓ, આ પૂર્ણાનો સાધર્મિ બ્હેનો ઉપર કેવો પવિત્ર પ્રેમ છે? પોતાના વૈધવ્યદુઃખને ભૂલી જઈ મહાન્ પરોપકાર કરવામાજ પોતાનુ જીવન ગાળવાને તેણી ઇચ્છે છે એ પવિત્ર પૂર્ણાને પૂર્ણ ધન્યવાદ ઘટે છે તેણીના પિતાને પણ ધન્ય છે કે, જે પોતાની પુત્રીની આવી ઉત્તમ ધારણા સફળ કરવાને તત્પર થયેલ છે વિધવાશ્રાવિકાઓ કે જેઓનુ સંસાર સુખ કર્મયોગે નષ્ટ થયેલ છે, તેઓ જ્યારે આવો મહાન્ ઉપકાર કરવાને તત્પર થાય તો પછી જૈન પ્રજાની સર્વ પ્રકારે ઉન્નતિ થાય, તેમા શુ આશ્ચર્ય! ધન્ય છે, એવી વિધવાઓના જીવનને!

આ વખતે પોતીએ વિનયથી કહ્યુ, ધર્મમાતા, એ પૂર્ણાને માટે જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે મને તો લાગે છે કે, તેણીનુ હૃદય ઘણુંજ પવિત્ર હશે. છેવટે એ દીક્ષા લઇને સાધ્વી થશે અને પોતાના ચારિત્રને દીપાવશે

પોતીના આ વચન સાંભળી આનંદાએ હસીને કહ્યું, પોતી બ્હેન, એવી વિધવાઓને દીક્ષા લેવાની કાંઈ જરૂર નથી તેણીએ જે ધારણા ધારી છે, તે દીક્ષાના જેવીજ છે એટલુ જ નહિ પણ વર્ત્તમાન કાળે ચારિત્રની દીક્ષા લેવાના કરતા આવા કાર્યની દીક્ષા લેવામા આવે તો ઘણો લાભ થાય છે બાળવિધવા પૂર્ણાએ જે

પ્રેમદાબ્હેન, આ પત્રિકા લખનાર પવિત્ર બાઇ પૂર્ણાના દર્શન કરવાની મારી ઇચ્છા છે એ પવિત્ર બાળાના દર્શન કરવાથી હુ મારા આત્માને પુણ્યવાન સમજીશ, માટે તેને અહીં આવવાને મારી વતી વિનતી કરજો, અને તે બાળાને મારા નીચેના શબ્દો પહોચાડજો

'બ્હેન પૂર્ણા, તમારી પવિત્ર પત્રિકા વાચી મને અતિ આનદ થયો છે તમારા જેવી ઉત્તમ વીરબાળા આ નગરમા વસે છે તે જાણી હુ આ નગરની જૈન પ્રજાને પુણ્યવતી સમજુ છુ હે પવિત્ર શ્રાવિકા, તમારા જેવી વિદુષી બાળા જો પ્રયત્ન કરી આ નગરમા એક જૈનમહિલાસમાજ સ્થાપન કરશે, તો ભવિષ્યમા જૈનસ્ત્રીવર્ગને મોટો લાભ થશે ઘણા દિવસ થયા મારા હૃદયમા પણ એ ઇચ્છા સ્ફુર્યા કરે છે, તથાપિ મારી વય એ મહાન્ કાર્ય કરવાને અશક્ત છે, તેથી તમારા જેવી બાળા એ મહત્ કાર્ય સાધવાને તૈયાર થાય, તો હુ યથાશક્તિ તે તમારા કાર્યમા તન, મન અને ધનથી તત્પર થઇશ મારી સાધર્મિ બ્હેનોની કોઇ રીતે સેવા કરવાને હું સદા તત્પર છુ પ્રિય બ્હેન, આર્હત શાસનના અધિષ્ઠાયક દેવ તમને સહાય આપો અને તમારી મનોધારણા સફળ કરો "

આનદાના આ વચનો પ્રેમદાએ પોતાના હૃદયમા ધરી રાખ્યા અને તે વિનયથી બોલી—

**પ્રેમદા**—આનદાબ્હેન, આ તમારા વચનો મે મારી હૃદયરૂપી પત્રિકા ઉપર લખી રાખ્યા છે હુ તે પવિત્ર પૂર્ણાને કહીશ ધર્મમાતા, આ તમારા વચનો સાભળી એ બાળા હૃદયમા અતિ પ્રસન્ન થશે, અને તેણીના પવિત્ર હૃદયમાં અતિ ઉત્સાહ પ્રાપ્ત થશે

**ધર્મદાસ શેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે પ્રેમદાના વચન સાભળી આનદાએ પોતાની પુત્રી લલિતાને કહ્યુ, બ્હેન, લલિતા, આ બાળવિધવા પૂર્ણાની વાતના પ્રસગમા તને કોઇ કવિતા યાદ આવે છે?

**લલિતા**—માતા, હા, મને ત્યારની એક કવિતા સ્ફુરી

આવી છે, જે તમે મને થોડા દિવસ પહેલા શીખવી છે

પ્રેમદા—લલિતાબ્હેન, જો તે કવિતા યાદ આવી હોય તો અમને ગાઇ સંભળાવો

લલિતા—જો મારી માતા આજ્ઞા આપે તો હું ખુશીથી ગાઇ સંભળાવીશ

આનંદા—લલિતા, ખુશીથી ગાઇ સંભળાવ પણ એ કઇ કવિતા? તે કહે જોઇએ

લલિતા—બા, એ કવિતનું નામ નારીજીવનનો મહિમા એવું છે

આનંદા—હા, એજ કવિતા ખુશીથી ગાઇ સંભળાવ

ધર્મદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ, પછી આનંદાના કહેવાથી લલિતએ નારીજીવનના મહિમાની કવિતા ગાઇ સંભળાવી હતી, જે કવિતા આ શ્રાવિકા તમને ગાઇ સંભળાવશે

આ વખતે ગંગાએ મણિને કહ્યું, મણિબ્હેન, એ કવિત તને પણ આવડે છે, માટે મારી સાથે તું પણ ગા

મણિ—ગંગા કાકી તમારી આજ્ઞાથી હું ગાવાને ખુશી છું

પછી ગંગા અને મણિ નીચે પ્રમાણે તે કવિતા મધુર સ્વરથી ગાય છે

વાણી નઠારી મુખથી હો સુંદરી, નવ કાઢો કદિ બ્હાર,
સત્ય મધુર મુખ બોલજો હો સુંદરી, ધરશો બહુ જન પ્યાર　૫
સ્વામિ સેવામાં સ્નેહથી હો સુંદરી, ધરજો મન, વચ કાય,
સ્વામી તણી સેવા થકી હો સુંદરી, સુખ સંપત બહુ થાય　૬
સ્નેહે સદાચાર સેવજો હો સુંદરી, રાખી ઘડતા સાર,
ઘરકારજ કરી ખંતથી હો સુંદરી, ધરજો વડિલનો પ્યાર　૭
માતપિતાને સેવજો હો સુંદરી, સ્મરતા તે ઉપકાર,
ભક્તિ હૃદયમાં ધારજો હો સુંદરી, તરશો આ સંસાર　૮
માયા કપટ નવ રાખજો હો સુંદરી, ધારો સરળતા આપ,
સદ્ગુણ એવા ધારજો હો સુંદરી, લેશો સતીપદ છાપ　૯
સદ્ગુણ ધારી શ્રાવિકા હો સુંદરી, સુખ પામે સંસાર,
કીર્ત્તિ વધારી લોકમાં હો સુંદરી, પામે આ ભવપાર　૧૦

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ નારીજીવનના મહિમાની કવિતા લલિતાના મુખથી સાંભળી બધી શ્રાવિકાઓ ખુશી ખુશી થઇ ગઇ તે વખતે જયાએ કહ્યું, લલિતા બા, આ કવિતા મને લખી આપવાની કૃપા કરજો, તો તમારો આભાર માનીશ

લલિતા—તેમાં આભાર શાનો ? એ તો મારી ફરજ છે

પ્રેમ અને પુતળી- લલિતા બ્હેન, અમને પણ લખી આપજો

પ્રેમદા—બ્હેનો, એ તો અયોગ્ય કહેવાય, જ્યારે લલિતાબ્હેન બધીઓને લખી આપે તો પછી તેમનો કેટલો વખત જાય, એનો કાંઇ તમે વિચાર કરતા નથી

પોતી—એમાં વળી વિચાર શેનો કરવો હતો ? આપણે બૈરાંઓને નવી વખતની કીમત કયાં છે ? આપણે તો સવારે કામ હોય, પછી બપોરે તો નવરાંજ હોઈએ

લલિતા—પોતી બ્હેન, એમ બોલો નહિ હું એવી તદન નવરી થઈને બેસતી નથી મારે તો આખો દિવસ કામજ રહ્યા કરે છે તથાપિ આ કવિતાની નકલો કરવી હોય તો તે કામ કરવામાં

૧ સર્વ લોકોનો પ્યાર ૨ મન, વચન અને કાયાથી સ્વામિસેવા ધારો
[illegible]

આવી છે, જે તમે મને થોડા દિવસ પહેલાં શીખવી છે

પ્રેમદા—લલિતાબ્હેન, જો તે કવિતા યાદ આવી હોય તો અમને ગાઇ સંભળાવો

લલિતા—જો મારી માતા ગાવા આપે તો હું ખુશીથી ગાઈ સંભળાવીશ

આનંદા—લલિતા, ખુશીથી ગાઇ સંભળાવ પણ એ કઈ કવિતા? તે કહે જોઇએ

લલિતા—બા, એ કવિતનું નામ નારીજીવનનો મહિમા એવું છે

આનંદા—હા, એજ કવિતા ખુશીથી ગાઈ સંભળાવ

ધર્મદાસ શે૦ કહે છે, હે શ્રાવિકાઓ, પછી આનંદાના કહેવાથી લલિતાએ નારીજીવનના મહિમાની કવિતા ગાઇ સંભળાવી હતી, જે કવિતા આ શ્રાવિકા તમને ગાઇ સંભળાવશે.

આ વખતે ગંગાએ મણિને કહ્યું, મણિબ્હેન, એ કવિતા તને પણ આવડે છે, માટે મારી સાથે તું પણ ગા

મણિ—ગંગા કાકી, તમારી આજ્ઞાથી હું ગાવાને ખુશી છું

પછી ગંગા અને મણિ નીચે પ્રમાણે તે કવિતા મધુર સ્વરથી ગાય છે

## "નારીજીવનનો મહિમા"

"કળિયુગ આવ્યો કોપતો હો બ્હેની" એ રાગ.

શોભા તમારી શ્રાવિકા હો સુંદરી, શીળ તણે શણગાર,
લેખે કરો શીળ સાચવી હો સુંદરી, શ્રાવક કુળ અવતાર ૧
દેવ ગુરૂ ને ધર્મમાં હો સુંદરી, ધારો હૃદયે પ્રેમ,
પરઉપકારે વર્ત્તજો હો સુંદરી, નિર્મળ રાખી[1] નેમ ૨
જ્ઞાન વધારો પ્રેમથી હો સુંદરી, ધરજો તે પર પ્રીત,
સત્કર્મ સેવો સ્નેહથી હો સુંદરી, રાખો કુળની રીત ૩
નીતિ વિનય વર્ત્તજો હો સુંદરી, [2]હરજો દુર્ગુણ આપ,
સત્ય વચન મુખ બોલજો હો સુંદરી, ધરજો સદ્‌ગુણ વ્યાપ ૪

૧ નિયમ ૨ દૂર કરજો

સર્વમા વિશેષ ઉપયોગી છે જે મનુષ્યમા જ્ઞાન લઈસમજુતી લે-
વાની શક્તિ નથી, તે મનુષ્ય તિર્યચના જેવા છે માટે દરેક મનુષ્ય
પ્રાણીએ જ્ઞાન મેળવી પોતાની શક્તિ ફોરવવી જોઇએ હવે એવા
ઉપયોગી મનુષ્યજન્મનો આપણે કવી રીતે લાભ લેવો જોઇએ?
એ વિષે ઘણો દીર્ઘ વિચાર કરવાનો છે બ્હેનો, તમે સમજો કે,
વર્ત્તમાનકાળે પાચમા આરાના પ્રભાવથી આપણી આયુષ્ય ઘણી
અલ્પ છે તે છતા પૂર્વના પૂણ્યયોગે જો આપણે જીવીએ તો વધ નના
વધારે સો વર્ષ જીવી શકીએ તેમા પણ આપણામા કામ કરવાની
શક્તિ માત્ર સાઠ કે ચીસેર વર્ષ સુધી રહે છે તેની અદર અર્ધું
આયુષ્ય રાત્રે નિદ્રાનાપ્રમાદમા જાય છે તેમાથી એક ભાગનુ આ
યુષ્ય બાલ્યવયની અજ્ઞાનતામા જાય છે ત્યારે માત્ર આપણા
મનુષ્યજન્મની સાર્થકતા કરવાનો થોડો ભાગ બાકી રહે છે તે
ભાગ પણ જો આપણે પ્રમાદથી વ્યર્થ રીતે ગુમાવીએ, તો પછી
આપણો મનુષ્યજન્મ તદન વ્યર્થ રીતે પ્રસાર થઈ જાય અને આ
પણાથી કાઈ પણ સાધન થઈ શકે નહિ બ્હેનો, આ પ્રમાણે વિ
ચાર કરી જેવી રીતે આપણો મનુષ્યજન્મ લેખે થાય, આપણા જીવ
નની ઉપયોગિતા થાય, તેવી રીતે આપણે વર્ત્તવુ જોઇએ, એટલે
આપણો વખત કોઇ રીતે નકામો ન જવો જોઈએ મનુષ્યજીવનમા
સમયનો ઉપયોગ કરવાને બહુ સાવધાન રહેવાનુ છે સર્વ
ભાવરૂપ પદાર્થોમા સમય એ અમૂલ્ય છે જે પ્રમાદી પુરૂષો અથવા
સ્ત્રીઓ પોતાના ઉપયોગી સમયને વ્યર્થ રીતે ગુમાવે છે, તેઓનુ
જીવન મનુષ્યજીવન નથી, પણ પશુજીવન છે તે ઉપર એક
ગુણધર નામના પુરૂષનુ મનોહર દૃષ્ટાંત કહેવાય છે

બ્હેનો, કોઈએક નગરમા **સખીદાસ** નામનો ગૃહસ્થ વે
પારી રહેતો હતો તેને **ગુણધર** નામે એક પુત્ર હતો સખીદાસ
સારી કેળવણી પામેલો હોવાથી તેણે પોતાના પુત્ર ગુણધરને પણ
સારી કેળવણી આપી હતી ગુણધર પોતાના સમયનો સારી રીતે
ઉપયોગ કરતો હતો દિવસના અને રાત્રિના સમયના જુદા જુદા
ભાગ પાડી તેણે તે પ્રમાણે પોતાનુ વર્ત્તન વહેચી આપ્યુ હતુ

મને કાઈ હરકત નહિ આવે, કારણ કે મે મારા સમયપત્રક (ટાઈમ ટેબલ)મા કેટલોક વખત પરોપકારને માટે રાખેલો છે, તેની અંદર જો એ કામ હમેશા કરીશ તો તમારા બધાને માટે એ કવિતાની નકલો કરી શકીશ

પ્રેમદા—લલિતા બ્હેન, હા, એ ખરી વાત છે જો તમે કરવા બેસો તો કરી શકો, પણ તમને એવી તકલીફ આપવી, એ મને તો યોગ્ય લાગતુ નથી માત્ર તમે એક નકલ કરી આપો, પછી તે ઉપરથી અમે બધી લખી લઈશુ

લલિતા—જો તેમ કરો તો મને પસંદ થશે, નહિ તો હુ હમેશા મારા પરોપકાર કરવાના વખતમા તમારે માટે થોડી થોડી નકલો કરી આપત

પ્રેમ—લલિતા બ્હેન, સમયપત્રક એટલે શુ? અને પરોપકાર કરવાનો વખત એટલે શુ ? એ કાઈ મારા સમજવામા આવતુ નથી, માટે મ્હેરબાની કરીને મને સમજાવો

લલિતા—બ્હેન, એ વાત ઉપદેશની છે અને સર્વને સારી રીતે સમજવાની છે, માટે મારી બાના મુખથી સાભળો તો તમને વધારે લાભ થશે

લલિતાના આવા વચન સાભળી પ્રેમ, પુતળી, જયા વિગેરે સર્વ શ્રાવિકાઓએ આનદાને કહ્યુ—ધર્મમાતા, સમયપત્રકની એ ઉપયોગી વાત અમને સારી રીતે સમજાવો

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે જ્યારે તે શ્રાવિકાઓએ આનદાને પુછ્યુ, એટલે આનદાએ હૃદયમા હર્ષ પામી નીચે પ્રમાણે કહ્યુ

આનદા—બ્હેનો, તમે જે પુછ્યો, તે ઘણોજ ઉપયોગી પ્રશ્ન છે આજે હુ તમને તે વિષય ઉપરજ ઉપદેશ આપુ છુ, તે તમે ધ્યાન દઈને સાભળજો—બ્હેનો, આ જગતમા સર્વ પ્રાણીઓની અદર મનુષ્યનો જન્મ ઉપયોગી છે આહાર, નિદ્રા, ભય અને વિષય—એ તો સર્વ પ્રાણીમાત્રને સમાન હોય છે, પણ જ્ઞાન લઈ સમજુતી લેવાની શક્તિ મનુષ્યોમા વધારે છે, તેથી મનુષ્યજન્મ

નીમેલો વખત હતો તે પછીનો એક કલાક તત્ત્વજ્ઞાનના પુસ્તકો વાચવાને મે નિયમિત કરેલો છે આજે આ વીંટીની શોધ કરવામાં મારો એ અમૂલ્ય વખત ચાલ્યો ગયો તેને માટે મને બહુ અફસોસ થાય છે, અને તેથીજ મારા નેત્રોમાથી આસુઓ પડે છે. ગુણધરના આ વચનો સાભળી પેલો ગૃહસ્થ વિશેષ આશ્ચર્ય પામી ગયો, અને તેના હૃદયમા તેની વિશેષ અસર થઇ ગઇ તે પુન: સાનદાશ્ચર્ય થઇ બોલ્યો—"ભદ્ર, તમારા આ વચનો સાભળી મને હૃદયમા અતિશય સતોષ થાય છે તમે તમારા સમયની કીમત બરાબર ગણો છો તમારા કહેવા ઉપરથી મને પણ નિશ્ચય થાય છે કે, મારે પણ મારા અમૂલ્ય સમયનો ઉપયોગ કરવો ભદ્ર, હવે અફસોસ કરશો નહિ આજે જે સમયની તમને હાનિ થઇ છે, તે સમયનો લાભ આવતી કાલે વધારે લેજો "તે ગૃહસ્થના આ વચન સાભળી ગુણધર બોલ્યો—"ભાઇ, આજે મે જે સમય ગુમાવ્યો છે, તેનો લાભ તો હવે આ જીદગીમા ફરી વાર મળવાનો નથી આજના દિવસનો તે સમય કદિ પણ ફરીવાર આવવાનો નથી મારા આયુષ્યના સમયમા આ સમય અત્યત દુર્લભ છે "ગુણધરની આ વાણીએ તે ગૃહસ્થના હૃદયમા વિશેષ અસર કરી હતી પછી તે ગુણધરનો આભાર માની તે ગૃહસ્થ પોતાને સ્થાને ચાલ્યો ગયો અને ગુણધર પોતાને ઘેર આવ્યો હતો ઘેર આવ્યા પછી તેણે પોતાના પિતા સખીરામને તે બધો વૃત્તાત કહી સભળાવ્યો તે સાભળી તેનો વિદ્વાન પિતા હૃદયમા ઘણોજ હર્ષ પામ્યો અને તેણે પોતાના પુત્રને હૃદયથી અભિનદન આપ્યુ હતુ

હે બહેનો, આ દૃષ્ટાત ઉપરથી તમારા સમજવામા આવ્યુ હશે કે, મનુષ્ય પ્રાણીને સમય કેટલો ઉપયોગી છે દરેક પુરૂષ વા સ્ત્રીએ તે ગુણધરની જેમ પોતાના સમયનો ઉપયોગ લેવો જોઇએ જે માણસ પોતાના સમયની કીમત સમજે છે, તે માણસ પોતાના જીવનમા ઘણા કામ કરી શકે છે કોઇએક ગૃહસ્થ પૈસાની તગીમા આવી પડયો હતો તેણે પોતાના એક સ્નેહીની પાસે ઉછીના પૈસા માગ્યા, ત્યારે તે સ્નેહીએ તેને પુછ્યુ કે, "ભાઇ,

અમુક વખતે અમુક કામ કરવાનો તેણે દઢ નિયમ રાખ્યો હતો.

એક વખતે ગુણધર પોતાના નિત્યના વખત પ્રમાણે પુસ્તકાલયમા વાચવા ગયો, ત્યા રસ્તામા ચાલતા તેના હાથમાથી એક ઘણી કીંમતી વીટી પડી ગઇ તે વીટી કયા પડી અને કયારે પડી એ વાત ગુણધરના લક્ષમા રહી નહિ તે જ્યારે પુસ્તકાલયમાથી પાછો ફર્યો, ત્યારે રસ્તામા આવતા પોતાના હાથની આગળી મુદ્રિકા રહિત જોવામા આવી, એટલે તરતજ તે ઉભો રહ્યો તે વીટીમા કીંમતી રત્ન જડેલુ હોવાથી તેના મનમા ચિંતા ઉત્પન્ન થઇ પછી તેણે પાછા ફરી રસ્તામા તે વીટી શોધવા માડી તેની શોધ કરતા તેને અરધી કલાક ચાલી ગઇ પછી તે પુસ્તકાલયની પાસે આવ્યો, ત્યા એક પ્રમાણિક પુરૂષે તેને બોલાવ્યો અને પુછ્યુ કે, “તમે રસ્તામા શું શોધો છો?” ગુણધરે પોતાની વીટીની વાત તે ગૃહસ્થની આગળ જણાવી, પછી તે ગૃહસ્થે તેના હાથમા વીટી આપીને કહ્યુ, “ભાઇ, આ વીંટી તમારી છે”? ગુણધરે વીંટી જોઇને કહ્યુ, ‘હા, આ મારી વીંટી છે ’ પછી તે પુરૂષે ગુણધરને તે વીટી આપી. વીટી મળ્યા પછી ગુણધરના નેત્રમાથી અશ્રુની ધારા ચાલી એટલે તે ગૃહસ્થે પુછ્યુ, “ભદ્ર, હવે શામાટે રૂઓ છો? તમારી વીટી તમોને મળીને આ વીટી કેટલી કીમતની છે, જેથી તમારી આખોમા આસુ આવી ગયા ”ગુણધરે કહ્યુ, “એ વીટીની કીંમતના કરતા ઘણી કીંમતવાળી એક મારી બીજી ચીજ મે ગુમાવી, તેને માટે મારા નેત્રમાથી આસુ પડે છે “ભાઇ, બીજી એવી શી ચીજ તમે ગુમાવી છે તે કહો ” તે ગૃહસ્થે સભ્રમથી પુછ્યુ ગુણધર બોલ્યો—“ભદ્ર, મે વીટીની પછવાડે તેની શોધ કરવામા વખત ગુમાવ્યો છે, તેની મને મોટી ચિંતા થાય છે કારણકે સુવર્ણ, હીરા અને રત્નના કરતા હું વખતને વધારે કીમતી ગણુ છુ ”ગુણધરના આવા વચન સાભળી તે ગૃહસ્થ આશ્ચર્ય પામીને બોલ્યો—“ભદ્ર તમે તમારા વખતમાથી એટલો બધો શો લાભ મેળવો છો?” ગુણધરે કહ્યુ, “હે સજ્જન પુરૂષ, હું હમેશા સમયના નિયમ પ્રમાણે કામ કરૂ છુ હમણા પુસ્તકાલયમા વાચવાનો મારો

નીમેલો વખત હતો તે પછીનો એક કલાક તત્વજ્ઞાનના પુસ્તકો વાચવાને મે નિયમિત કરેલો છે આજે આ વીટીની શોધ કરવામા મારો એ અમૂલ્ય વખત ચાલ્યો ગયો તેને માટે મને બહુ અપસોસ થાય છે, અને તેથીજ મારા નેત્રોમાથી આસુઓ પડે છે. ગુણધરના આ વચનો સાભળી પેલો ગૃહસ્થ વિશેષ આશ્ચર્ય પામી ગયો, અને તેના હૃદયમા તેની વિશેષ અસર થઇ ગઇ તે પુન સાનદાશ્ચર્ય થઇ બોલ્યો—"ભદ્ર, તમારા આ વચનો સાભળીમને હૃદયમા અતિશય સતોષ થાય છે તમે તમારા સમયની કીમત બરાબર ગણો છો તમારા કહેવા ઉપરથી મને પણ નિશ્ચય થાય છે કે, મારે પણ મારા અમૂલ્ય સમયનો ઉપયોગ કરવો ભદ્ર, હવે અફસોસ કરશો નહિ આજે જે સમયની તમને હાનિ થઇ છ, તે સમયનો લાભ આવતી કાલે વધારે લેજો "તે ગૃહસ્થના આ વચન સાભળી ગુણધર બોલ્યો—"ભાઈ, આજે મે જે સમય ગુમાવ્યો છે, તેનો લાભ તો હવે આ જીદગીમા ફરી વાર મળવાનો નથી આજના દિવસનો તે સમય કદિપણ ફરીવાર આવવાનો નથી મારા આયુષ્યના સમયમા આ સમય અત્યત દુર્લભ છે "ગુણધરની આ વાણીએ તે ગૃહસ્થના હૃદયમા વિશેષ અસર કરી હતી પછી તે ગુણધરનો આભાર માની તે ગૃહસ્થ પોતાને સ્થાને ચાલ્યો ગયો અને ગુણધર પોતાને ઘેર આવ્યો હતા ઘેર આવ્યા પછી તેણે પોતાના પિતા સખીદાસને તે બધો વૃત્તાત કહી સભળાવ્યો તે સાભળી તેનો વિદ્વાન પિતા હૃદયમા ઘણોજ હર્ષ પામ્યો અને તેણે પોતાના પુત્રને હૃદયથી અભિનદન આપ્યુ હતુ

હે બ્હેનો, આ દૃષ્ટાત ઉપરથી તમારા સમજવામા આવ્યુ હશે કે, મનુષ્ય પ્રાણીને સમય કેટલો ઉપયોગી છે દરેક પુરૂષ વા સ્ત્રીએ તે ગુણધરની જેમ પોતાના સમયનો ઉપયોગ લેવો જોઇએ જે માણસ પોતાના સમયની કીમત સમજે છે, તે માણસ પોતાના જીવનમા ઘણા કામ કરી શકે છે કોઇએક ગૃહસ્થ પૈસાની તગીમા આવી પડયો હતો તેણે પોતાના એક સ્નેહીની પાસે ઉછીના પૈસા માગ્યા, ત્યારે તે સ્નેહીએ તેને પુછ્યુ કે, "ભાઈ,

આ ઉછીના પૈસા તુ મને પાછા ક્યારે આપીશ? " તેણે કહ્યુ કે, "કાલે બપોરે સાડાબાર વાગે આપીશ " તે સ્નેહીએ કહ્યુ, "કાંઇ સાડ બાર વાગવાનો નિયમ નથી, બે દિવસ પછી આપશો તોપણ ચાલશે " તેણે કહ્યુ, 'ના, હુ કાલેજ આપવાનો છુ ' ત્યારે તેણે કહ્યુ કે, "જેવી તમારી મરજી " પછી બીજે દિવસે તે માણસ સાડાબાર વાગે તે પૈસા આપવાને તેને ઘેર ગયો, વખતે તે માણસ તેને મળ્યો નહિ, આથી તે ઘણો નાખુશ થયો એવી રીતે બે ત્રણ દિવસ સુધી તે માણસનો મેળાપ થયો નહિ પછી ચોથે દિવસે તે માણસ તને મળ્યો, એટલે પૈસા માણસે તેને કહ્યુ, ' મિત્ર, તમે મને મળતા નથી, તેનુ શું કારણ? ' તેણે ઉત્તર આપ્યો "ભાઇ, મારે કઇ વખતના નિયમ નથી " આ વચન સાંભળી પૈસા માણસે કહ્યુ ' ભાઇ, તમારે વખતનો નિયમ નથી, એ વાત જો પ્રથમથી મારા જાણવામાં હોત તો હુ તમારા પૈસા ઉછીના લેત નહિ કારણ કે, તમારા પૈસાની પાછળ મારે ઘણું નુકશાન થયુ છે" પૈસા વાળાએ કહ્યુ, 'એમા નુકશાન શેનુ ?" તે ગૃહસ્થ બોલ્યો કે-"ભાઇ, મને વખતનુ નુકશાન થયુ છે મે ત્રણ દિવસ સુધી તમારે ઘેર આંટા ખાધા, તેમા મારો ઘણો વખત નકામો ગયો છે તમે મને પૈસા આપી ઉપકાર કર્યો છે, પણ તમારે તેના વખતની કીમત ન હોવાથી મારો મોટો અપકાર થઈ પડ્યો છે આજથી મે નિયમ લીધો છે કે, જે માણસને વખતની કીમત નથી, તે માણસની સાથે કોઇ જાતનુ કામ પાડવુ ન જોઈએ " તેના આ વચન સાભળી પેલો ગૃહસ્થ તેનીપર ખુશી થયો અને તેણે સમયનો સદુપયોગ કરવાનુ ઉત્તમ શિક્ષણ તેની પાસેથી ગ્રહણ કર્યું હતુ

હે બ્હેનો, આ ઉપરથી તમારે સમજવાનુ કે, આપણે સમયનો ઉપયોગ બરાબર કરવો જોઇએ સમયનો એક અલ્પ ભાગ નકામો જવા ન દેવો જોઇએ સમય એ અમૂલ્ય વસ્તુ છે એવા મૂલ્યવાન સમયને વ્યર્થ રીતે ગુમાવવો, એ મોગમા મોટો પ્રમાદ છે હમેશા સમયના ભાગ પાડી તે પ્રમાણે કાર્ય કરવાથી માણસ

પોતાના જીવનમાં ઘણું કામ કરી શકે છે જે સમયે જે કામ કર-વાને નિયમિત કર્યું હોય, તે સમયે તે કામ અવશ્ય કરવું જોઇએ આ લલિતાને માટે મેં એવું એક સમયપત્ર બનાવી આપ્યું છે, તે પ્રમાણે લલિતા હમેશાં ચાલે છે તેથી તે ધર્મ, ધ્યાન અને સ્વાધ્યાય સારી રીતે કરી શકે છે તે સાથે પોતાના અભ્યાસમાં મોટો વધારો કરે છે આ સમયે આ કામ કરવું, એમ નિશ્ચય કરી સમયના ભાગ પાડીને લખી રાખવા, તે સમયપત્રક કહેવાય છે તમારે દરેકને તેવું સમયપત્ર રાખવું જોઇએ એ સમયપત્ર રાખી તે પ્રમાણે વર્તવાથી તમે તમારા જીવનમાં ઘણું કામ કરી શકશો લલિતા પોતાના નિયમિત સમયે જાગે છે, શૌચ કરે છે, અને સ્નાનપૂજા કરે છે તેમજ સામાયિક, વ્યાખ્યાન, પઠન પાઠન પણ સમય પ્રમાણે કરે છે તે ઉપરાંત તેણીએ એક કલાક પરો-પકાર કરવાનો નીમેલો છે જેની અંદર તે કોઇને શીખવવાનું, કોઇને લખી આપવાનું અથવા કોઇનું બીજું કાંઇ ભલું કરવાનું કામ કરે છે જો તમે તેણીને આ કવિતા લખી આપવાનું કહ્યું હોત તો તે પોતાના ઉપકારના ટાઇમમાં એ કામ કરત બહેનો ! આ લલિતાનું સમયપત્રક તમારે અનુસરવું કરવા જેવું છે જો તમે એ પ્રમાણે વર્તવા પ્રયત્ન કરશો તો તમે પણ આત્મોપકાર અને પરોપકારના ઘણાં કાર્યો કરી શકશો

ધર્મદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ, આનંદદાના મુખથી આ પ્રમાણે લલિતાના સમયપત્રની વાત સાંભળી તે બધી શ્રાવિકાઓ હૃદયમાં અતિ પ્રસન્ન થઇ ગઇ, અને તેઓ લલિતાને અભિનંદન આપવા લાગી પછી પ્રેમદાએ સહર્ષ વદને લલિતાને કહ્યું —

બ્હેન લલિતા, આ તમારા સમયપત્રની વાત સાંભળી હું ઘણીજ ખુશી થઇ છું તમે આવતી કાલે એ તમારૂં સમયપત્રક અહિં લેતા આવજો અને અમોને વંચાવી સમજાવજો, એટલે અમે પણ તમારી જેમ વર્તવાને યત્ન કરીએ બ્હેન લલિતા, તમે પૂર્વે બહુ પુણ્ય કર્યાં હશે, કે જેથી આ ધર્મરૂપ આનંદદામાતાના ઉ-દરથી તમારો જન્મ થયો છે તમે તમારા જીવનને સુધારી આ મ-

મુષ્યજન્મનુ સાર્થક કરી શકશો

આ વખતે પેતી બોલી—ધર્મમાતા, મારા મનમા એક શકા ઉત્પન્ન થઇ છે, જો તમારી આજ્ઞા હોય તો હુ તમને પુછુ

આનદા—પેતી બ્હેન, તારા મનમાં જે શકા હોય તે ખુશીથી પુછી લો.

પેતી—ધર્મમાતા, તમે જે સમયપત્રકની વાત કહી, તે બરાબર છે દરેક શ્રાવિકા જો એ પ્રમાણે વર્ત્તે તો ઘણો લાભ થાય, એ પણ સાચી વાત છે,પણ છોકરાવાળી શ્રાવિકાથી તે પ્રમાણે શી રીતે વર્ત્તાય? આ લલિતા નઠોરવી અને નાની વયની સ્વતત્ર છે, ત્યાસુધી તે પોતાના સમયપત્રક પ્રમાણે વર્તી શકે, પણ જ્યારે તે સાસરે જશે અને ત્યા પરતત્ર થશે તથા છોકરવાળી થશે, તેવખતે તેનાથી સમયપત્ર પ્રમાણે શી રીતે ચાલી શકાશે?

પ્રેમદા—આનદાબ્હેન, આ પેતીની શકા ખરી છે આ પણા બૈરાઓને વખત પ્રમાણે વર્ત્તવુ ઘણુ જ મુશ્કેલ પડે

આનદા—બ્હેન પેતી, તે કરેલી શકા ખરી છે, પણ તેની અદર લાબો વિચાર કરવાની જરૂર છે જે સ્ત્રી નિયમસર વર્ત્તવાનુ ધારણ કરે તે સ્ત્રીને એવી મુશ્કેલીઓ આવતી નથી જો પોતાને પોતાના વખત સાબરાબર નિયમ હોય તો તે પરતત્ર હોય કે છોકરાવાળી હોય તોપણ તેનાથી પોતાનો નિયમ સચવાય છે, તેમ છતા કદિ પોતે ધારેલા નિયમમા કોઇ બીજુ કામ આવી પડે તો તે કરવુ જોઈએ, અને તેમ કરવાથી કાઇ પોતાના નિયમને હાનિ થતી નથી પણ જો પોતાનામા નિયમસર વર્ત્તવાની ટેવ હોય તો તેથી ઘણોજ લાભ થાય છે આપણામા જો નિયમ પ્રમાણે વર્ત્તવાની ટેવ હોય તો બીજાઓ આપણને અતરાય કરતા અચકાય છે, અને જો તેઓ સારા હોય તો આપણને મદદગાર થાય છે, કદિ પરાધીન કે છોકરાવાળી સ્ત્રીએ પોતાને વર્ત્તવા માટે સમયનો અમુક નિયમ બાધ્યો હોય અને તે પ્રમાણે વર્ત્તવાને તે પ્રયત્ન કરતી હોય, તેની અદર જો તેણીના સાસરીયા તરફથી બીજુ કામ બતાવવામા આવે તો તે સ્ત્રીએ પોતાનુ કામ મુકી દઈ તે કામ પ્રથમ કરવુ જોઇએ તેમ

કરવાથી પોતાના બાંધેલા નિયમમાં કદિ સ્ખલના થાય છે, પણ તે-થી કરીને પોતાનો નિયમ તોડી પાડવો એ કોઇ રીતે યોગ્ય ન કહેવાય દાખલા તરીકે આપણે બપોરે બારથી એક વાગ્યા સુધીનો નિયમ વાચવાનો રાખ્યો હોય અને તે વખતે આપણી સાસૂ, સસરા કે પતિ તરફથી કોઈ કામ કરવાની આજ્ઞા થાય તો આપણે આપણુ કામ મુકી દઈ તે કામ પ્રથમ કરવુ જોઇએ જો કે તે દિવસે આપેલો એ સમય આપણા ધારેલા કામમા ઉપયોગી થયો નથી, પણ તેથી કરીને આપણે વખતનો નિયમ તોડી પડે એ કોઇ રીતે યોગ્ય ન કહેવાય કોઇ દિવસ કાર્યને અંગે આપેલો નિયમિત કરેલો વખત બદલાઈ પણ જાય છે, છોકરવાળી સ્ત્રીએ નિયમિત કરેલા વાચવાના વખતમા તેણીનો છોકરો કજીઓ કરે તો તેણીએ વાંચવુ છોડી દઈ તે છોકરાને છાનો રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ કાંઈ પોતાના નિયમને વળગીને છોકરાને રોવા દેવો ન જોઇએ

બ્હેનો, આ ઉપરથી તમારે એમ ન સમજવુ કે પરાધીન અને છોકરવાળી સ્ત્રીઓથી નિયમસર ન વર્ત્તી શકાય જો નિયમસર વર્ત્તવાની ટેવ હોય તો તે કોઈ પણ રીતે ઉપયોગી થયા વિના રહેતી નથી તે ઉપર એક વિનયવતી શ્રાવિકાનુ દષ્ટાંત સાંભળીને મનન કરવા જેવુ છે

પ્રેમદા–ધર્મમાતા, એ દષ્ટાંત અમને વિસ્તારથી કહો

**આનંદા**–કોઈ એક નગરમા ધાર્મિક શ્રાવક કુટુબ રહેતુ હતુ તે કુટુબના બધા માણસો ધર્મી, નીતિમાન્ અને પ્રમાણિક હતા તે કુટુબનો સ્વામી, ઘણા પવિત્ર હૃદયનો અને ન્યાયથી વર્ત્તનારો હતો. તેને બે પુત્રો હતા તેઓ બનેએ ધાર્મિક અને વ્યવહારિક કેળવણી પ્રાપ્ત કરી હતી તેનો જ્યેષ્ઠ પુત્ર ધાર્મિક કેળવણીના પ્રભાવથી પોતાની જીદગી પોતાના સાધર્મી બધુઓની સેવા કરવામાજ પ્રસાર કરતો હતો પોતાના કુટુબનો નિર્વાહ થાય તેટલુ દ્રવ્ય મેળવી પોતાનો બધો સમય સ્વજ્ઞાતિજનનો ઉદ્ધાર કરવામા નિર્ગમન કરતો હતો પોતાના વૃદ્ધપિતાને શાંતિથી ગૃહકુટુંબની રક્ષા કરવામા

અને આત્મસાધન કરવામા ચોજી બન્ને ભાઈઓ જગતની ધર્મસે
વા કરવામા તત્પર રહેતા હતા પોતાના ધર્મી બધુઓમા અને ધ
ર્મી બ્હેનોમા કેળવણીનો પ્રસાર કરવા ાા મહાન્ કાર્યમા તેઓ
સદા તત્પર રહેતા અને તન, મન અને ધનથી તે કાર્ય કરવાને
સદા ઉત્સુક રહેતા હતા તેમના કુટુબમા પણ કેળવણીના બીજ
આરોપણ કરી પોતાના દરેક કુટુબીજનને શારદાની સેવામા પરા-
યણ કર્યા હતા

તે કુટુબી ગૃહસ્થના નાના પુત્રને **વિનયવતી** નામે એક સ્ત્રી
હતી વિનયવતી એ પવિત્ર કુટુબના સહવાસથી ખરેખર વિનય
વતી બની હતી તેણીના વિનયગુણથી સર્વ કુટુબીજન તેણીની
ઉપર સારો ભાવ ધારણ કરતા હતા

વિવિધ પુસ્તકો વાચવાથી વિનયવતીના હૃદયમા એવો નિશ્ચ
ય થયો કે, "પતિ અને વડિલ જનની સેવા કરવાની સાથે પોતા
નામા ઉત્તમ પ્રકારના જ્ઞાનની વૃદ્ધિ કરવી " આ નિશ્ચયથી તેણી
એ પોતાના પ્રેમી પતિની આજ્ઞા લઈ પોતાને પ્રવર્તાવાને એક સ
મયપ ા (ટાઇમટેબલ) બનાવ્યુ અને તે પ્રમાણે વર્તાવાને તેણી
એ નિશ્ચય કર્યો હતો

વિનયવતી સવારે વહેલી ઉઠતી અને તે સમયે શૌચવિધિ
કર્યા પછી એક કલાક પોતાનો અભ્યાસ કરતી હતી તે પછી તે
ણે કલાક સુધી ગૃહકાર્ય કરતી અને તેને અ ગે વડિલની જે બને તે
સેવા કરતી હતી તે પછી વિનયવતી જો વડિલ આજ્ઞા કરે તો ર
સોઈ કરવાને તત્પર થતી, પણ જો રસોઈનુ કામ બીજાના હાથે
થવાનુ હોય તો પોતે તે વખતનો ઉપયોગ નવીન નીતિના ગ્રથો
વાચવામ નિર્ગમન કરતી હતી

મ ધ્યાન્હકાળે વિનયવતી પતિગૃહમા આવતી અને પતિની
પાસે કાઈપણ નવુ શિક્ષણ મેળવી પોતાના નવીન અભ્યાસમા જો
ડતી હતી. સાધર્મી બધુઓની સેવામા તત્પર રહેનારા પોતાના
પતિ જો મધ્યાન્હે ઘરમા ન હોય તો તે પતિની ચિત્રપ્રતિમાના
દર્શન કરી તેમની પાસે રહી ઉત્તમ ભાવના ભાવી નવીન પુસ્તક

વાચતી હતી તે દરમીયાન પોતાના વડિલવર્ગની આજ્ઞા ઉઠાવવાને તત્પર થતી હતી

મધ્યાન્હકાળ પછી સમયના ક્રમ પ્રમાણે અભ્યાસ તથા વાચનના કાર્ય સાથે તે ગૃહકાર્ય કરતી હતી સાયકાળે કુટુંબના સર્વ જનને ભોજન પીરસવાનુ અથવા વડિલ જે કહે તે કરવાનુ સર્વ કાર્ય આટોપી તે રાત્રે પતિગૃહમા આવતી અને તે વખતે પોતાના પતિ ની સાથે જ્ઞાનગોષ્ટીના પુસ્તકો વાચતી અને પતિ વાચે તે સાભળતી હતી તે પછી પતિની શારીરિક સેવા કરવામા તત્પર થઇ પતિની આજ્ઞા લઇને શયન કરતી હતી

બ્હેનો, વિનયવતી આ પ્રમાણે પોતાના સમયપત્રક પ્રમાણે હમેશા વર્ત્તતી અને શ્વસુરકુટુંબનો અપૂર્વ સ્નેહ સપાદન કરતી હતી વિનયવતીએ પોતાનો સમય નિર્ગમન કરવાને સમયપત્ર બનાવેલુ છે અને તેણી તે પ્રમાણે દ્રઢતાથી વર્ત્તે છે, એ વાત તેણીના સાસરીયાના કુટુંબમા જાહેર થયેલી હતી, આથી સર્વ કુટુંબી જનો તેણીને તેના કામમા સહાયભૂત થતા હતા અને તેણીની ધારણા સફળ કરવાને તત્પર રહેતા હતા

તેણીની પૂજ્ય સાસૂને કોઈવાર વિનયવતીનુ કામ પડતુ, ત્યારે તે તેણીનુ સમયપત્ર જોતી જો તેણી પોતાના અભ્યાસમા કે વાચનમા હોય તો તેણીને બોલાવતી નહિ એવી રીતે સર્વ કુટુંબી જનો તેણીને સહાયભૂત થતા હતા તેના પૂજ્ય સસરા અને સાસૂ તેને પુત્રીવત્ ગણતા અને તેણીની તરફ અતિ મમતા બતાવતા હતા

પ્રિય બ્હેનો, જ્યારે કોઈવાર વિનયવતી કોઈ કારણને લઈને પોતાના સમયપત્રના નિયમથી ચુકતી ત્યારે તેણીની શાત મુદ્રા ઉદાસીન રહેતી હતી, એટલુ જ નહિ પણ તે પોતાની દીલગીરી પોતાના પ્રિય પતિની આગળ નિવેદન કરતી હતી.

આખો દિવસ પોતાના નિયમ પ્રમાણે વર્ત્યા પછી જ્યારે તે નિવૃત્ત થઈ શયન કરતી ત્યારે તે પવિત્ર બાળા પોતાના હૃદયમા આખા દિવસના કૃત્યોનુ ચિતવન કરતી હતી. “આજે મે ‘શુભ

કાર્ય શું કર્યું? જીવદયા કે પરોપકાર મારાથી કેટલો થયો? મેં મારા વડિલ જનની કેટલી સેવા કરી? અને આજે મેં હૃદયમાં કેવી ભાવના ભાવી?" આવું ચિંતવન કરી એ બાળા પ્રભુનું સ્મરણ કરતી કરતી નિદ્રાધીન થતી હતી.

પ્રિય બ્હેનો, એ વિનયવતીએ એ પ્રમાણે વર્ત્તી, પોતાના શ્વસુર કુટુંબમાં સારો પ્રેમ મેળવ્યો હતો. કુટુંબનું દરેક માણસ તેની તરફ સ્નેહની લાગણી દર્શાવતું હતું. સર્વના હૃદયભાવ વિનયવતીના હૃદયભાવ સાથે મિશ્રિત થતા હતા.

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આનંદા આ પ્રમાણે વિનયવતીની વાર્તા કહેતા કહેતા રોઈ પડયા. તે જોઈ બધી શ્રાવિકાઓ આશ્ચર્ય પામી ગઈ. તે વખતે પ્રમદાએ કહ્યું, "આનંદા બ્હેન, કેમ રૂદન કરો છો?" આનંદા ગદ્ગદ્ કંઠે બોલી—"પ્રિય બ્હેનો, જેના સદ્ગુણો અને દિનચર્યાનું હું વર્ણન કરૂં છું, એ વિનયવતી બાળશ્રાવિકા અલ્પ સમયમાંજ પોતાનું જીવન પૂર્ણ કરી મૃત્યુ પામી છે. એ બાળાનું જીવન જો લંબાયું હોત તો તેથી શ્રાવક સંસારમાં કેવો લાભ થાત? તે કહી શકાય તેમ નથી. એ સદ્ગુણી શ્રાવિકા દીર્ઘાયુષ્ય થઈ હોત તો પોતાના જીવનમાં ઘણું કાર્ય કરી બતાવત, પણ કર્મયોગે એ બાળા અચાનક મૃત્યુને વશ થઈ ગઈ હતી. તેના મરણથી તેના કુટુંબીઓએ ભારે શોક કર્યો હતો. તેણીના સદાચાર અને સદ્વર્ત્તનનું સ્મરણ કરી તે બાળાનો પતિ સદા શોકાતુર થાય છે. મને પણ એ સદ્ગુણી બાળાનું સ્મરણ થઈ આવતાં શોક ઉત્પન્ન થઈ આવ્યો છે અને તેથી મારા નેત્રમાંથી અશ્રુપાત થઈ આવ્યો અને રૂદન આવી ગયું.

બ્હેનો, એ વિનયવતી આ લોકમાં પોતાના યશ શરીરને કાયમ રાખી અદૃશ્ય થઈ ગઈ છે. એ બાળાના સચ્ચરિત્રનું સ્મરણ અદ્યાપિ પણ તેના કુટુંબમાં થયાં કરે છે અને જૈન પ્રજા તેના પ્રખ્યાત થયેલા જીવનચરિત્રને વાંચી હૃદયમાં આનંદ પામે છે.

બ્હેનો, તમે પણ એવી રીતે સમયપર કરીને હમેશાં વર્ત્તજો. સમયનો એક અલ્પભાગ પણ નકામો ગુમાવશો નહીં. કદિ સમારે, પ

સ્વાધીન રહેવ નો વખત આવે તમારે સંતતિ થાય અને તેના વ્ય-
વસાયમાં તત્પર રહેવું પડે, તથાપિ તમે સમય નીમીને કામ કરજો,
એથી તમને ઘણો લાભ થશે જો તમારામાં નિયમ પ્રમાણે વર્ત
વાની ટેવ હશે, તો તમને તમારા વડિલો અને સબંધીઓ મદદ-
ગભૂત થયા વિના રહેશે નહીં એમ કરનારી તમે પણ ગાર્હસ્થ્ય
વિકા વિનયવતીની જેમ તમારા શ્વસુરકુટુંબની સારી પ્રીતિ સંપા-
દન કરી શકશો, અને તમારા પતિના પ્રેમપાત્ર બની તમારા શ્ર-
વકસંસારને સુધારી શકશો

બ્હેનો, જે સ્ત્રીઓ સમયનો ઉપયોગ કરતી નથી, તે સ્ત્રીઓ
સારાં કામ કરી શકતી નથી તેઓ નિયમ વગર ઘરનું કામ કરે
છે, તેથી ઘરમાં બીગાડ થાય છે વળી કામ કરતી હોય, ત પણ
તેનું કામ જણાઈ આવતું નથી તે ઘણીને એક કામ અપૂર્ણ રાખી
બીજુ કામ લેવું પડે છે, એથી બને કામ બગડે છે તે સાથે તેના
ઘણા વખતનો ભોગ આપવો પડે છે જો આપણે અનિયમિત રીતે
કામ કરીએ તો આપણે નવરાશ થતા નથી એમ દેખાય છે અને
તેથી ઘરકામમાં ઘણો બીગાડો થઇ જાય છે અને વડિલ તરફ્ થી
ઠપકો મળે છે, માટે નિયમથી કામ કરવું, એ સર્વ રીતે ઉત્તમ છે,
અને તેથી આપણાથી ઘણું કામ થઇ શકે છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનંદાએ
નિયમથી કામ કરવા વિષેનો ઉત્તમ ઉપદેશ આપ્યો, તે સાંભળી
બધી શ્રાવિકા ઘણીજ ખુશી થઇ ગઇ હતી પછી આનંદાએ લ-
લિતાને કહ્યું—બ્હેન લલિતા, નિયમથી કામ કરતા કેટલો લાભ
થાય છે અને તે ગુણ ધારણ કરનારી શ્રાવિકાઓ સંસારમાં કેવો
યશ મેળવે છે અને સુખી થાય છે, તેને માટે મે તને એક ગરબી
શીખડાવી છે, તે આ તારી બ્હેનો આગળ ગાઇ સંભળાવ

ચંચળ—ધર્મમાતા, આપે લલિતા બ્હેનને જે આવી આ-
જ્ઞા કરી છે, તે ઘણું સારૂં થયું અમે બધીઓ એ કવિતા મોઢે ક-
રીશું, અને હમેશાં તેનો પાઠ કરીશું એટલે અમને ઘણો લાભ
થશે

**પ્રેમદા**—આનંદા બ્હેન, ચંચળે જે કહ્યું, તે બરાબર છે આ૫ પરોપકારી માતા અમારા ઉપકારને માટે ઘણું કરો છો, તે વિષે આપનો જેટલો ઉપકાર માનીએ, તેટલો થોડો છે

પછી પોતાની માતા આનંદાની આજ્ઞાથી લલિતાએ તે કવિતા નીચે પ્રમાણે ગાઇ સંભળાવી હતી જે કવિતા અમારી શ્રાવિકા (ગંગા) તમને ગાઇ સંભળાવશે, તે તમે ધ્યાન દઇને સાભળજો

## સમય પ્રમાણે વર્ત્તવા વિષે કવિતા

### "અસ્તો મસ્તો કાગેલી" એ રાગ

| | | |
|---|---|---|
| સહુ સુણજો વાત વિવેકેરે, | | |
| અવસરનો ઉપયોગ કરો, | | |
| રમણી જન ન્હેજે ટેકેરે | અવસર | ૧ |
| નહીં વનિતા વખત ગુમાવોરે, | અવસર | |
| લ્યો લલનના ભવનો લ્હાવોરે | અવસર | ૨ |
| જે ગયો સમય નવ આવેરે | અવ | |
| ગુણ સમય તણા સહુ ગાવેરે | અવ | ૩ |
| જે સમય પ્રમાદી થાશે રે, | અવ | |
| તે હૃદય થકી પસ્તાશેરે | અવ | ૪ |
| જે વખત અમૂલ્ય ગણે છે રે, | અવ | |
| તે આ ભવ દુઃખ હણે છે રે | અવ | ૫ |
| શિર કાલચક્ર નિત્ય ફરતું રે, | અવ | |
| તે પ્રાણ અચાનક હણતું રે | અવ | ૬ |
| છે સમય બધો ઉપયોગીરે, | અવ | |
| નવ જાય વૃથા તે ભોગીરે | અવ | ૭ |
| તે અવસર વ્યર્થ ગુમાવેરે, | અવ | |
| તે આ ભવમાં નવ ભાવેરે | અવ | ૮ |

૧ સ્ત્રી ૨ સંસારનો ૩ ભોગ કરનારા જેવા ૪ આ અસાર સંસારમાં ૫ ભાવે નહિ રૂચે નહિ.

જે કરે ઘડી પળ લેખેરે, અવ
તે આ ભવમા સુખ દેખેરે અવ ૯
નવ કાલ પ્રમાદે કાઢોરે, અવ
ઉપયોગ ધરી દુખ વાઢોરે અવ ૧૦
આ અવસર જાય અમૂલોરે, અવ
ભ્રમથી નવ તેને ભૂલોરે અવ ૧૧

ધર્મદાસશેઠ કહે છે—આ પ્રમાણે લલિતાના મુખથી સમય પ્રમાણે વર્ત્તવા વિષેની કવિતા સાભળી બધી શ્રાવિકાઓ ઘણી આનદ પામી હતી તે વખતે પ્રેમદાએ નીચે પ્રમાણે કહ્યું હતું

પ્રેમદા—ધર્મમાતા, લલિતા બ્હેને જેમ પોતાના સમયપત્રમાથી પરોપકાર કરવાનો વખત કાઢ્યો છે, તેમ હુ પણ એક સમયપત્ર બનાવી તેમાથી પરોપકારનો સમય કાઢીશ અને તે સમયે આ કવિતા સાથી બીજી બ્હેનોને લખી આપીશ

બધી શ્રાવિકાઓ—ધર્મમાતા, અમે પણ એ પ્રમાણે સમયપત્ર કરીશુ અને તેમાથી ઉપકારનો વખત કાઢી તેમા એ કવિતા જેને જોઈએ તેને લખી આપીશુ તે વખતે પવિત્રહૃદયા જયા બોલી

જયા—ધર્મમાતા, જો તમારી આજ્ઞા હોય તો મારો વિચાર એવો થાય છે કે આટલા દિવસમા તમોએ અમારી આગળ જે જે કવિતાઓ કહેલી છે, તે બધી છપાવીને આપણા ગામમા દરેક શ્રાવિકાને વહેચવી મને લાગે છે કે એથી ઘણોજ લાભ થશે, પણ તે વિષે તમારા ભત્રીજાની સમતિ મારે લેવી પડશે કારણકે તેમની આજ્ઞા વિના મારાથી એક પાઈપણ ખરચી શકાય નહિ

ચચળ—જયા બ્હેન, એ તો ખરી વાત છે પતિની આજ્ઞા વિના પૈસાનો ખર્ચ આપણુ બઈરાઓથી શી રીતે થાય?

ચોતી—જયા બ્હેન, તે છપાવવામા લગભગ સો રૂપીઆનુ ખર્ચ થશે, તો તેવી મોટી રકમ ખર્ચવાને તમારા પતિ શી રીતે આજ્ઞા આપશે?

જયા—બ્હેન, મારા પતિ ઘરખર્ચ કરવામા કરકસરથી ચાલે

છે તેમ હુ પણ તેમને અનુસરીને ચાલુ છુ તથાપિ આવા પ
રોપકારના કાર્યમા તેઓ ઘણા ઉદાર છે તેઓ હમેશા મને ઉપદેશ
આપે છે કે, "તારે ઘરખર્ચ કરવામા કરકસરથી વર્તવુ, પણ જો
કાંઈ પરોપકારનુ કાર્ય થતુ હોય તો તે કામ મોટી ઉદારતાથી કરવુ,
અને તેમા મને પુછવા રોકાવુ નહિ

પ્રેમ—જયા બ્હેન, એ વાત સાચી છે, પણ આપણા ગરીબ
સસારમા એવો પરોપકાર ક્યાથી બની શકે? એ કામ તો શ્રી
મ છે જે રૂપીઆની મોટી રકમ પુસ્તકો છપાવવામા આપી
દેવી, એ તો અમારા જેવાથી ન બની શકે આ ઉપરથી મને લાગે
છે કે તમારા પતિ સારૂ કમાતા હશે

**જયા**—પ્રેમ બ્હેન, તેઓ કેટલુ કમાય છે, એનો મારૂ મન
જાણે છે, પણ એટલુ તો છે કે અમે ધર્મના પસાયથી સુખી છીએ
જે કાંઈ મળે છે તેમાથી અમારા કુટુબનો સુખેથી નિર્વાહ ચાલે
છે અને કરકસરના ગુણથી થોડુ ઘણુ બચાવીએ પણ છીએ

**આનદા**—જયાવહુ હુ એવા સસારને સુખી ગણુ છુ
પોતાના ઘરનો નિવાહ થાય તેટલુ મળતુ હોય અને વર્ષ દહાડે
કરકસરથી કાંઈપણ બચાવાતુ હોય તો તે કુટુબ સુખમા રહે છે
સતોષથી રહેવામા જેટલુ સુખ છે, તેટલુ સુખ અસતોષમા નથી
કદિ કર્મયોગે ગરીબ સસાર હોય પણ જો જોઈ વિચારીને ચાલે
છે, તો તે લોકમા લાજ—આબરૂ પામે છે અને સુખે રહે છે જયા
વહુ, તમારી રીતિ મને ઘણીજ રૂચિકર લાગે છે અને આ બીજી બ્હે
નોને પણ હુ ભલામણ કરૂ છુ કે, તેમણે તમારી રીતિને અનુસરવુ

જયા—ધર્મમાતા, એ બધો તમારોજ પ્રતાપ છે અમારો
સસાર જે સુખી છે અને અમે દપતી સુખ અને સતોષથી જે
રહીએ છીએ, એ તમારા ઉપદેશનુજ ફળ છે ધર્મમાતા, હવે
મને આજ્ઞા આપો તો હુ તમારા ભત્રીજાને વાત કહી અને તેમની
સમતિ મેળવી આપની બધી કવિતાઓને છપાવી પ્રસિદ્ધ કરાવુ

**આનદા**—જયાવહુ, જો તમારાથી એ કામ બની શકે તેમ
હોય તો તમને ખુશીથી રજા આપુ છુ કારણકે જેનાથી આપણ

આધર્મિ લોકોને ઘણો લાભ થાય તેમ હોય, તેવા પુસ્તકો પ્રસિદ્ધ કરાવવાથી ઘણું પુણ્ય બંધાય છે આપણા શાસ્ત્રમા જ્ઞાનનો પ્રસાર કરવાથી, કરાવવાથી અને અનુમોદવાથી ઘણુ પુણ્ય બધાવાનુ લખેલુ છે

બ્હેનો, જે શ્રીમતો વાહવાહ કહેવરાવવાને, કીર્તિદાન કરી પ્રખ્યાત થવાને, વિવાહ ઉત્સવમા નાટક, દારૂખાનુ અને બીજી નકામી ગમતો કરી પોતાની વડાઇ બતાવવાને અઢળક દ્રવ્ય ખરચે છે, તેઓ ખરેખર પોતાના દ્રવ્યનો દુરૂપયોગ કરનારા છે, તેવા શ્રીમતો જ્ઞાનને પ્રસાર કરવાને જો પોતાન દ્રવ્યનો ઉપયોગ કરે તો તેઓ અનત પુણ્ય બાધી ધર્મ અને કીર્તિ બનેને પ્રાપ્ત કરી આલોક તથા પરલોકનુ ફળ મેળવે છે તેથી સર્વ બ્હેના તમે તમારા પતિને એજ બોધ આપજો વિવિધ જ્ઞાનના બોધક પુસ્તકો રચાવી તેનો પ્રસાર કરવાથી પોતાનુ નામ અમર રહે છે અને તે સાથે પુણ્યનો બધ થાય છે એ વાત તમારા હૃદયમા દૃઢ કરી તમારા પતિઓને દૃઢ કરાવજો પૂર્વકાળે આપણા પવિત્ર અતિ શ્રીમત હતા તેમણે તીર્થસ્થાનોમા મોટા મનોહર ચૈત્યો કરાવી પોતાના નામને અમર કર્યા છે કોઇએ એવા બીજા સભાલયો સ્થાપી પોતાના કીર્તિસ્તભો રોપ્યા છે અને કોઇએ ધર્મશાળા તથા દાનશાળાઓ સ્થાપી પોતાના નિર્મળ નામને પ્રખ્યાત કરેલા છે વર્ત્તમાનકાળે આપણો વર્ગ તેમના જેવી સ્થિતિમા નથી, તો તેમણે પોતાના નામ અમર કરવાને, કીર્તિસ્તભો રોપવાને અને પોતાના નિર્મળ નામને પ્રખ્યાત કરવાને પાઠશાળાઓ તથા કન્યાશાળાઓની સ્થાપનાથી અને બોધક પુસ્તકોની પ્રસિદ્ધિથી—એ કાર્યો સિદ્ધ કરવાના છે તેમા વિવિધ બોધને આપનારા પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ સામાન્ય ગૃહસ્થોથી પણ થઇ શકે તેમ છે જેઓ સામાન્ય સ્થિતિવાળા હોય, તેઓ લઘુ પુસ્તકને ઉત્તેજન આપી શકે છે અને જેઓ સારી સ્થિતિવાળા હોય, તેઓ મોટા ગ્રથને ઉત્તેજન આપી શકે છે જયાવહૂ, તમે જે ધારણા રાખી છે, તે ઉત્તમ છે અને તે ધારણાથી સદા વર્ત્તવાને તત્પર રહેજો અને મારા ભત્રીજા સોમ-

ચંદને પણ તેવોજ પ્રતિબોધ આપ્યા કરજો તમારી આ પવિત્ર વૃત્તિ જાણી હું ઘણી પ્રસન્ન થઇ છું
આનંદાના આ વચન સાભળી જયા ખુશી થઇને બોલી— ધર્મમાતા, તમારા આ વચનોએ મારી મનોવૃત્તિની શુભ ધારણાને ઉત્તેજિત કરી છે હવેથી મારા મનમા વિશેષ નિશ્ચય થયો છે કે, કાંઇ પણ ધાર્મિક સખાવત કરવાની શ્રદ્ધા ઉત્પન્ન થાય તો જ્ઞાનની પુષ્ટિને માટે તેનો ઉપયોગ કરવો
પોતી—જયા બ્હેન, તમે આવો નિશ્ચય કર્યો તે ખુશીથવા જેવું છે પણ મારા ઓમચંદભાઇ આ તમારી ધારણાને માન્ય કરશે, તોજ તમારી ધારણા સફળ થશે મને લાગે છે કે, એવી મોટી રકમ વાપરવાને તમારા પતિની ઇચ્છા નહિ થાય
જયા—પોતીબા, એમા કાંઇ શંકા લાવશોજ નહિ મારા પતિ દરમાસે પોતાની આવકમાથી અમુક હિસ્સો ધાર્મિક કાર્યમા વાપરવાને કાઢે છે અને તેમાથી તેઓ પરોપકાર તથા જ્ઞાનને ઉત્તેજનના કાર્યોમા વાપરે છે
પોતી—જો એમ હોય તો પછી તેનો ખરચ કરવામા હરકત નહિ આવે
આનંદા—બ્હેનો, જયાવહુએ ધાર્મિક કાર્યોમા દ્રવ્યવાપરવાને પોતાના પતિની જે યોજના કહી છે, તે ઘણીજ પ્રશંસનીય છે આજકાલ એ પદ્ધતિ ઘણીજ પ્રશંસાપાત્ર કહેવાય છે શ્રીમંત ગૃહસ્થ ગમે ત્યારે અને ગમે તેટલી રકમ ધાર્મિક કાર્યોમા વાપરી શકે છે, પણ મધ્યમ સ્થિતિના ગૃહસ્થો હોય છે, તેઓ તો એ પદ્ધતિ પ્રમાણે દ્રવ્યનો વ્યય કરી શકે છે, અને તેથી તેમનું દ્રવ્ય સદુપયોગમા આવી શકે છે
પ્રેમદા—આનંદાબ્હેન, તમે કહ્યુ કે વિવિધ જાતના બોધપુસ્તકો પ્રસિદ્ધ કરવામા પુણ્યનો બંધ થાય છે તેવી રીતે બીજા કયા કયા કાર્યો પુણ્યના બંધને કરનારા છે? તે અમને કૃપા કરી સમજાવો
આનંદા—તે વિષે એક બોધક કવિતા સાભળવા જેવી છે

પ્રેમદા—ધર્મમાતા, કૃપા કરી તે કવિતા સભળાવો

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પ્રેમદાએ જ્યારે આ પ્રમાણે કહ્યુ, એટલે આનદાએ પોતાની પુત્રી લલિતાને આજ્ઞા આપી એટલે લલિતાએ તે કવિતા નીચે પ્રમાણે ગાઈ સભળાવી હતી, જે કવિતા આ શ્રાવિકા તમને ગાઈ સભળાવશે પછી ગગાએ ઉભા થઇ તે કવિતા શ્રાવિકાગણમા ગાઈ સભળાવી હતી—

કેના કાર્યોમા દ્રવ્યનો ઉપયોગ કરવો જોઇએ.

## કવિતા

મારા પોપટજીપડિત, સુણાવો સુન્દર

મીઠા ગીત—એ રાહ.

મારા બધુ ધરીને પ્રીત વાપરો સુકૃતમા નિજવિત્ત (ટેક )

એ રાખો સુદર રીત, વાપરોશુ ૧

શાળા સુબોધક જ્ઞાનની સ્થાપો,
જ્ઞાનતણા શુભ સાધન આપો,
પુસ્તક આલય સારા ઉઘાડો,
આપી ઉત્તેજન નિત્ય વધારો
પરમારથમા ધો ચિત્ત, મારા બધુ ૨

[1] છાત્રતણી સત્ર [2] શાળા રચાવો,
કેળવણી જયવત જમાવો,
કોમળતા ધરી કોમ સુધારો,
પ્રેમ પરસ્પર આપ પ્રસારો
ગાઓ જ્ઞાન તણા ગુણ ગીત, મારા ૩

દીન અનાથ અપગ જનોને,
નિત્ય દયા ધરી દાન જ દોને,
સારા નિરાશ્રિત ફડ રચોને,
[3] માનવ જીવનમાહિ મચોને
એ સાચી દયાની રીત, મારા ૪

---

૧ વિદ્યાર્થીઓની ૨ દાનશાળા (બોર્ડીંગ) ૩ મનુષ્ય જન્મ.

કેળવણી [1] વનિતાની વધારો,
દુષ્ટ બધા [2] કુરિવાજ વિદારો,
ગ્રંથ સુબોધક સારા છપાવો,
જ્ઞાન વિષે નિજ [3] ચિત્તજ વાવો
ધન ખર્ચો તેમા અમિત સારા ૫
કોમ વિષે વિદ્વાન વધારો,
આશ્રયથી બુધ જનને તારો,
દુ ખમાથી નિજ બધુ ઉગારો,
નિત્ત તણો ઉપયોગ વિચારો
નિર્મળતા રાખો નિત્ય સાર ૬

આ પ્રમાણે ગ ગાએ શ્રાવિકાશાળામા એ કવિતા ગાઈ, તે સાભળી સર્વ બાળ, તરૂણ અને વૃદ્ધ શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ ગઇ હતી ધમદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ, આ પ્રમાણે લલિતાએ જ્યારે એ સુબોધક કવિતા ગાઇ સ ભળાવી, તેથી બધી શ્રાવિકાઓના હૃદયમા તેની ભારે અસર થઇ હતી પછી આન દાએ આન દપૂર્વક જણાવ્યુ બ્હેનો, આપણા સાધર્મિ બ્હેન જ્યારે આવી આવી ઉપયોગી કવિતાઓ છાપી સર્વ બ્હેનોને મફત આપવાની ઇચ્છા બતાવી, તેને માટે આપણે તેમનો આભાર મા નવો જોઈએ હવે આજે ઉપદેશવાર્તા કરવાનો સમય પૂર્ણ થઈ ગયો છે, માટે આજની ઉપદેશવાર્તા સમાપ્ત કરવામા આવે છે આન દાના આ વચન સાભળી જયા, ચ ચળ, પોતી, પાર્વતી, પ્રેમદા, પ્રેમ વગેરે બધી શ્રાવિકાઓ આન દાના ચરણમા પ્રણામ કરવા આવી, તે વખતે આન દાએ તેમને અટકાવીને કહ્યું, બ્હેનો, મારા ચરણમા પ્રણામ કરવાની જરૂર નથી હુ તો તમારા જેવી એક સામાન્ય શ્રાવિકા છુ હુ ગુરૂરૂપ સાધ્વી નથી, તેમ પૂજ્ય વડિલ નથી તમે શ્રીજિનેદ્ર ભગવ તને, તમારા પતિને અને તમારા ગુરૂ-વડિલ જનને પ્રણામ કરો, જેથી તમારા આત્માનુ કલ્યાણ થશે

આન દાના આ વચન સાભળી બધી શ્રાવિકાઓએ કહ્યુ કે,

---

૧ સ્ત્રીકેળવણી ૨ નઠારા રિવાજ ૩ પોતાનું

ર્મમાતા, તમે અમારા ગુરૂરૂપ ભાવસાગવી છો અને અમારા ઉ-
કારી પૂજનીય છો, માટે તમે અમારે પ્રણામ કરવાને યોગ્ય છો
ાટલુ કહી તેઓએ માતાજીશ્રી આન દાને પ્રણામ કર્યો હતો પછી
ઓ શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મનુ સ્મરણ કરતી પોતપોતાને ઘેર
ાલી ગઈ હતી

ધર્મદાસ શેઠ કહે છે—સાધર્મિ માતાઓ અને બ્હેનો, આજે
ાાપણો પણ ઉપદેશ આપવાનો સમય થઇ ગયો છે, માટે આજની
ર્મવાર્તા સમાપ્ત કરવામા આવે છે પછી સર્વ શ્રાવિકાઓ આદીશ્વર
ભગવાનની જય બોલાવી પોતપોતાન સ્થાન પ્રત્યે ચાલી ગઈ હતી

---

# દિવસ ૨૩ મો.

---



ડવી બાઈ નામની શ્રાવિકાને ઘેર મણિ આવે છે મ
ણિને આવતી જોઇ કડવી ખુશી થઇ કહે છે

કડવી—કેમ મણિબા, આજે ભુલા પડયા!

મણિ—કડવી કાકી, ભુલા તો કાઇ પડયા નથી
આજે તો તમારે ઘેર બેસવા આવી છુ માગ મૂળ-
ચદ કાકા ઘેર છે કે નહિ?

કડવી—મણિબા, તમારા કાકા હમણાજ બહાર ગયા

મણિ—કયા ગયા છે?

કડવી—આજે એક યમવિજય નામના મુનિ આવે છે, તેમ ની સામે લેવાને ગામની બહાર ગયા છે

મણિ—કેટલેક સુધી ગયા છે?

કડવી—અહિંથી એક ગાઉ ઉપર કેશારપગ નામે ગામ છે, ત્યા સુધી જવાના છે

મણિ—તે સાધુ કેવા વિદ્વાન્ છે?

કડવી—બ્હેન, મને કાંઈ ખબર નથી કે કેવા વિદ્વાન છે કારણ કે હું કાંઈ ભણી ગણી નથી કે, મને ખબર પડે, પણ મે સાભળ્યુ છે કે, તેઓ ઘણા સારા વિદ્વાન્ છે અને વખાણ બ સારૂ વાચે છે

મણિ—કડવી કાકી, વખાણ એટલે શુ?

કડવી—બ્હેન, જાણીને શુ પુછો છો? તમે તો ભણેલા છે તે શુ વખાણમા નથી સમજતા?

મણિ—કાકી, નાના વખાણ એટલે શુ એ કાંઈ હું સમજતી નથી

કડવી—મણિબા, જે સાધુજી સવારે શ્રાવકો અને શ્રાવિ ઓને ભેગા કરી કાઇક પુસ્તક વાચે, તે વખાણ કહેવાય છે

મણિ—(ખુશી થઇને) અરે કાકી, હવે હુ સમજી, એ વખાણ નહિ પણ વ્યાખ્યાન કહો

કડવી—મણિ, એવુ નામ અમને બોલતા ન આવડે અ બૈરાઓ તો વખાણ વખાણ કહે છે, તેથી હુ પણ વખાણ કહુ

મણિ—કાકી, તેમા તમારો દોષ નથી અભણ બૈરાઓ એ ધર્મને લગતા ઘણા શબ્દો અશુદ્ધ બોલે છે સામાયિક ને સમા કહે છે પ્રતિક્રમણને પડિકમણુ કહે છે, મિચ્છામિ દુક્કડ ને અ અગાન ઢોકડો કહે છે મહારાજ ને મારાજ કહે છે ઉપાશ્રય ને અપાશરો કહે છે આવા અશુદ્ધ શબ્દો બોલવા યોગ્ય કહેવાય નહીં કદિ પોતે સારૂ જ્ઞાન મેળવ્યુ ન હોય તો પ બોલવામા તો શુદ્ધિ રાખવી જોઈએ

કડવી—મણિબા, એ વાત ખરી છે, પણ અમારા જેવા અ-
બુધ માણસોને જેમ તેમ બોલવામા કાંઈ હરકત નહીં

મણિ—કાકી, તમારે એમ ન માનવુ જોઇએ બનતી રીતે
તમારે પણ બોલવામા શુદ્ધિ રાખવી જોઇએ

કડવી—બ્હેન, અમારી વાત શીદ કરો છો? તમારા કાકા પણ
તેવુજ બોલે છે જ્યારે ભાયડા ઘરમા તેવુ બોલે તો પછી અમે
બોલીએ, એમા શુ ?

મણિ—હા, કાકી, એ વાત સાચી છે? ઘણા પુરૂષો પણ તેવુ
અશુદ્ધ બોલે છે એ તો ઠીક, પણ હવે મારા કાકા ક્યારે આવશે ?

કડવી—મણિબા એ કાઇ નક્કી ન કહેવાય જ્યારે સાધુજી
કોઠારપરથી વિહાર કરીને આ આપણા ગામમા આવશે, ત્યારે તમારા
કાકા આવશે તેમા વળી એ ખટપટ થઇ પડી છે એટલે વખતે તે-
મને આવતા વાર પણ લાગશે

મણિ—વળી તેની શી ખટપટ થઈ પડી છે ?

કડવી—તે ધર્મવિજય સાધુ તો ગઈ કાલે આવવાના હતા,
પણ તેઓએ કહેવરાવ્યુ છે કે, જો મારૂ સામૈયુ ધામધૂમથી
થશે તો હુ આવુ, નહીં તો અહીંથીજ વિહાર કરી પાછો ચાલ્યો
જઈશ આથી સઘના શેઠીઆઓએ એકઠા થઈ વિચાર કર્યો કે,
આપણે સામૈયુ કરવુ, પણ ગઈ કાલે એક સઘના આગેવાનને ત્યા
અટારૂ મરણ થયેલ છે, તેથી ધામધૂમથી સામયુ થઇ શકે તેમ
ન હોવાથી તેઓ આજે એકઠા મળી તેમને તે કારણ બતાવી વિ-
નતિ કરવા ગયા છે જો તેઓ કબુલ કરશે તો ઘણે ભાગે આજે તે
સાધુજી આપણા ગામમા આવશે, પણ ઘણે ભાગે તેઓ આવશે
નહીં, તેમ લાગે છે કારણ કે તેમણે એવી હઠ પકડી છે -, જો
શ્રાવકો તરફથી અમારૂ સામૈયુ ધામધૂમથી સામયુ થાય તોજ
આ ગામમા આવવુ

મણિ—કાકી, એ વાત સાધુને ઘટતી નથી કચન કામિનીના
ત્યાગી અને માન અપમાનને સમાન ગણનારા શાતિધારક સાધુ-
ઓને વળી સામૈયાની શી જરૂર છે? કદિ શ્રાવકો ગુરૂભક્તિને

વશ થઈને ઉપદેશનો ઉદ્યમ કરે, તો તેમા તેઓને ઠગાઈ જવું રહેવાનુ છે, પણ તે વિષેનો આગ્રહ રાખવો ન જોઈએ

કડવી—મણિબા, હાલ નવા ઉત્તમ સાધુઓ ઘણા થોડા છે કે જે આજ કાલ તો મનન ભુલ્યા અને પોતાની વાહ વાહ કરનારા સાધુઓ ઘણા આવે છે

મણિ—હા કાકી એ ખરી વાત છે અમે તો હાલ દરરોજ ધુન કરતા ભાવસાધુની ભક્તિ કરીએ છીએ

કડવી—મણિબા, ભાવસાધુ એટલે શુ? અને એવા સાધુ કોણ છે?

મણિ—એ સાધુનુ નામ તો તમે નહિ જાણ્યુ હશે

કડવી—ના બ્હેન, હુ કાંઈ જાણતી નથી

મણિ—આપણા ગામમા એક શ્રાવિકાશાળા સ્થાપેલી છે એ વાત જાણો છો કે નહિ?

કડવી—હા, મે સાભળ્યુ છે કે, એક શ્રાવિકાશાળા થઈ છે અને તેમા કોઈ શેઠ ધર્મની સારી સારી વાતો કરે છે

મણિ—કાકી, એજ શેઠ ભાવસાધુ છે તેમનુ નામ ધર્મદાસ શેઠ છે તેઓ કાંઈ જાતની સ્પૃહા રાખ્યા વગર હમેશા શ્રાવિકા શાળામા સારી ધર્મના ઉપદેશનીવાર્ત્તા કરે છે તમે કોઈવાર ત્યા ગયા છો કે નહીં?

કડવી—નારે બાઈ, હુ તો કોઈ વાર ગઈ નથી કારણ કે તમારા કાકાની તબીયત જુદાજ પ્રકારની છે તેઓની મરજી ઉપર ચાલવાને માટે ઘણી હાજરી આપવી પડે છે તેમ વળી ઘરના કામ કાજમા વધારે રોકાવુ પડે છે તેથી હુ તે ઉપદેશવાર્ત્તા સાભળવાને આવી શકતી નથી

મણિ—કાકી, જો તમારી સાભળવાની ઈચ્છા હોય તો બીજી કોઈ જાતની હરકત આવે નહીં મારા કાકા તો જમ્યા પછી તેમના ધધામા વળગે, તે વખતે તમારે શુ કામ હોય? ઘણી શ્રાવિકાઓ પોતાના પતિની મરજી સાચવી અને ઘરના કામકાજમાથી પરવારી શ્રાવિકાશાળામા ઉપદેશવાર્ત્તા સાભળવાને આવે છે જ

તમારે હૃદયથી સાંભળવાની ઈચ્છા હોય તો તમે પણ આવી શકો.

કડવી—મણિબા, સાંભળવાની ઈચ્છા તો થાય, પણ માગથી આવી શકાય તેમ નથીજ મણિબા, હું તો મારા ઘરના કામકાજમાંથી નવરીજ થતી નથી ઘર હોય તે હજાર કામ હોય

મણિ—કાકી, આજે મારી સાથે ચાલો તો ઠીક હું અહીંથી તે શ્રાવિકાશાળામાંજ જવાની છું, વળી આજે માગ કાકા સાધુની પાસે ગામની બહાર દૂર ગયા છે તેઓ પાછા આવશે નહીં, તે પહેલા તો તમે ઉપદેશવાર્ત્તા સાંભળીને ઘેર આવશો

કડવી—મણિબા, હા, એ વાત ખરી છે આજે આવું તો આવી શકાય, પણ મને તે ઉપદેશવાર્ત્તામાં સમજણ પડશે ? કારણ કે હું કાંઈ પણ ભણેલી નથી, તેમ વળી મારા જેવી અભણને જોઈ બીજી શ્રાવિકાઓ માગી વાતો કરશે

મણિ—કાકી, એવી શંકા રાખશો નહીં ત્યાં આવનારી શ્રાવિકાઓ બધી કાંઈ ભણેલી હોતી નથી, પણ એટલું તો છે કે, ત્યાં આવનારી શ્રાવિકાઓ અભણ હોય તે પશ્ચાત્તાપ કરીને ભણવા મંડી જાય છે ઘણી અભણ શ્રાવિકાઓ ધર્મદાસ નામના ઉપદેશથી વાચતા લખતા શીખી ગઈ છે, અને કોઈ કોઈ તો સારા સારા બોધક પુસ્તકો વાચીને સમજી શકે તેવી પણ થઈ છે

કડવી—મણિબા, ચાલો ત્યારે આજે તો હું તમારી સાથે આવું હવે ત્યાં જવામાં કેટલી વાર છે ?

મણિ—કાકી, માત્ર હવે અડધી કલાક બાકી છે તમે જલદી તૈયાર થઈ જાઓ

કડવી—મણિબા, ત્યારે આજ તો નહીં બને, કારણ કે મને લુગડા પહેરતા વાર લાગશે

મણિ—કાકી, લુગડા પહેરવામાં વાર શેની ? પાંચ મીનીટમાં લુગડા પહેરી શકાય

કડવી—મણિબા, મારે એક કલાક તો લુગડા શોધવામાં જોઈએ, કારણ કે મારા લુગડા જ્યાં ત્યાં આડા અવળા પડ્યા હશે.

મણિ—કડવી કાકી, જો તમને ખોટું ન લાગે તો કહું

મ ઙ્ગલાચરણ.

જે સદ્બોધે ભવિક જનને [1]આત્મજ્ઞાન બોધે,
જેના ધ્યાને [2]વરમુનિવરો કર્મના જાળ રોધે,
આનંદેથી [3]અવિચળપદે જે રહ્યા નર્ત તારી,
તે ભાવેથી જિનવર[4]પદે વંદના છે અમારી ૧

મંગલાચરણ કર્યા પછી ધર્મદાસશેઠ કહે છે–કે શ્રાવિકાઓ, જ્યારે નિત્યનો સમય વયો એટલે આનંદા પોતાની પુત્રી લલિતાને બોધ આપવાને પોતાના નિત્યના સ્થાન ઉપર આવે છે, તે વખતે ચંચળા, પ્રેમ, પ્રીતી, જયા, પાર્વતી વગેરે બધી શ્રાવિકાઓ તે સ્થાને આવી પહોંચે કે ક્ષણવાર પછી પ્રેમદા પોતાની પિતાઇ નણંદ બાત વધવા પૂર્ણાને સાથે લાવે છે પૂર્ણા આનંદાના દર્શન કરી ખુશી થાય છે અને તે વખતે નીચે પ્રમાણે કવિતાથી આનંદાની સ્તુતિ કરે છે—

## આનંદાની સ્તુતિ.

"મારો પવિત્ર કરોને પતંગ"—એ રાગ

ધન્ય ધન્ય આનંદા માત, માનવજન્મ સુધાર્યો,
કરી નિર્મળ ઉપદેશવાત વનિતાવર્ગને તાર્યો (ટેક)

શ્રાવકકુળમાં અવતરી,
કર્યો સફળ અવતાર,
શ્રાવકબાલા બોધ દઈ,
બાંધ્યા પુણ્ય અપાર
લીધો આ ભવકેરો સાર માનવ ૧
સર્વે શ્રાવકસુંદરી,
પામે નિર્મળ બોધ,
શ્રાવકના સંસારનો,

૧ શાસ્ત્રના જ્ઞાનનો બોધ. ૨ શ્રેષ્ઠ મુનિવરો. ૩ મોક્ષપદે. ૪ જિનવરના ચરણમાં.

ઉત્તમ વાધે શોભ[1]
એવી અંતરમાં ધરો આશ    માનવ ૨
કોમળની વનવાટિકા,
ખીલે ખૂબ રસાળ,[3]
ફળ તેના ચાખે સદા,
વીરનણું [illegible] બાળ
એવી ધારો સદા મન વાત    માનવ ૩
ઉદય કરો આનંદનો,
જૈન વર્ગમાં માત
સતી કરો તો શ્રાવિકા,
વિશ્વ વિષે વિખ્યાત
કરો દુષ્ટ રીવાજના ઘાત[4]    માનવ ૪

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે [illegible] એ આનંદાની સ્તુતિ કરી તે પછી આનંદાએ નીચે પ્રમાણે કહ્યું—

પૂર્ણા બ્હેન, તમારી યોગ્યતાને લઈ તમે મારી સ્તુતિ કરો છો, પણ હું તે સ્તુતિને લાયક નથી હું [illegible] છું, તે [illegible] કર્તવ્યને અનુસરીને કરું છું જો આ શ્રાવિકા શરીર [illegible] માં [illegible] થાય, પોતાની સાધર્મી બ્હેનોની કાંઈ પણ સેવા થાય તો આ શ્રાવિકા જન્મ કૃતાર્થ થાય આ માનવશરીર ચિંતામણિની જેમ દુર્લભ છે એ ચિંતામણિ પ્રાપ્ત થયા છતાં જે તેનો ઉપયોગ લેતા નથી, તે ખરેખર માનવપશુ કહેવાય છે

બ્હેન પૂર્ણા, મારા કરતા વધારે સ્તુતિ કરવા લાયક તમે છો કારણ કે તમારા હૃદયના સુવિચારો મેં તમારી પત્રિકા ઉપરથી જાણી લીધા છે પોતાની ધર્મી બ્હેનોનુ હિત કરવાની ખાતર તમે તમારી જીંદગી અર્પણ કરવાને તૈયાર થયા છો તમારા વિધવા-જીવનને હજારવાર ધન્યવાદ ઘટે છે તમારી જેમ આત્મભોગ આપનારી બીજી વિધવા શ્રાવિકા વિરલા છે આપણા નગરમાં તો કોઈ છેજ નહીં બ્હેન પૂર્ણા, તમારા પવિત્ર વિચાર જાણી હું ઘણી

---
૧ [illegible]    ૨ હૃદયમાં    ૩ રસવાળી    ૪ નાશ.

પ્રયત્ન કર્યું હું તમે જે કામ કરશો, તેવું કામ ૫ન્ન મહા નગધારી સાત્વી પણ નહીં કરી શકે તમે તમારા વિધવાજીવનનો ખરેખરો લાભ મેળવી શકશો અજ્ઞાની લોકો વિધવાવસ્થાને નકામી અને લાચાર ગણી કાઢી નાખે છે, પણ તમે એ અવસ્થાનો ખરા ઉપયોગ કરવા તૈયાર થયા છે બ્હેન પૂણા તમે આ નગરમા મહિલાસમાજનુ સ્થાપન કરો તેની અદર સ ખ્યાબધ વિધવાઓ અને સધવાઓને દાખલ કરો તમની પાસે ધર્મ તથા નીતિના ઉપયોગી ભાષણો કરાવો અને સારા સારા વાગ્ગ્એ બાધી તે પ્રમાણે વર્ત્તી બીજી બ્હેનોને વર્ત્તાવો શ્રાવિકાઓ એ ચતુર્વિધ સ ઘનુ ચોથુ અ ગ ગણાય છે, પણ ખરી રીતે એ પ્રથમ અગ છે માતાપદને ધારણ કરનારો શ્રાવિકાવર્ગ જો નિયમથી ચાલે તો પછી શ્રાવક સ સાર નતર ઉન્નતિમા આવી રહે ગૃહિણીપદને પામેલી સ્ત્રીઓ જે કાર્ય કરવાને સમર્થ થાય છે, તે કાર્ય પુરૂષોથી થઇ શકતુ નથી બ્હેન પૂણા તમે વ રેલી યોજના ઘણી બળવાન્ છે અને તે કાર્ય કરવામા તમે જે ખ ત ધરાવો છો, તે ખ ત કાયમ રાખજો શાસન દેવતા તમારી ભાવના સફળ કરે અને તેની અદર આવતા સર્વ અ તરાયોને દૂર કરે

અ ન દાના આવા વચન સાભળી પૂણા વિનયથી બોલી-ધર્મ માતા, આપના જેવા દેવીરૂપ શ્રાવિકાની કૃપાથી હુ મારૂ કાર્ય સિદ્ધ કરી શકીશ હવે મારી એ ધારણા સફળ કરવી એ તમારા સ્વાધીનમા છે તમારા જેવી પવિત્ર શ્રાવિકા જો મારા કાર્યને અનુમોદન આપશે તો હુ મારા કાર્યમા વિજયી થઇ શકીશ તમારા હૃદયના આશીર્વાદ થી મારા કાર્યની સિદ્ધિ અવશ્ય થવાની જ

પૂણાના આ વચન સાભળી આનદાએ આનદપૂર્વક જણાવ્યુ "પૂણા બ્હેન, તમારા કાર્યમા હુ તન, મન અને ધનથી પ્રયત્ન કરીશ તમે સત્વર મહિલાપરિષદ્ની સ્થાપના કરો, અને એ ઉત્તમ કાર્યમા હુ પોતે અને આ મારી બ્હેનો સહાભૂત થશે અમુક દિવસે હુ આવીને કોઇ સ્ત્રી ઉપયોગી વિષય ઉપર ભાષણ કરીશ તેમ આ લલિતા પણ કોઇ કોઇવાર ઉપયોગી ભાષણ કરશે આ

બીજી બ્હેનો પણ નવા નવા વિષયો ઉપર ભાષણો કરશે અને આપણી જૈન મહિલાસમાજને દીપાવશે

આનદાના આ વચન સાભળી પૂર્ણાના હૃદયમા વિશેષ ઉત્સાહ પ્રાપ્ત થયો તે હૃદયમા અતિ આનદ લાવીને બોલી—ધર્મમાતા, આપના આ વચનોએ મારા હૃદયને વિશેષ ઉત્સાહિત બનાવ્યુ છે હવે માત્ર મહિલાપરિષદ્‌ની વ્યવસ્થા કેવી રીતે કરવી, તે જાણવાને માટે કોઈ ધર્મબધુ પુરૂષની સહાયની જરૂર છે જો કોઈ પવિત્ર પુરૂષ આપણને એ નવીન પદ્ધતિનુ શિક્ષણ આપે તો પછી હુ અતિ પ્રયાસ કરી મહિલાપરિષદ્‌નુ કાર્ય ઉપાડી લઈશ એવો કોઈ પવિત્ર પરોપકારી પુરૂષ બતાવો કે જેથી મહિલાપરિષદ્‌ના મહાન્ કાર્ય કરવાની વ્યવસ્થાનુ ઉત્તમ જ્ઞાન આપણને પ્રાપ્ત થાય

આ વખતે લલિતાએ મધુર હાસ્ય કરતા કહ્યુ, બા, મારી પાસે એક સભાના નિયમ ના ધ ગનુ પુસ્તક છે તે પુસ્તક મને મારા બાપાએ એક વખત વાચવાને આપ્યુ હતું તેની અદર પરિષદ્—સભાની વ્યવસ્થા સારી રીતે આપેલી છે

પરિષદ્ એ શુ કહેવાય? તેની અદર પ્રમુખ કેવો જોઈએ? તે શિવાય બીજા કયા કયા અધિકારી હોવા જોઈએ? તેઓની શી શી ફરજો છે?અને તેની અદર દાખલ થનાર મેમ્બરોનુ શુ શુ કર્ત્તવ્ય છે? આ બધી બાબત એ પુસ્તકમા ઘણા વિવેચન સાથે આપવામા આવેલી છે

લલિતાના આ વચન સાભળી પૂર્ણા પ્રસન્ન થઈને બોલી—લલિતા બ્હેન, એ પુસ્તક આપણને ઉપયોગી થઈ પડશે મારી પાસે પણ સભાના નિયમને દર્શાવનારા બીજા કેટલાએક પુસ્તકો છે, તથાપિ કોઈ ધર્મબધુ તરફથી પ્રત્યક્ષ અનુભવવાળા શિક્ષણની આપણી જરૂર છે

આ વખતે જયા નમ્રતાથી બોલી—ધર્મમાતા, જો તમે આજ્ઞા કરશો તો તમારી આજ્ઞા ઉઠાવનાર પુરૂષ પણ કોઈ મળી આવશે.

જયાના આ વચનો સાભળતાજ આનદાને યાદ આવ્યુ કે,

"આ જયાનો પતિ સોમચંદ સર્વ રીતે લાયક છે તે નાણે ઘણો ઉત્સાહી અને પવિત્ર હૃદયનો પુરૂષ છે શ્રીકેળવણી અને જૈન સમાજ સ્થાપવામાં તે ઘણો ઉપયોગી થશે " આ વાત યાદ આવવાથી આનંદાએ પ્રસન્ન થઈને કહ્યુ

**આનંદા**—પૂર્ણા બ્હેન, આ જયાબ્હેનના ન્હેનાથી મને તેનાજ પતિ સોમચંદનુ નામ યાદ આવ્યુ છે ભાઈ સોમચંદ ખરેખર પવિત્ર અને ઉત્સાહી પુરૂષ છે તે આપણાને મહિલાસમાજ સ્થાપવામાં ઘણોજ ઉપયોગી થઈ પડશે

આ પ્રમાણે કહી આનંદાએ જયાને કહ્યુ, "જયાબ્હેન, તમે તો મારા પતિની વાત મને યાદ કરાવી તે બહુ સારૂ કર્યુ તમે આજેજ આ વાત મારા નામથી મારા સોમચંદને કહેજો ભાઈ સોમચંદ આ વાત સાંભળી ઘણોજ ખુશી થશે, અને આ પૂર્ણાના વિચારને અનુમોદન આપશે

**જયા**—ધર્મમાતા, હુ તમારા ભાઈને આ વાત ખુશીથી જણાવીશ જરૂર આ વાત સાંભળીને તેઓ ખુશી થશે

આનંદાએ પૂર્ણાને કહ્યુ—પૂર્ણા બ્હેન, હવે આપણી મહિલા પરિષદ્‌ના મહાન્ કાર્યની સિદ્ધિ થવાની સોમચંદ આપણુ આ કાર્યને સિદ્ધ કરી આપશે, એમાં કોઈ વાતનો સંશય નથી કહો, બ્હેન, હવે બીજી તમારી શી ઇચ્છા છે?

આનંદાના આ વચન સાંભળી પૂર્ણાના હૃદયમાં અત્યંત પ્રીતિ ઉત્પન્ન થઈ આવી તેણીએ આનંદાના ચરણમાં પ્રણામ કરીને કહ્યુ, ધર્મમાતા, આપ ધર્મના કલ્પલતા છો કોઈપણ ધાર્મિક કાર્ય સિદ્ધ કરવુ હોય તો આપના આશ્રયથી તે સિદ્ધ થઈ જાય છે હવે મને મારા હૃદયમાં મહિલાપરિષદ્‌ની વાત સિદ્ધ થઈ એમ લાગે છે મારી મનોવૃત્તિમાં જે ધારણા છે, તે તમારા પ્રસાદથી અવશ્ય સિદ્ધ થવાની. હવે મારી તે વિષેની ચિંતા દૂર થઈ ગઈ છે ધર્મમાતા, તમારા મુખથી કોઈપણ ઉપદેશવાર્તા સાંભળવાની મારી ઇચ્છા છે, તે કૃપા કરી સંભળાવો

**આનંદા**—પૂર્ણા બ્હેન, કયા વિષય ઉપર ઉપદેશવાર્તા કરૂ?

તે જણાવો

પૂર્ણા—ધર્મમાતા, જે તમારી ઇચ્છા હોય, તે વિષય ઉપર વ્યાખ્યાન કરો ગમે તે વિષયમા આપની વાણી રસદાયક થયા વિના રહેશે નહી

**આન દા**—તોપણ જે વિષય સાભળવાની તમારી ઇચ્છા હોય, તે જણાવો

પૂર્ણા—માતા, હુ કયા વિષયની અધિકારી છુ, તે તમારા જાણવામા છે કર્મના યોગથી મને વૈધવ્ય પ્રાપ્ત થયેલુ છે મારે આ સ સાર બધો વિષરૂપ થયો છે એ સ સાર તરફ મને પૂર્ણ અભાવ આવી ગયો છે, તેથી મારા હૃદયમા એ સસાર તરફ અભાવ આવી જાય અને આ બીજી બ્હેનોને આ સ સારનુ સ્વરૂપ જાણવામા આવે તો ઘણોજ લાભ થાય તેથી તત્ત્વથી ભરપૂર એવા વૈરાગ્યરસની ઉપદેશવાર્ત્તા કરો તો વધારે સારૂ

**પ્રેમદા**—આન દા બ્હેન, આ પૂર્ણાબા કહે છે, તે બરાબર છે તમારા મુખથી અમે ગૃહ—સ સારની વાર્ત્તાનો ઘણો ઉપદેશ સાભળ્યો છે, હવે તત્ત્વજ્ઞાનથી ભરેલા એવા વૈરાગ્યની વાર્ત્તા કરો તો આ સ સારની આધિ ઉપાધિમા મગ્ન રહેનારા અમારા મનને શાતિ મળે તથા મોહની જાળમા આવૃત થયેલા અમોને ઘણો આન દ થાય

**ચોતી**—પ્રેમદા બ્હેન, તમે કહો છો, તે બરાબર છે, પણ ધર્મમાતા જો એવા કઠિન વિષયની વાર્ત્તા કરશે તો આપણને તેમા સમજણ નહિ પડે, તો પછી આપણને તે સાભળવામા રસ નહિ આવે આ પૂર્ણા બ્હેન તો ઘણા વિદ્વાન્ છે, તેથી તેઓ તે બાબતમા સારી રીતે સમજી શકશે, પણ આપણા જેવા અલ્પબુદ્ધિવાળાને તેમા સમજાતી નહિ પડે

**પ્રેમદા**—ચોતી બ્હેન, તુ કહે છે, તે બરાબર છે આપણે આ પૂર્ણા બ્હેનના જેવી બુદ્ધિવાળા નથી, પણ આન દા બ્હેનની કહેવાની ખુબી એવી મજાની છે કે, તેઓ જેમ આપણને સમજ પડે તેવી રીતે વૈરાગ્યની વાર્ત્તા કરશે

**પોતી**—હા બા, એ વાત ખરી છે તેમની કહેવાની રીત ઘણીજ વખાણવા લાયક છે ત્યારે તો તેઓ ભલે વૈરાગ્યની વાત કરે આપણે બધા એક ચિત્તે સાભળીશુ

**ધર્મદાનશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે બાળવિધવા પૂર્ણાની પ્રાર્થનાથી આનદાએ વૈરાગ્યના વિષય ઉપર ઉપદેશ વાર્તા કરવાનો વિચાર કર્યો–પછી આનદાએ હૃદયમા આનદ લાવીને નીચે પ્રમાણે કહ્યુ—

બ્હેન પૂર્ણા, તમારી ઈચ્છા પ્રમાણે આજે હુ આ સસારના સ્વરૂપ ઉપર કેટલુએક વિવેચન કરવા ઈચ્છા રાખુ છુ, તે તમે ધ્યાન દઈને સાભળજો બ્હેન લલિતા, તારે પણ આ વિષય સાભળવા જેવો છે, કારણકે જે માણસ આ સસારના સ્વરૂપને ઓળખે છે, તો પછી કોઈ દુ ખ અથવા વિપત્તિને વખતે તેનામા નારી દૃઢતા પ્રાપ્ત થાય છે તે ઉપર એક રત્નવતીની કથા સાભળવા જેવી છે **કુદનપુર** નામના નગરમા **જયચદ્ર** નામે એક શ્રાવક રહેતો હતો તેને **માધવ** અને **ગોવિંદ** નામે બે પુત્રો હતા, અને **રત્નવતી** નામે એક પુત્રી હતી જયચદ્રને **જયવતી** નામે એક સ્ત્રી હતી તે સ્વભાવે શાત અને કોમળ હૃદયની હતી જયવતીને બાળવયથી માતપિતાનો વિયોગ થયો હતો, તેથી તેણીને જોઈએ તેવી કેળવણી મળી ન હતી જ્યારે તેણીના માતાપિતા તેને બાલકવયની મુકી મૃત્યુ પામ્યા, ત્યારે જયવતી તેના કાકાને ઘેર રહી ઉછરી હતી તેનો કાકો ધર્મી અને પવિત્ર હૃદયનો હતો, તેથી તેણે જયવતીને પોતાની પુત્રીની માફક ગણી ઉછેરી હતી, પણ તેની કાકી અલ્પ મતિવાળી અને ઇર્ષ્યાળુ સ્વભાવની હોવાથી તેણીએ જયવતીને કળવણી લેવા દીધી ન હતી તે આખો દિવસ જયવતીને ઘરના કામકાજમા રોકતી અને તેણીની પાસેથી એક સામાન્ય નોકરના જેવુ કામ લેતી હતી આથી બીચારી જયવતી કાઈ પણ કેળવણી મેળવી શકી નહિ તેણીનો દયાળુ કાકા હમેશા તેને કેળવણી આપવાને પોતાની સ્ત્રીને કહેતો હતો, પણ દુષ્ટ હૃદયની તેની સ્ત્રી ' જયવતી બુદ્ધિ વગરની મૂઢ છે'

એમ કહી તે વાત ઉડાવી દેતી હતી આથી નાકીની દુષ્ટ વૃત્તિ ને લઈને જયવતી કેળવણી વગરની રહી હતી. જ્યારે તેણીનો વિવાહ જયચંદ્રની સાથે કરવમા આવ્યો અને જયચંદ્ર તેને પરણી ને ઘેર લાવ્યો, તે વખતે તેણે પોતાને ઘેર જયવતીને સામાન્ય જ્ઞાન આપ્યુ હતુ

શ્રાવક જયચંદ્ર પોતાના કુટુંબની સાથે ગૃહ-સંસારમા સુખેથી રહેતો હતો, અને ન્યાયવૃત્તિથી વધો કરી તે પોતાનો નિર્વાહ કરતો હતો નીતિ અને પ્રમાણિકતાથી વર્ત્તનારા જયચંદ્રને તેના ધંધામા સારો લાભ મળ્યો હતો તેના ઘરની સ્થિતિ એક સારા ગૃહસ્થના જેવી થઇ પડી હતી

પૂરી ઓકેળવણી નહિ પામેલી જયવતી સ્વભાવે શાંત હતી, પણ કેટલીક રીતે તે વ્હેમીલી હતી પોતાને થયેલ બે પુત્રો અને એક પુત્રી ઉપર તેણીનો વ્હાલ ઘણો હતો તે હાલતા ચાલતા પોતાના સંતાનો ઉપર રોગ અને મરણનો ભય લાવ્યા કરતી હતી પોતાના છોકરાને જરા પેટમા દુખે અથવા નાના ગુમડા થાય તો તે સ્ત્રી ઘણોજ અફસોસ કરતી હતી, અને તેનેમાટે હજારો ઉપાય યોજતી હતી વ્હેમને લઇને તે ઘણીવાર છોકરાને માટે કોઇ દેવની માનતા કરતી, કોઈની બાધા-આખડી રાખતી, કોઈ જોષી કે ભુવાને પુછ્યા કરતી અને કોઇ જાદુ મંત્ર જાણનારા યોગી જતીની પાસે દોડી જતી હતી

કોઇવાર જો તે બાલકો રાત્રે સુતા હોય અને તેમા વખતે ઊંઘમા તેઓ કાઇ બલતા હોય તો જયવતી અતિશય ફીકરમા આવી પડતી અને વારવાર આખી રાત જાગતી હતી ઘણીવાર તે રાત્રે બરાબર નિદ્રા લેતી ન હતી ક્ષણે ક્ષણે પોતાના સુતેલા છોકરાને તથા છોકરીને સંભાળવા ઉઠતી હતી આ પ્રમાણે વ્હેમમા ને વ્હેમમા તે પોતાના દિવસો ગુજારતી હતી જયચંદ્ર શેઠે તેને ઘણુએ સમજાવતો પણ જયવતીના હૃદયમાથી જરા પણ વ્હેમ ઓછો થતો ન હતો

એક વખતે જયચંદ્રનો મોટો દીકરો માધવ તાવના રોગથી

બીમાર થઈ ગયો આથી વ્હેમીલી જયવતી ભારે કલ્પાંત કરવા લાગી તે રાત દિવસ માધવની પાસે બેસી રહેતી અને ખાતી કે પીતી ન હતી દૈવયોગે તાવના વ્યાધિમાંથી માધવને સંનિપાત થઇ આવ્યો સંનિપાતના જોસથી તે જેમ તેમ બોલવા લાગ્યો, અને શય્યામાંથી ઉઠી તે નાસવા લાગ્યો આ દેખાવ જોઇ જયવતી વધારે ભય પામી ઉંચે સ્વરે રૂદન કરવા લાગી તે વખતે તેણીને ધીરજ આપવાને જયચંદ્ર ઘણુ સમજાવતો તથાપિ એ કોમળ હૃદયની જયવતી જરા પણ સમજતી ન હતી

એમ કરતા બીજે દિવસે વ્યાધિ વધી પડયો અને તે માધવે પોતાના પ્રાણ છોડી દીધા આ બનાવ બનવાથી જયચંદ્રને ભારે દુઃખ લાગ્યુ, પણ તે જયવતીની તે વખતે જે સ્થિતિ થઇ તે કહી શકાય તેવી ન હતી માધવે જ્યારે પોતાના પ્રાણ છોડયા, તે વખતે જયવતીને ભારે મૂર્છા આવી ગઇ હતી તેણી ઘણીવારે સાવચેત થઈ તોપણ તેના હૃદય ઉપર માધવના મરણનો જે આઘાત લાગ્યો હતો, તે અસહ્ય હતો તેણીએ આક્રંદ કરી એવી તો પછાડ ખાધી કે, જેથી તેણીનુ મસ્તક ફુટી ગયુ અને તેમાથી ચમક થઈ આવી અને તેજ વખતે તે મૃત્યુને શરણ થઈ ગઇ હતી

પુત્રની પાછળ તેની માતાનુ મરણ થતા જયચંદ્ર અતિ શોકાતુર થઈ ગયો, અને તેના મનને શોકનો ભારે આઘાત લાગી આવ્યો

માધવ અને જયવતીના મરણથી ગોવિંદ અને રત્નવતીની ઉપાધિ જયચંદ્રને માથે આવી પડી હતી સ્ત્રી વગરનો ગૃહ—સંસાર જયચંદ્રને પીડાકારી થઈ પડયો હતો

જેમ જેમ વખત ગયો તેમ તેમ માધવ અને જયવતીનો શોક શિથિલ થતો ગયો અને જયચંદ્રના મનને જરા શાંતિ મળવા લાગી બ્હેનો, કાળ એવી વસ્તુ છે કે, તેના યોગથી માણસો પોતાના સુખદુઃખની સ્થિતિ ભૂલી જાય છે કાળના યોગથી મનુષ્યો પોતાની સ્થિતિના ફેરફારને ઓળખી શકતા નથી એ કાળનો પ્રભાવ દિવ્ય છે કાળની અનંત શક્તિ આગળ બીજી કોઇ શકિત ચાલી ચાલતી નથી જો એ શકિત ન હોત તો આ વિશ્વની સ્થિતિની પ્રવૃ

સ્તિ ૨ઈ શક્ત નહીં, સ્મરણ અને વિસ્મરણનુ કારણ કાળજ છે, એ સર્વભક્ષી પદાર્થની આગળ વિશ્વનો વ્યવહારમાર્ગ યુક્તિથી પ્રવર્તે છે

જયચંદ્ર કાળના પ્રભાવથી પોતાની સ્ત્રી જયવતી અને પોતાના પુત્ર માધવને ભુલી ગયો હતો રત્નવતી પણ યોગ્ય ઉમરની થઇ હતી રત્નવતી ગૃહકાર્યોમા પ્રવીણ બની ગઇ હતી તે પોતાના પિતાને અને પોતાના ભાઇ ગોવિંદને રસોઇ કરી આપતી અને પોતાની માતાનુ સઘળુ કાર્ય કરી ગૃહની વ્યવસ્થા રાખતી હતી

એક વખતે જયચંદ્ર પોતાની પુત્રી રત્નવતીને યોગ્ય વયની જોઇ વિચારમા પડયો હતો તેણીનો વિવાહ કરવાની તેને ભારે ચિંતા થઇ આવી અનુક્રમે તે ચિંતામા કેટલાએક દિવસો પસાર થયા પછી જયચંદ્રે પોતાના કુંદનપુરમા કોઈ સારા ગૃહસ્થને ઘેર રત્નવતીનો સબધ કર્યો અને તેજ માનમા તેણીનો વિવાહ પણ કર્યો હતો રત્નવતી વિવાહિત થયા પછી પોતાના પતિગૃહ તરફ જવાને તૈયાર થઇ તે વખતે તેણીના પિતા જયચંદ્રને ઘણુ દુઃખ લાગ્યુ હતુ પોતાના ઘરની વ્યવસ્થા શી રીતે ચાલશે અને કોણ રસોઈ કરી આપશે? તે વિષે તેને ભારે ચિંતા થઈ પડી હતી, અને રત્નવતીને પણ પોતાના પિતાની અને બંધુની ભારે ફીકર થઇ હતી તથાપિ તેણીને પોતાને સાસરે જવુ પડયુ હતુ સાસરામા રહેતી રત્નવતીને પોતાના પિતા તરફની ચિંતા રહ્યા કરતી હતી

તે પછી કેટલોક સમય વિત્યા પછી જયચંદ્રે પોતાના પુત્ર ગોવિંદને પરણાવ્યો હતો ગોવિંદની સ્ત્રી કોઇ સારા કુળની હોવાથી પોતાના સાસરા અને પતિની સેવા કરવામા તત્પર રહેતી હતી તેણીનુ નામ **સરલા** હતુ સરલાએ પોતાના પિતાને ઘેર રહી સારી કેળવણી પ્રાપ્ત કરી હતી તેણીનામા નામ પ્રમાણે ગુણ હતા સરલાએ સાસરે આવ્યા પછી સાસુ વગરના પોતાના ઘરમા સારૂ ધ્યાન આપ્યુ હતુ તેણીએ પોતાના પતિના ગૃહનો ભાર સારી રીતે ઉપાડી લીધો હતો

કર્મની ગતિ વિચિત્ર છે ક્ષણમા સ્થિતિના મહા ચક્રને ફેરવ-

વાને તે સમર્થ થઇ શકે છે સુખવિલાસમા મગ્ન થયેલા જીવને તે દુ ખના મહાગર્ત્તમા ફેકી દે છે સુખ અને દુ ખના ઉભય સ્વરૂપને જણાવવાને તે અમાપ શક્તિ છે એ અમાપ શક્તિના પ્રભાવથી આત્મા વિવિધ પ્રકારની ચેષ્ટાઓ કરે છે વિવિધ પ્રકારના આચરણ સેવે છે અને વિવિધ પ્રકારની પ્રવૃત્તિમા આવી પડે છે

જયચંદ્રનો પુત્ર ગોવિંદ અચાનક વ્યાધિરૂપ અજગરના ઉદરમા આવી પડ્યો તે સાંજ કાળે ભોજન કર્યા પછી રાત્રે શાંતિમા સૂતો હતો, અર્ધરાત્રે એકદમ છાતીમા શૂળ થઇ આવ્યુ અને તેની પીડાથી તે એકદમ દબાઇ ગયો, અને સૂર્યોદય થવાના પહેલા તો તેના પ્રાણ શરીરનો ત્યાગ કરી ચાલ્યા ગયા આ અકસ્માત્ બનાવ બનવાથી જયચંદ્રની ઉપર ભારે વિપત્તિ આવી પડી પુત્રના મરણથી તેનો અંતરાત્મા અતિશય દુ ખી થઇ ગયો, અને તેથી તે ગાંડો અને બેભાન બની ગયો ગોવિંદની સ્ત્રીને તો દુ ખનો પાર રહ્યો નહિ તે બીચારી યૌવનના આરંભમાજ વિધવાવસ્થામા આવી પડી પોતાના સૌભાગ્યનો ભંગ થવાથી અને પતિનો વિયોગ થવાથી તે મુગ્ધ બાળાએ અતિ આક્રંદથી રુદન કર્યુ હતુ

જયચંદ્ર અને સરલાના ભાઇ ગોકળને શામાવવ ને તેના સંબંધીઓ આવવા લાગ્યા અને તેઓએ હૃદયથી તેમના દુ ખમા ભાગ લીધો હતો

આ ખબર જાણી રત્નવતીને પણ ભારે શોક થઇ પડ્યો હતો પોતાના ભાઇ ગોવિંદના મરણથી એ બાળાએ અતિ કલ્પાંત કર્યુ હતુ, અને તેણીએ આવી પોતાના પિતાના દુ ખમા પૂરે ભાગ લીધો હતો

જયચંદ્રના પૂર્વ કર્મની ગતિ જુદી હતી આટલેથીજ તેના દુષ્ટ કર્મો વિરામ પામ્યા ન હતા હજુ તેને વિશેષ દુ ખી કરવાને પૂર્વ કર્મો તયાર થયેલા છે કર્મના દળીયા જ્યારે ઉખળે છે, ત્યારે તેની સીમા રહેતી નથી જયચંદ્રના પૂર્વના નઠારા કર્મો ઉદિત થયા હતા તેઓ જયચંદ્રને હજુ દુ ખના મહાસાગરમા ડુબાડવાને તૈયાર થયા હતા જયવતી, માધવ અને ગોવિંદ—એટલ

કુટુબ વિનષ્ટ થઇ ગયુ મરલા જેવી સુદર વધૂ વિધવા થઇ ઘર મા બેઠી, તોપણ હજુ તેના નઠારા કર્મોને સતોષ થયો ન હતો ગોવિદના મૃત્યુ પછી દશ દિવસ ગયા પછી રત્નવતીના પતિને અચાનક વિમૂચિકા (કોલેરા)નો રોગ થઇ આવ્યો તે ખબર સાભળી રત્નવતી પોકાર કરતી પોતાને સાસરે દોડી આવી દુખમા ભરપૂર થયેલો જયચદ્ર પણ પોતાના જમાઇને જોવા આવ્યો એ દિવસમા રત્નવતીનો પતિ તણાઇ ગયો અને ત્રીજે દિવસે તે મૃત્યુને શરણ થયો બ્હેનો, આ કર્મના કોપનુ વર્ણન તમારી પાસે મારાથી થઇ શકે તેમ નથી તે વખતે ઉભય કુટુબમા જે કોલાહલ થયો હતો તે અવર્ણનીય હતો એ કર્મના કોપથી જયચદ્રની જે સ્થિતિ થઈ હતી, તે તમારી આગળ કહેવાની મારી હિંમત ચાલતી નથી દુશ્મનને પણ એવુ દુખ પડશો નહિ બીચારો જયચદ્ર દુખના મહાસાગરમા ડુબી ગયો સ્ત્રી અને બે પુત્રોનો નાશ થઇ ગયો અને ઘરમા વધૂ અને પુત્રી વિધવા થઇ બેઠા મનાગી આત્માને આના કરતા વધારે બીજુ કયુ દુખ થવાનુ હોય? પોતાના પતિના મરણથી રત્નવતીના હૃદયમા અતિ આઘાત લગ્યો હતો પોતાના બને ભાઇઓના મરણથી ભાઇ વગરની થયેલી રત્નવતીને દાઝયા ઉપર ડામ પડ્યા જેવુ એ મહા દુખ થયુ હતુ

**આનદા** કહે છે—હે બ્હેનો, દુખથી લાચાર બની ગયેલો જયચદ્ર પોતાના ઘરમા શૂન્ય થઇ પડી રહેતો હતો પતિના મરણથી દુખી થયેલી રત્નવતી સાસરેથી નિરાશ થઇ પોતાના પિતાના ઘરમા આવીને વસી હતી પોતાની ભાભી સરલાની સાથે રહી રત્નવતી પિતાના દુખી ઘરમા પોતાના દિવસો નિર્ગમન કરતી હતી થોડા વખત પહેલા પરિવારથી પૂર્ણ એવુ પોતાનુ ઘર સ્મશાનના જેવુ થઇ ગયેલુ જોઈ જયચદ્ર વારવાર નિશ્વાસ નાખી અફસોસ કરતો હતો ખાનપાન અને દાઇપણ સસારની વસ્તુનો ઉપયોગ કરવામા તે તદન શિથિલ થઇ ગયો હતો

જયચદ્રની પુત્રવધૂ સરલા સારી કેળવણી પામેલી શ્રાવિકા

હતી તેણી હમેશા ધર્મ તથા નીતિના પુસ્તકો વાચતી હતી જ્યારે પોતે વિધવાવસ્થાને પ્રાપ્ત થઇ, ત્યારે તેણીને આ સસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો તેણીના હૃદયમા આ દુખી સસારનું સ્વરૂપ પ્રગટ થઈ આવ્યુ હતુ તે વૈરાગ્યને પુષ્ટ કરવાને સરલા હમેશા તેના વૈરાગ્યના પુસ્તકો વાચતી હતી અને તે માથી સાર ગ્રહણ કરી પોતાના આત્માને સસારની મોહાવસ્થામાથી મુક્ત કરવાનો પ્રયત્ન કરતી હતી

એક વખત સુબોધવતી સરલાએ વિચાર કર્યો કે, "આ મારા પૂજ્ય સસરા જયચદ્ર સસારના મોહને લઈને નિરતર દુખથી શૂન્ય થઈ પડ્યા રહે છે અને મારી બાળનણદ રત્નવતી પણ વિધવાવસ્થાના મહા દુખથી પીડાય છે તેઓ બનેના હૃદય આ અસાર સસારના સ્વરૂપથી તદ્દન અજ્ઞાત છે તો તેમની આગળ વૈરાગ્યરસનો પરમ પ્રભાવ પ્રગટ કરવો તેમને આ અસાર સસારનુ સ્વરૂપ સમજાવી તેમના મોહિત મનને શાત કરવા" આ પ્રમાણે વિચારી સુબોધવતી સરલાએ પોતાની નણદ રત્નવતીને તે વિષેનો બોધ આપવા માડ્યો હતો હમેશા અમુક વખતે એ નણદ અને ભોજાઇ તે વિષેની વાતો કરતા હતા સરલા ઉપદેષ્ટા થતી અને રત્નવતી ઉપદેશ્ય થતી હતી ઘણા દિવસ સુધી એ ક્રમ ચાલ્યા પછી રત્નવતીના હૃદય ઉપર સરલાના સુબોધની અસર સારી થઈ અને તેણીના શોકગ્રસ્ત મનને શાતિ મળી

એક વખતે રત્નવતીએ વિચાર્યું કે, "સરલા ભાભીએ વૈરાગ્યના ઉપદેશથી મારા હૃદયમા જે અસર કરી છે, તેવી અસર જો મારા પિતા જયચદ્રના હૃદયમા થાય તો પિતાના હૃદયને સારી શાતિ પ્રાપ્ત થાય તે સિવાય પિતાને શાતિ મેળવવાનો બીજો ઉપાય નથી" આવુ ચિંતવી રત્નવતીએ પોતાના પિતાની આગળ સરલાના ઉપદેશની વાર્તા કહી સભળાવી પોતાની પુત્રીના આ વચન સાભળી શૂન્ય હૃદયવાળા જયચદ્રે તે વાત માન્ય કરી અને તેણે હમેશા થોડો થોડો વખત સરલાના મુખથી વૈરાગ્યની વાતો સાભળવાનો નિશ્ચય કર્યો

પછી રત્નવતીએ પોતાની ભાભી સરલાને કહ્યું, "ભાભી, તમે ધર્મ તથા નીતિ બન્નેની ઉત્તમ કેળવણી પામ્યા છો તમે વિધવા અવસ્થાને યોગ્ય એવા વૈરાગ્યરસને પુષ્ટિ આપનારા અનેક પુસ્તકો વાંચેલા છે તમારા મુખથી વૈરાગ્યની વાતો સાભળી મારા દુખી મનને ઉત્તમ શાંતિ મળી છે, માટે તમે એ વાર્તા મારા બાપાની આગળ કહો તમારી એ ઉત્તમ વાર્તા સાભળી એ આપણા વડિલ શાંતિ મેળવશે તો તમને પુણ્ય થશે કોઇ પણ દુખી માણસને શાંતિ આપવી, એ ખરેખર પુણ્ય ગણાય છે વળી ભાભી, તમે સમજો છો કે, વડિલોની સેવા કરવી એ આપણુ કર્ત્તવ્ય છે જ્યા સુધી આપણે આપણુ કર્ત્તવ્ય ન બજાવીએ ત્યાસુધી આપણા જીવનનુ સાર્થક થતુ નથી "

પોતાની નણંદ રત્નવતીના આ વચન સાભળી સરલા સ્નેહ લાવીને બોલી—"રત્નવતી બા, તમે કહો છો તે ખરી વાત છે, પણ તમારા પિતા એ મારા પિતા સમાન છે, અને હુ તેમને પુત્રી સમાન છુ, એવા પૂજ્ય વડિલને બોધ આપવો એ વાત મને અનુચિત લાગે છે તેમા વળી આપણે સ્ત્રીજાતિ પુરુષજાતિને બોધ કરવા જઇએ, એ કેવુ અઘટિત કહેવાય! મને તો તેમ કરતા વળી જ શરમ લાગે "

રત્નવતીએ જરા વિચારીને કહ્યુ—"ભાભી, તમે કહો છો એ વાત ખરી છે, પણ આ વખતે તેવુ કાઈ જોવાનુ નથી જો તમે એવા વિચાર કર્યા કરશો તો પછી મારા પિતા વધારે ખરાબ હાલતમા આવી જશે તમે સમજો છો કે, શોકનો આઘાત માણસની જીદગીને નુકશાનકારક થઇ પડે છે ઘણા જનો શોકના આવેશથી રોગના ભોગ થઇ પડયા છે ચિંતા એ ચિતા સમાન છે અને તેથી માણસ પોતાના જીવનને ગુમાવી બેસે છે માટે આ વખતે તેવો કાંઇ વિચાર કરશો નહિ મારા બાપાની માનસિક સ્થિતિ એટલી બધી નબળી થતી જાય છે કે, જો હવે તેનો ઉપાય કરવામા નહિ આવે તો તેનુ પરિણામ ઘણુજ નઠારૂ આવશે આપણ બન્ને નિરાધાર સ્થિતિમા આવી પડીશુ તે વડિલના વિયોગથી આપણી વિધવા

વશ્વા ઘણીજ દુઃખદાયક થઈ પડશે ”

રત્નવતીના આ વચન સાંભળી સરલાના હૃદયમાં તે વાત રૂચિકર થઈ તેણીએ પોતાની નણંદ રત્નવતીને કહ્યું, “હા, તમારૂં કહેવું મને યોગ્ય લાગે છે આજથી આપણા વડિલની આગળ હું વૈરાગ્યની વાર્ત્તા કરીશ મેં આજ સુધીમાં જે વાચ્યું છે અને માતાથી જે સમજાયું છે, તે હું તમારા પિતાની આગળ સારીરીતે કહી સંભળાવીશ, પણ તે વખતે તમે હાજર રહેજો કારણ કે હું જે કાંઈ કહીશ, તે તમને ઉદ્દેશીને કહીશ તમારા પિતા તો માત્ર શ્રોતા થઈને બેસે કારણ કે તેમની સામે પ્રત્યક્ષ ઉપદેશ આપવા જેવું તે મને લજ્જા ઉત્પન્ન કરનાર છે ગમે તેમ તોપણ હું તેમના પુત્રની વહુ કહેવાઉં તે વૃદ્ધ વડિલની પાસે હું એમ બોલું તે અનુચિત ગણાય”

સરલાના આવા વચન સાંભળી રત્નવતીએ કહ્યું, “ભાભી, તમારે એવી શંકા રાખવી નહિં, તે છતાં જો તમારા મનમાં શંકા રહેતી હોય તો પિતાજીને બહાર બેસારીશું અને આપણ બંને નણંદ ભોજાઈ ઓરડામાં બેસીશું તમે મને ઉદ્દેશીને ઉપદેશની વાર્ત્તા કરજો માત્ર પિતાજી બહાર બેઠા બેઠા સાંભળશે ”

રત્નવતીની આ યોજના સરલાને પસંદ પડી પછી રત્નવતીએ એ વાત પોતાના પિતાને જણાવી, જેથી તેનો પિતા જયચંદ્ર પોતાના હૃદયમાં અતિ ખુશી થયો હતો

ધર્મદાસ શેઠ કહે છે–હે શ્રાવિકાઓ, પછી સરલાએ પોતાની નણંદ રત્નવતીને ઉપદેશ આપી પોતાના સસરા જયચંદ્રને જે સંભળાવ્યો હતો, તે આનંદા પોતાની પાસે આવેલી બાલવિધવા પૂર્ણાને કહે છે, તે તમે સાવધાન થઈને સાંભળજો

આનંદા કહે છે, પૂર્ણા બ્હેન, પછી તે સરલાએ પોતાની નણંદ રત્નવતીને ઉદ્દેશીને વૈરાગ્યભાવનાનો ઉપદેશ આપ્યો હતો, અને પોતાના સસરાને સંભળાવ્યો હતો, તે તમે સાવધાન થઈને સાંભળો લલિતા બ્હેન, તું અને આ બીજી યુવાન બ્હેનો પણ આ વિષયને ધ્યાન દઈને સાંભળજો કારણ કે આ સંસાર અનેક દુઃખોથી ભરેલો છે તેથી જો હૃદયમાં વૈરાગ્યવૃત્તિ સતેજ હોય તો સંસારની આધિ,

વ્યાધિ અને ઉપાધિની ઉત્પન્ન થયેલા દુઃખો મનુષ્યને દુ ખ આપી શ તા નથી

બ્હેન પૂર્ણા, આ સમાર દાવાનળની જેમ અનેક દુ ખોની પરંપરાનુ કારણ છે જેમ મોટા મહેલને ટેકા રૂપે સ્તંભ હોય છે, તેમ આ સસારરૂપી મહેલને ટેકા રૂપ ક્રોધ, માન, માયા અને લોભ–એ ચાર કષાય રૂપી સ્તભ છે જ્યાસુધી એ કષાય રૂપી સ્તભનો ટેકો છે, ત્યાસુધી એ સસાર રૂપી મહેલ મજબૂત રહે છે એ કષાય ક્ષીણ થય ત્યારે એ સસાર એની મેળે જ ક્ષીણ થઇ જાય છે જ્યાસુધી આપણામા એ કષાય રહેલા છે, ત્યાસુધી આપણે સસારથી દૂર થઇ શકતા નથી હવે એ કષાયોને કેવીરીતે ક્ષીણ કરવા, એ ઉપાય દરેક મનુષ્યે જાણવો જોઇએ તે કષાયને જીતવાનો ઉપાય ઇન્દ્રિયોનો જય છે જ્યારે આપણી ઇન્દ્રિયો આપણા તાબામા રહે ત્યારે એ કષાયોનુ બળ તદ્દન હીન થઇ જાય છે ઇન્દ્રિયોના જય કર્યા વગર તે કષાયને જીતવાને કોઇ પણ સમર્થ થતુ નથી આપણા અનુભવી મહાત્માઓએ તે ઇન્દ્રિયોને અશ્વની ઉપમા આપેલી છે ઉન્મત્ત અશ્વ ઉપર આરૂઢ થયેલા માણસને જેમ તે અશ્વ ઉન્માર્ગે લઇ જાય છે અથવા કોઇ ખાડ મા પાડી નાખે છે, તેમ ઉન્મત્ત થયેલી ઇન્દ્રિયો પ્રાણીને ખેંચીને નરકરૂપ ઘોર જગલમા ઘસડી જાય છે જે પ્રાણી ઇન્દ્રિયો જીતતો નથી તો તે નહીં જીતાએલી ઇન્દ્રિયો તેને ઘાત પાન, બધ અને વધને માટે થાય છે ઘણા આત્માઓ ઇન્દ્રિયોને નહિ વશ કરવાથી વિટબણાને પામ્યા છે યદિ કોઇ પુરૂષ શાસ્ત્રને જાણનારો હોય તથાપિ જો તે ઇન્દ્રિયોને વશ થાય તો તે બાલકના જેવી હલકી ચેષ્ટા કરે છે ઇન્દ્રિયોએ જીતી લીધેલ દેવ, દાનવ, મનુષ્ય અને તપસ્વીઓ પણ નિંદિત કર્મ કરે છે તે કેવી ખેદની વાત છે।

આપણુ બૈરાઓમા પણ કેટલીએક અજ્ઞાન સ્ત્રીઓ ઇન્દ્રિયોને તાબે થઇ નઠારા કર્મ કરે છે ઇન્દ્રિયોને વશ થયેલા પ્રાણીઓ ન ખાવાના ખાય છે, ન પીવાના પીવે છે અને અગમ્યની ગાઢે ગમન કરે છે નિર્દય ઇન્દ્રિયોથી હણાઈ ગયેલી સ્ત્રીઓ કુળશીલથી રહિત

થઇ વેશ્યાઓના જેવા નીચ કામ કરે છે મોહાધ થયેલી મહિલા ઓની પરદ્રવ્ય અને પરપુરૂષમા જે પ્રવૃત્તિ થાય છે, તે ઇદ્રિયો નોજ વિલાસ છે સ્પર્શ ઇદ્રિયના મોહને વશ થયેલો ગજેદ્ર હા થિણીના સ્પર્શથી ઉપજતા સુખનો સ્વાદ કરવાની ઇચ્છાથી પો તાની સુંઢને પ્રસારતો તત્કાળ બધનના ક્લેશમા આવી પડે છે અ ગાધ જળમા વિચરનાર મત્સ્ય રસના ઇદ્રિયના લોભથી ઢીમરના હાથમા ન ઝાય છે ઘ્રાણ ઇદ્રિયને તૃપ્તિ આપવાની ઇચ્છા રાખ તો ભમરો કમળમા પૂરાઇને મરી જાય છે ચક્ષુ ઇદ્રિયને વશ થ યેલો પતગ દીવામા પડીને મરણને શરણ થાય છે શ્રવણઇદ્રિયના સુખમા આસક્ત થયેલો હરિણ શીકારીના ધનુ યનો ભોગ થઇ પડે છે આ રીતે ઇદ્રિયોના એક એક વિષય સેવવાથી મરણ થાય છે તો પાચે ઇદ્રિયોના વિષયોને સેવનારાની શું ન થાય? બ્હેન પૂર્ણા, આવી નઠારા પરિણામને આપનારી ઇદ્રિયોને કદિપણ વશ થવુ ન જોઇએ આપણી સ્ત્રીજાતિ કે જેનો ઘણો ભાગ અલ્પ મતિ અને અજ્ઞાન હોય છે, તેમા તો આ વિષે બહુ મનન કરવાનુ છે તેમા વળી પુરૂષના કરતા આપણે વધારે સાવચેતી રાખવાની છે પુરુષો આપણા કરતા વિશેષ બળવાળા, દીર્ઘ વિચારી અને સ્વત ત્રતાને ધારણ કરનારા છે, અને આપણ સ્ત્રીઓ નિર્બલ અવિચારી અને પરતત્રતાને ધારણ કરનારી છીએ, માટે આપણે આપણા સ સારના સર્વ દુ ખમાથી મુક્ત થવાને ઇદ્રિયોનો જય કરવો કોમળ પદાર્થોને જોઇ તેને સ્પર્શ કરવાની ઇચ્છા કરવી નહિ સારાસારા મીઠાઇના પદાર્થો જોઇ જિહ્વાને દોરવી નહિ ઉત્તમ પ્રકારની સુ ગધી વસ્તુઓની તરફ ઘ્રાણ ઇદ્રિયને આકર્ષવી નહિ દષ્ટિને લો ભાવે તેવા સુદર પદાર્થો જોવાને ચક્ષુ ઇદ્રિયને લલચાવવી નહિ, અને મનોહર સગીત સાભળવામા કર્ણ ઇદ્રિયને આસક્ત કરવી નહિ, તેમા ખાસ કરીને જે પદાર્થો આપણી ઇદ્રિયોને આકર્ષી ઉ ન્માર્ગે લઇ જનારા હોય, તેનાથી તો સર્વથા દૂર રહેવુ

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આન દા આ પ્રમાણે બાળવિધવા પૂર્ણાને ઉદ્દેશીનેઉપદેશ વાર્ત્તા કરતી હતી, તે સાભ

થી પ્રેમદાના હૃદયમા એક શકા ઉત્પન્ન થઈ, એટલે પ્રેમદાએ અજલિ જોડી આનદાને કહ્યુ—

**પ્રેમદા**—આનદા બ્હેન, જો આજ્ઞા હોય તો વચ્ચે એક પ્રશ્ન કરૂ

**આનદા**—પ્રેમદા બ્હેન, ખુશીથી જે પુછવુ હોય તે પુછો

**પ્રેમદા**—ધર્મમાતા, તમે કહ્યુ કે, ઇદ્રિયોને વશ રાખવી, પણ એ કામ આપણુ સનારીથી શીરીતે બની શકે? કારણ કે સસારની અદર સ્પર્શ કરવાના, ખાવા પીવાના, સુઘવાના, જોવાના અને સાભળવાના અનેક પ્રસગ આવે છે, તો તેવા પ્રસગોમા આપણુ સસારીથી શી રીતે રહી શકાય? પ્રેમદાનો આ પ્રશ્ન સાભળી આનદાએ કહ્યુ, પ્રેમદા બ્હેન, તમે કહ્યુ તે બરાબર છે પણ સસારી જીવોએ ઇદ્રિયોના વિષયો સેવવા પણ તેમા આસક્તિ રાખવી નહિ આસક્તિ રાખ્યા વગર ઇદ્રિયોના વિષયો સેવવાથી વિશેષ હાનિ થતી નથી જો કદિ આપણને ઇદ્રિયોના અમુક વિષય ઉપર પ્રીતિ હોય તો આપણે અનાસક્તિપણે ઉત્તમ પ્રકારે તે વિષયને સેવવો, પણ તેને સેવતા હૃદયમા વિચાર કરવો કે, આ વિષય આપણને ઉન્માર્ગે લઈ ન જાય ઉત્તમ જીવોએ તો પોતાની ઇદ્રિયોના વિષયોને સત્કર્મની અદર નિયુક્ત કરવા જો સ્પર્શ ઇદ્રિય ઉપર પ્રીતિ હોય તો પ્રભુની પૂજાના કોમળ પદાર્થોનો સ્પર્શ કરી આત્માને આનદ આપવો રસના ઇદ્રિયની પ્રીતિ હોય તો પોતાના ઘરમા જે કાઇ નિર્દોષ ખાનપાન મળતા હોય, તે વડે સતોષ માનવો સુગધ ઉપર પ્રેમ હોય તો સુગધી પદાર્થોથી પ્રભુપૂજા કરી આનદ મેળવવો મનોહર વસ્તુઓ જોવાનો શોખ હોય તો પ્રભુની પ્રતિમાની આગીના દર્શન કરી નેત્ર ઇદ્રિયને તૃપ્ત કરવી અને શ્રવણ કરવાનો શોખ હોય તો પ્રભુના મદિરમા જઇ સગીત પૂજાથી આત્માને આનદ પમાડવો

બ્હેન પ્રેમદા, આ પ્રમાણે પચેદ્રિયોના વિષયોને તૃપ્તિ કરવાના ઉત્તમ સાધનો સસારી જીવોને મળી શકે તેમ છે તેથી એવા ઉત્તમ પ્રકારે ઇદ્રિયોને તૃપ્ત કરવી પણ તેમને ઉન્માર્ગે જવા

ની ક્રિયા કરતા પણ માધવી પોતાના ગૃહકાર્યની વિચારણા કરતી હતી માધવીની સર્વ ક્રિયા મનની શુદ્ધિ વગર થાવતી અને તેથી તે ક્રિયાનુ ઉત્તમ ફળ તેને પ્રાપ્ત થતુ ન હતુ

એક વખતે કોઈ મહાત્મા જૈનમુનિ શ્રીપુરમા આવી ચડ્યા તે ચારિત્રધારી પવિત્ર મુનિના આગમનની વાત સાભળી ગુણરૂપ અને માધવી બને દપતી તેમને વદના કરવાને આવ્યા તેમણે મુનિવરને વિધિથી વદન કરી એટલે મુનિએ તેમને ધર્મલાભ આશીષ આપી પછી તે મહાનુભાવે તેમને ઉત્તમ પ્રકારની ધર્મ દેશના સભળાવી ધર્મદેશના સાભળી ગુણરૂપ અને માધવી બને અત્યત ખુશી થઈ ગયા પછી ગુણરૂપે અજલિ જોડી તે મુનિને પ્રશ્ન કર્યો—"મહારાજ, અમારે કાઈ સતતિ નથી, તેથી અમારે બન્નેને દીક્ષા લેવાની છે, માટે આપ કૃપા કરીને દીક્ષા આપો" જ્ઞાની મુનિએ વિચારીને કહ્યુ, "ભદ્ર તુ એકલોજ દીક્ષાનો અધિકારી છે આ તારી સ્ત્રી દીક્ષાની અધિકારિણી નથી, માટે હુ તને એકલાને દીક્ષા આપીશ" મહા મુનિના આ વચન સાભળી ગુણરૂપ આશ્ચર્ય પામીને બોલ્યો—"મહાનુભાવ, આ મારી સ્ત્રી માધવી પણ મારા જેટલુજ જ્ઞાન ધરાવે છે અમો બને સાથે રહીને ગૃહસ્થ ધર્મની ક્રિયા કરીએ છીએ વળી જૈન શાસ્ત્રમા મારો જેટલો અભ્યાસ છે, તેટલોજ અભ્યાસ આ શ્રાવિકાનો છે તે છતા આપ શા હેતુથી કહો છો કે, આ માધવી દીક્ષાની અધિકારિણી નથી મુનિએ શાતતાથી ઉત્તર આપ્યો 'ભદ્ર, તુ અને તારી સ્ત્રી બને અભ્યાસમા, સદાચારમા અને ધર્મની ક્રિયા આચરવામા સમાન છો, પણ તારામા જેવી મનની શુદ્ધિ છે, તેવી આ માધવીમા નથી માધવી સર્વ ક્રિયા અસ્થિર મનથી કરે છે તેણી પોતાના મનની ચપળતા દૂર કરી શકતી નથી, માટે આ શ્રાવિકા દીક્ષા લેવાને લાયક નથી તેણીનો ગૃહસ્થ ધર્મ પણ મનની શુદ્ધિ વગરનો અશુદ્ધ છે તે વિષે તારે ખાત્રી કરવી હોય તો પુછી જો

મહા મુનિના આ વચન સાભળી ગુણરૂપ સાર્થવાહે માધવી ની સામે જોયુ, એટલે માધવી નમ્રતાથી બોલી—" મહારાજ, આ

અનકાર)
પે જે કહ્યુ, તે યથાર્થ છે મારા મનની શુદ્ધિ થતી નથી હુ ગમે તે આસારિક અથવા ધાર્મિક કાર્ય કરૂ તો પણ મારા મનની ચચળતા દૂર થઈ શકતી નથી હુ ગુરૂને વદના કરતી હોઉં, કે ચૈત્યમા જિનપૂજા કરતી હોઉ, તે વખતે મારૂ મન ઘરના રસોડામા રમતુ હોય છે તેમ વળી ઘરનુ કામ કાજ કરતા મારૂ મન ચૈત્ય કે ઉપાશ્રયમા ગયેલુ હોય છે એથી કોઈ કોઈ વાર મારાથી વિપરીત પ્રવર્ત્તન થઈ જાય છે ઘણીવાર સામાયિક કરતી વખતે પ્રતિક્રમણના પાઠો બોલી જાઉ છુ અને પ્રતિક્રમણ કરતી વખતે સામાયિકના પાઠો ઉચ્ચારૂછુ ગુરૂને વદના કરતા દેવ વદનાના સ્તવનો સ્તવુછુ અને પ્રભુને વદના કરતા ગુરૂ વદનની ગાથાઓ ગાઉ છુ કોઈ કોઈ, વાર તો ચૈત્યને ઉપાશ્રય ધારી હુ તેમા દાખલ થાઉ છુ અને પ્રભુની પ્રતિમા જ્યારે જોવામા આવે, ત્યારે સમજીને પાછી વળુ છુ

મહારાજ, મારા મનની સ્થિતિ આવી છે આપે કહેલી વાત બરાબર છે એ દોષને લઈને જો આપ મને દીક્ષાની અધિકારી ન ગણો તો પછી મારાથી કાંઈ કહી શકાય તેમ નથી હવે આપને એ રહીજ વિનતિ કરવાની છે કે, મારા મનની એ ચચળતા કેવી રીતે દૂર થાય ? એ ઉપાય બતાવો જે ઉપાય આચરી હુ મારા જીવનનો ઉદય મેળવી શકુ

માધવીની આ વિનતિ સાભળી તે મહામુનિ બોલ્યા– " બાઈ, પૂર્વના કોઈ કર્મના ઉદયથી તારી એ સ્થિતિ થઈ છે મનની શુદ્ધિ મેળવવાને માટે તુ જૈન યોગવિદ્યાનો અભ્યાસ કર તેથી તારી મનોવૃત્તિ સ્થિર થઈ જશે. જ્યાસુધી તારા મનની ચચળતા દૂર ન થાય, ત્યા સુધી તુ સસારમા રહી તારાથી જે કાઈ સુકૃત થાય તે કર્યા કરજે " આ પ્રમાણે મુનિના વચન સાભળી તે માધવીના મનને શાતિ મળી હતી પછી તેના પતિ ગુણરૂપ માર્વવાહે પોતાની સ્ત્રીની પ્રસન્નતા મેળવી રજા લઈ તે મહામુનિની પાસે દીક્ષા લીધી હતી ગુણ રૂપ ગુણવિજયના નામને ધારણ કરી એક મહામુનિ થયા હતા અને તે મનની શુદ્ધિથી ચરિત્ર પાળી અનુક્રમે

ની ક્રિયા કરતા પણ માધવી પોતાના ગૃહકાર્યની વિચારણા કરતી હતી માધવીની સર્વ ક્રિયા મનની શુદ્ધિ વગર ચાલતી અને તેથી તે ક્રિયાનુ ઉત્તમ ફળ તેને પ્રાપ્ત થતુ ન હતુ

એક વખતે કોઈ મહાત્મા જૈનમુનિ શ્રીપુરમા આવી ચડ્યા તે ચારિત્રધારી પવિત્ર મુનિના આગમનની વાત સાભળી ગુણરૂપ અને માધવી બન્ને દપતી તેમને વદના કરવાને આવ્યા તેમણે મુનિવરને વિધિથી વદન કરી એટલે મુનિએ તેમને ધર્મલાભ આશીષ આપી પછી તે મહાનુભાવે તેમને ઉત્તમ પ્રકારની ધર્મ દેશના સભળાવી ધર્મદેશના સાભળી ગુણરૂપ અને માધવી બન્ને અત્યન્ત ખુશી થઇ ગયા પછી ગુણરૂપે અજલિ જોડી તે મુનિને પ્રશ્ન કર્યો—"મહારાજ, અમારે કાઈ સતતિ નથી, તેથી અમારે બન્નેને દીક્ષા લેવાની છે, માટે આપ કૃપા કરીને દીક્ષા આપો" જ્ઞાની મુનિએ વિચારીને કહ્યુ, "ભદ્ર, તુ એકલોજ દીક્ષાનો અધિકારી છે આ તારી સ્ત્રી દીક્ષાની અધિકારિણી નથી, માટે હુ તને એકલાને દીક્ષા આપીશ" મહા મુનિના આ વચન સાભળી ગુણરૂપ આશ્ચર્ય પામીને બોલ્યો—"મહાનુભાવ, આ મારી સ્ત્રી માધવી પણ મારા જેટલુજ જ્ઞાન ધરાવે છે અમો બન્ને સાથે રહીને ગૃહસ્થ ધર્મની ક્રિયા કરીએ છીએ વળી જૈન શાસ્ત્રમા મારો જેટલો અભ્યાસ છે, તેટલોજ અભ્યાસ આ શ્રાવિકાનો છે તે છતા આપ શા હેતુથી કહો છો કે, આ માધવી દીક્ષાની અધિકારિણી નથી મુનિએ શાતતાથી ઉત્તર આપ્યો 'ભદ્ર, તુ અને તારી સ્ત્રી બન્ને અભ્યાસમા, સદાચારમા અને ધર્મની ક્રિયા આચરવામા સમાન છો, પણ તારામા જેવી મનની શુદ્ધિ છે, તેવી આ માધવીમા નથી માધવી સર્વ ક્રિયા અસ્થિર મનથી કરે છે તેણી પોતાના મનની ચચળતા દૂર કરી શકતી નથી, માટે આ શ્રાવિકા દીક્ષા દેવા લાયક નથી તેણીનો ગૃહસ્થ ધર્મ પણ મનની શુદ્ધિ વગર અશુદ્ધ છે તે વિષે ખાત્રી કરવી હોય તો પુછી જો

મહા મુનિના આ વચન સાભળી ગુણરૂપ સાર્થવાહે માધવી ની સામે જોયુ, એટલે માધવી નમ્રતાથી બોલી—" મહારાજ,

મણે મે ઘણો વિચાર કર્યો પછી તેજ વખતે મે તે મુનિને પુછયુ કે, મહારાજ, આપે જે ધર્મનો લાભ આપ્યો તે કોને આપ્યો ? તે કૃપા કરી સમજાવો મુનિએ કહ્યુ, " બાઈ, મે તમારા આત્માને ધર્મનો લાભ આપ્યો છે, પણ તે લાભ લેવો—એ તમારા હાથમા છે શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મને મેળવવા—એ તમારા પોતાના કર્તવ્યની વાત છે જ્યારે તમે એ દેવ, ગુરૂ અને ધર્મ એ તત્વને શુધ્ધ રીતે ધારણ કરશો એટલે તમે સમકિતવાળા કહેવાશો પણ એ સમકિતરૂપી રત્નને હરનારા ચાર શત્રુઓ હમેશા સજ્જ થઈને ઉભા છે, તેનાથી તમે ચેતતા રહેજો " આટલુ કહી તે મહામુનિ ભિક્ષા લઈને ચાલ્યા ગયા અને પાછળથી મે તે વિષે ઘણો વિચાર કર્યો, પણ કોઈ શત્રુ મારા જાણવામા આવ્યો નહિ ધર્મમાતા, તે વાત મને યાદ આવે છે, માટે કૃપા કરી આ આત્માના સ્વરૂપ સાથે તે ચાર શત્રુઓ કયા તે મને સમજાવો

પૂર્ણાનો આ પ્રશ્ન સાભળી આનદા બોલી—બ્હેન પૂર્ણા, આત્માના સ્વરૂપને માટે જેટલુ વિવેચન કરીએ, તેટલુ થોડુ છે. તથાપિ તે વિષે તમને સક્ષેપમા જણાવુ, તે સાવધાન થઈને સાભળજો આપણા શરીરમા જે ચેતનરૂપ જીવ છે, તે આત્મા કહેવાય છે દરેક પ્રાણીમા તે આત્મા જુદે જુદે રૂપે રહે છે તે જીવ સ્થાવર અને જગમ—એવા બે પ્રકારે છે જે હાલતા ચાલતા નથી તે સ્થાવર અને જે હાલે ચાલે તે જગમ કહેવાય છે સ્થાવર રૂપે રહેલા જીવ અકામ નિર્જરારૂપ પુણ્યથી ત્રસપણુ પ્રાપ્ત કરે છે અને પછી અનુક્રમે તે તિર્યંચ પચેદ્રિયપણાને પામે છે તેમા જ્યારે કર્મ હલકા થાય ત્યારે મનુષ્ય જન્મ પ્રાપ્ત થાય છે તેમા પણ આર્યદેશ, ઉત્તમ કુળ અને સર્વ ઇદ્રિયોની આબાદી તથા દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે તે કરતા પણ વિશેષ પુણ્ય હોય તો ઉત્તમ ધર્મને બોધ આપનાર ગુરૂની જોગવાઈ અને શાસ્ત્ર ઉપર શ્રદ્ધા પ્રાપ્ત થાય છે કદિ તે બધાનો યોગ થાય પણ તત્વ નિશ્ચયરૂપ બોધિ રત્ન પ્રાપ્ત થવુ ઘણુ દુર્લભ છે બોધિરત્નનુ બીજુ નામ સમકિત છે કદિ રાજાપણુ, ચક્રવર્તીપણુ કે ઇદ્રપણુ મેળવી શકાય છે, પણ

ન, તમારો વિચાર જાણી હુ ઘણીજ પ્રસન્ન થઇછુ હુ, આ લલિતા અને બીજી આ બધી બ્હેનો તે પરિષદ્મા દાખલ થઇશુ અને તેની વ્યવસ્થા કરવાને અમે તન, મન ધનથી પ્રયત્ન કરીશુ જ્યારે તમારા જેવી શ્રાવિકા આત્મભોગ આપી આ મહાન કાર્ય કરવાને તૈયાર થયેલ છે તો પછી બીજી કઇ ઉત્તમ શ્રાવિકા તે પવિત્ર કાર્યમા અનુમોદન નહીં આપે?

**ધર્મદાસ શેઠ** કહે છે–હે શ્રાવિકાઓ આ પ્રમાણે કહી આનન્દાએ પૂર્ણાના હૃદયને અતિ ઉત્સાહિત કર્યુ હતુ પછી આદીશ્વર ભગવાનની જય બોલાવી આનન્દાનો શ્રાવિકા સમાજ વિસર્જન થયો હતો હવે આપણો પણ નિયમનો સમય પૂર્ણ થયો છે, માટે આજની ઉપદેશ કથા સમાપ્ત કરવામા આવે છે આ વખતે ગગાએ ઉભા થઇને જણાવ્યુ કે, સ્વામિનાથ, જો તમારી આજ્ઞા હોય તો હુ અને મણિબ્હેન મહિલાપરિષદ્થી શા ફાયદા થાય છે તેને માટે એક મધુર ગીત ગાઇ સભળાવીએ

ધર્મદાસ શેઠ આનન્દિત થઇને બોલ્યા—શ્રાવિકા, મારી પણ એજ ઇચ્છા છે આ વખતે સમયને અનુસરતુ એ ગીત ગાવાની પૂર્ણ આવશ્યકતા છે તમે ખુશીથી ગાઇ સભળાવો

પતિની આવી આજ્ઞા થતા ગગાએ મણિને સૂચના કરી એટલે મણિ બેઠી થઇ ગગાની પાસે ઉભી રહી અને શ્રાવિકાઓએ નીચે પ્રમાણે તે ગીત ગાવા માડ્યુ—

### મહિલા પરિષદથી થતા ફાયદા વિષે

ગીત.

શ્રી સમાજ ધર્મ બ્હેનો, સર્વ મળી સ્થાપો,
ભાષણો કરી [1]સુબોધ, ધર્મ જ્ઞાન આપો (ટેક)
શ્રી સમાજથી અનેક લાભ લભ્ય થાશે,
[2]અનતા [3]કુરીત સર્વ કોમમાથી જાશે શ્રી १
સતતિ સુધારણા સમાજથી પ્રકાશે,
દુષ્ટ દુરાચાર સર્વ મૂળથી વિનાશે શ્રી २

१ સારો બોધ આપે તેવા २ અજ્ઞાનપણુ ३ નઠારી રીત

૧ભામિની મુખેથી બાલવો ભલા કામનો, — શ્રી :
મગાવીને ઘટો સ્વધર્મના ખરા કરાવો
દેશ કાળને ²વિલોકી ³ઉદયમાર્ગ ચાપો, — શ્રી ૩
જ્ઞાનને કળા વધારી દૂર કરો ⁴બાધો
શ્રી સમાજ ⁵કલ્પવૃક્ષ ઈષ્ટ કામ આપે, — શ્રી ૪
એકતા વધારી સર્વમાં કુમ ૫ કાપે
શુદ્ધ દેવ શુદ્ધ ગુરૂ શુદ્ધ ધર્મ પામો, — શ્રી ૬
ધર્મનો ઊમંગ ધરી કીર્તિ માહિ જામો
સ્નેહથી સતી ચરિત્ર ⁶રંગ ધરી વાંચો, — શ્રી ૭
શ્રાવિકાસમાજને ⁷વિવેકી નિત્ય ⁸ગાજો
શ્રાવિકાસમાજના સુગીત ગાઈ ગાજો,
વિજય રંગ અંગ ધરી વિશ્વમાં વિરાજો — શ્રી ૮
સમાજ ⁹ સાગરેથી રત્નરૂપ બોધ લેજો,
આનંદ ¹⁰ઉર્મિઓની સાથ જ્ઞાન દાન દેજો — શ્રી ૯
વિજય રંગ નિત્ય થાય સુંદરી સમાજે,
વિજય સતી ધર્મ તણો જગતમાં વિરાજે — શ્રી ૧૦
સ્ત્રી સમાજને હંમેશ પ્રેમથી વધાવો,
સુંદરીસમાજ તણા વિજય ગીત ગાવો — શ્રી ૧૧

ઉપજાતિ

જે ¹² અંતરે સુંદર બોધ આપે,
સદ્ધર્મનીતિ સુવિચાર થાપે
ઊદ્યોત જેથી જગતમાં વિરાજે,
તે લાભ થાઓ મહિના સમાજે ॥ ૧ ॥

આ પ્રમાણે ગંગા અને મણિએ ગીત ગાઈ સંભળાવ્યું, એટલે બધી શ્રાવિકાઓ ઘણી ખુશી થઈ ગઈ પછી આદીશ્વર ભગવાનની જય બોલાવી સર્વ શ્રાવિકાસમાજ વિસર્જન થઈ ગયો.

---

૧ સ્ત્રીઓના મુખથી ૨ જોઈ ૩ ઉન્નતિનો માર્ગ ૪ નાશ ૫ સ્ત્રીસમાજ રૂપ કલ્પવૃક્ષ મનવાંછિત આપે છે ૬ આનંદ ૭ જોઈ ૮ ગાજી થાઓ ૯ ગાજો ૧૦ સમાજરૂપી સમુદ્રમાંથી ૧૧ તરંગોથી ૧૨ હૃદયમાં



# દિવસ ૨૫ મો.



લક્ષ્મીચંદ શેઠની સ્ત્રી તારા નીચે પ્રમાણે પ્રભુની પ્રાર્થના કરે છે

## પ્રભુ પ્રાર્થના.

"નાથ કૈસે ગજકો બંધ છોડાયો"—એ રાહ.

નિરંજન નાથ ચરણમા નમિએ,
જિન શાંતિ ચરણમા રમિએ (એ ટેક)
દેવ [1]દયાધર નિર્મળ સ્વામી,
જિનવર જયધર દેવા,
કરૂણાસાગર આપ કૃપાથી,
[2]ત્રિકરણથી કરૂ સેવા નિરંજન ૧
મોહ [3]મહાસાગરથી તારો,
[4]ત્રિવિધ તાપ સહાગે,
[5]નિશદિન ધ્યાન ધરૂ તુજ પદનુ,
એ મતિ હૃદય પ્રજાગે નિરંજન ૨

---

૧ દયાને ધારણ કરનાર ૨ મન વચન અને કાયાથી ૩ મોહરૂપી મોટા સમુદ્ર ૪ આમ સંબંધી પરંભૂત સંબંધી અને કર્મ સંબંધી— એ ત્રણ પ્રકારના તાપ કહેવાય છે ૫ હંમેશા

નિર્મળ પણ નિજ ભક્ત ગણીને,
મન મંદિર દીપાવો,
નાથ કૃપા કરી સદા પધારી,
દાસને નિત્ય નભાવો નિરંજન ૩
નિર્મળ પ્રભુને નિત્ય નમીને,
વહુ પૂરવુ પ્રેમે,
રંક શિશુનો હાથ ગ્રહીને,
ચરણે લેશો રહેમે નિરંજન ૪
દેવ તણા અધિદેવ અમારા,
દૂર કરો [1] કુરીવાજો,
સન્મતિ પ્રેરી 'સદ્ધપતિમાં',
સિદ્ધ કરો અમ [3] કાજો નિરંજન ૫

તારા પ્રભુ પ્રાર્થના કરતી હતી, તેવામા લક્ષ્મીચંદ શેઠ બહારથી આવે છે

**લક્ષ્મીચંદ**—કેમ શેઠાણી, આજે પ્રભુભક્તિમાં આટલા બધા લીન થઇ ગયા છો ?

**તારા**—સ્વામિનાથ, હું મારા હૃદયમા સારી સારી ભાવના ભાવતી હતી તેવામા એક ભાવના ઉપર હૃદયની પ્રીતિ થઇ આવી એટલે મારા મનમા આવ્યુ કે, જો પ્રભુની કૃપા થાય તો મારી આ ભાવના સફળ થાય આવુ ધારી હુ પ્રભુની પ્રાર્થના કરતી હતી

**લક્ષ્મીચંદ**—શેઠાણી, કઈ ભાવના ઉપર તમારા હૃદયની પ્રીતિ થઈ તે કહો

**તારા**—સ્વામિનાથ, જ્યારથી હુ શ્રાવિકાશાળામા ધર્મપિતા ધર્મદાસ શેઠના મુખની વાણી સાભળુ છુ, ત્યારથી મારા હૃદયમા અનેક જાતની ભાવના થયા કરે છે, પણ આજે તો એક નવી ભાવના ઉત્પન્ન થઈ છે, અને તે ભાવના સિદ્ધ કરવાની પણ મનમા ઘ

1 નાતના હાનિકારક રીવાજો 2 સંઘના આગેવાનમા 3 અમારાં

ણી ઇચ્છા પ્રગટ થઈ છે, પણ મારા પુણ્ય એવા ક્યાથી હોય, કે તે મારી ભાવના સિદ્ધ થાય

**લક્ષ્મીચદ**—પ્રિયા, કહો તો ખરા, એ તમારી શી ભાવના છે? તે જાણવાને હુ અતિ ઉત્કઠિત છુ

**તારા**—સ્વામિનાથ, જો આપને તે જાણવાની ઇચ્છા હોય તો હુ તમને તે કહુ —

ગઈ કાલે અમારા ધર્મપિતા ધર્મદાસ શેઠે આનદાની ઉપદેશ વાર્તાના પ્રસગે પૂર્ણા નામની એક બાળવિધવાની વાર્તા કહી હતી તેની અદર આનદાએ પૂર્ણાને પ્રતિબોધ આપ્યો હતો અને પૂર્ણાએ જૈન મહિલાપરિષદ્ સ્થાપવાની પોતાની ઇચ્છા દર્શાવી —એ સુબોધક પ્રસગનુ મને આ વખતે સ્મરણ થઈ આવ્યુ, તેનુ સ્મરણ થતા મારા મનમા એવો વિચાર ઉત્પન્ન થયો કે, આપણા રૂપનગરમા એક જૈન મહિલાપરિષદ્ સ્થાપન કરવી અને તેની અદર સ્ત્રીકેળવણીની વૃદ્ધિ થાય, અને કેટલાએક હાનિકારક રીવાજો કે જે સ્ત્રીવર્ગમા પેશી ગયા છે, તે સર્વ રીતે દૂર થઈ જાય, તેવા ઉપાયો યોજી શ્રાવિકાસમાજની ઉત્તમ પ્રકારની ઉન્નતિ કરવી આ વિચાર કરતા કરતા મારા મનમા તે વિષેની ભાવના પ્રગટ થઈ આવી—રૂપનગરની શ્રાવિકાઓ સ્ત્રી કેળવણી પ્રાપ્ત કરે અને સર્વ સઘની અદર સર્વ પ્રકારની સુધારણા થાય—એ મારા જોવામા ક્યારે આવશે હુ તન, મન અને ધનથી એ કાર્યની અનુમોદના ક્યારે કરીશ મારી સાધર્મિ માતાઓ અને સાધર્મિ બ્હેનોની સેવા કરવાને હુ ભાગ્યશાળી ક્યારે થઈશ રૂપનગરની જૈનપ્રજા આર્ય નીતિ, રીતિ અને સદાચાર સપાદન કરી સર્વ રીતે સુખી થાય —એ મારી ધારણા શાસનપતિ સફળ કરો અને મને એ પરમ પુણ્યની ભાગીદાર બનાવો ”

હે સ્વામિનાથ, આ પ્રમાણે હુ ઉત્તમ ભાવના ભાવતી હતી, અને તે ભાવના સિદ્ધ કરવા માટે શ્રીવીતરાગ પ્રભુની પ્રાર્થના કરતી હતી

પોતાની સ્ત્રી તારાના આ વચન સાભળી લક્ષ્મીચદ શેઠ હૃદયમા ખુશી થઇ ગયો તેણે પોતાની સ્ત્રીને અભિનદન આપ્યુ અને કહ્યુ કે, "હે સાધ્વી, તારી આ ભાવના જાણી મારા મનને અતિ સતોષ થયો છે તારા જેવી ઘણી શ્રાવિકાઓ જો આ રૂપનગરમા ઉત્પન્ન થાય અને આવી ઉત્તમ ભાવના ભાવ્યા કરે તો રૂપનગરના ચતુર્વિધ સઘની સર્વોત્કૃષ્ટ ઉન્નતિ થઇ જાય એટલુ જ નહિ પણ આ વખતે આ નગરમા ચોથા આરાનો પ્રવેશ થાય

**તારા**—સ્વામિનાથ, જો તમારા જેવા પવિત્ર પુરૂષો પોતપોતાની સ્ત્રીને પ્રેરણા કરી આ મહાન્ કાર્યમા જોડશે, તો અલ્પસમયમા મારી ભાવના સિદ્ધ થઈ શકશે કારણકે પુરૂષોની સહાય વિના આ કાર્ય બની શકે તેમ નથી સ્ત્રીઓ ગમે તેવી વિદ્વાન્ અને વિનીત હોય, તોપણ તેમની શક્તિ પુરૂષોના કરતા ન્યૂન હોય છે પુરૂષજાતિ જે શક્તિ ધરાવે છે, તે શક્તિ સ્ત્રીજાતિને કદિપણ પ્રાપ્ત થતી નથી માટે પુરૂષોની સહાયથી જૈન મહિલાપરિષદ્ વિજયવતી થઈ શકશે

**લક્ષ્મીચદ**—પ્રિયા, તે કાર્યમા હુ સર્વ પ્રકારની સહાય આપવાને તૈયાર છુ

**તારા**—સ્વામિનાથ, તમારા એકની સહાયથી તે કાર્ય સિદ્ધ થઈ શકે તેમ નથી તમારી જેમ બીજા પણ પુરૂષો જો એ કાર્યમા સહાયભૂત થશે તોજ એ ભગીરથ કાર્ય સિદ્ધ થઇ શકશે

**લક્ષ્મીચદ**—ગૃહિણી, એ વાત સત્ય છે હુ યથાશક્તિ પ્રયત્ન કરી બીજા મારા મિત્રો અને સ્નેહિઓને તે કાર્યમા જોડાવાને પ્રયત્ન કરીશ

**તારા**—પ્રાણનાથ, જો એમ કરો તો એ ભગીરથ કાર્ય અવશ્ય સિદ્ધ થવાનુ

આ પ્રમાણે તારા અને લક્ષ્મીચદ શેઠ વાતચિત કરતા હતા તેવામા તેની પટરાણી અજવાળી મનમા મ્હલકાતી મ્હલકાતી ત્યા આવે છે

અજવાળીને આવતી જોઇ લક્ષ્મીચદ શેઠ જુદા પડી બીજા ઘરમા જાય છે

**અજવાળી**—કેમ તારા બ્હેન, શું કરો છો?

**તારા**—આવો બ્હેન, આ રહી

**અજવાળી**—આજે તો એક ઉપાધિમા આવી પડી છુ

**તારા**—બ્હેન, એવી ની ઉપાધિમા આવી પડયા છો

**અજવાળી**—બ્હેન, આ સસારમા કોઈજ સ્ત્રી સુખી હશે મને તો અનેક જાતની ઉપાધિઓ નડયા કરે છે મારા કરતા તમે સૌ દરજ્જે સુખી છો

**તારા**—બ્હેન અજવાળી, સુખ અને દુખ એ તો મનને માનવાનુ છે કેટલા લોકો જેમા સુખ માનતા હોય, તેમા બીજો દુખ માને છે, અને કેટલાએક જેમા દુખ માનતા હોય, તેમા બીજા ઓ સુખ માને છે જે માણસ સતોષથી સ્વધર્મમા વર્ત્તે અને આ સસારના ક્ષણિક સ્વરૂપને સારી રીતે જાણે છે, તે સદા સુખી રહે છે કહો, બ્હેન, તમે શી ઉપાધિમા આવી પડયા છો?

**અજવાળી**—તારા બ્હેન, મારે **રામકુવર** નામે એક નાની બ્હેન છે તેને આ રૂપનગરમા પરણાવી છે તેના સાસરાનુ નામ **નાગરદાસ** છે અને તેની સાસૂનુ નામ **પાર્વતી** છે નાગરદાસને વિઠ્ઠલ અને **છોટુ** નામે બે દીકરા છે તેમા છોટુ રામકુવરનો વર છે મારા પિતાએ રામકુવરને બાળપણમા પરણાવી છે રામકુવર છોટુથી ત્રણ વર્ષે મોટી છે આ વખતે છોટુની વય તેર વર્ષની છે અને રામકુવરની વય સોળ વર્ષની થઇ છે યૌવનવતી રામકુવરની પાસે છોટુ એક નાના છોકરા જેવો લાગે છે રામકુવર કેળવણી વગરની હોવાથી જરા ઉધાછળી લાગે છે, પણ સ્વભાવે ગરીબ છે વિઠ્ઠલ મોટી ઉમરનો છે, તેમ તેની વહુ પણ તેના પ્રમાણના વયની છે, એટલે તે સરખી જોડ દેખાય છે તે વિઠ્ઠલની વહુનુ નામ શાતિ છે શાતિ સારા કુળની દીકરી નથી, તેમ કેળવણી વગરની છે તે શાંતિ મારી બ્હેન રામકુવરની ઉપર

આવ્યા. તેમણે આવી પાર્વતીને કહ્યું કે, "મારી રામકુ વરકયા છે? તેને જમવાને કેમ મોકલતા નથી? હવે જલદી મોકલો." પાર્વતીએ કહ્યુ, "હવે મોકલીશ તમારા સિવાય બીજા કોઈની સાથે મા ગથી કેમ મોકલાય?" "બ્હેનને જ્યારે ભાઈની સાથે ન મોકલાય તો પછી કોની સાથે મોકલાય? તમે મારી દીકરી ઉપર જુલમ કરો છો" મારા બાપાએ જરા ગુસ્સો લાવીને કહ્યું", તમે જરા મારા છોટુ તરફ જોઇને બોલો એવી જુવાન વહુને બીજા પુરૂષની સાથે મારાથી કેમ મોકલાય?" પાર્વતીએ પણ જરા ગુસ્સો લાવીને સામે કહ્યું પાર્વતીના આવા વચન સાભળી મારા પિતાને વધારે ક્રોધ ઉત્પન્ન થઈ આવ્યો મને તેથી તેઉશ્કેરાઇને બોલ્યા—"પાર્વતીબાઈ, ભાઈની સાથે બ્હેનને મોકલવામા-તમે શંકા લાવો, એ કેવી વાત કહેવાય? આ ઉપરથી, મને લાગે છે કે, મારી પુત્રી તમારા ઘરમાં અતિશય દુખી થતી હશે તમારા બોલવા ચાલવા ઉપરથી મને લાગે છે કે, તમે તેણીની સાથેઘણી નિર્દયતાથી વર્તો છો જરા હૃદયમાદયા રાખો તો વધારે સારૂ દયા ધર્મને ધારણ કરનાર શ્રાવકકુલમા, જન્મ લઈ આવી નિર્દયતા રાખો છો, તે તમને ઘટિત નથી." મારા પિતાના આવા વચન સાભળી રામકુ વરની સાસૂ પાર્વતી નાખુશ થઇ ક્રોધાતુર થઇ બોલી—"તમે જરા વિચાર કરીને બોલો તમારી દીકરીમાં ગ લક્ષણવાળી નથી મારો છોટુ બીચારો નાનો એટલે શુ કરી શકે મારા હાથમા હથીયાર નથી એટલે તમારી દીકરી ફાટી ગઈ છે તણી મારા ઘરનું ખાઈ ખાઇને ગધેડીની જેમ મચી ગઇ છે કન્યાવાળી સ્ત્રીનુ શરીર આવુ મદ ભરેલુ ન હોય, અમે સારા છીએ કે તમારી દીકરીના છિદ્રો ઢાકીએ છીએ જો બીજા કોઇ નઠારા હોય તો તેવી વહુને ઘરમા ન ઘરેજ નહિ" પાર્વતીના આ કટુ વચનો સાભળતા મારા પિતા ઉશ્કેરાઇ ગયા તેમણે ઉચે સ્વરે કહ્યુ, "અરે પાર્વતીબાઈ, તુ વધારે પડતું બોલે છે મારી નિર્દોષ દીકરીની ઉપર ખોટુ આળ નાખે છે આવા વિપરીત વચન બોલનારી તુ નરકમા પડીશ અને તારા શરીરમા કીડા પડશે"

આ પ્રમાણે મારા પિતા કહેતા હતા, તેવામા રામકુ વરનો

સદા નાગરદાસ ત્યાં આવી ચડયો. પોતાની સ્ત્રી પાર્વતી અને
સાસરા પિતાને લડતા જોઇ તે આશ્ચર્ય પામી ગયો. નાગરદાસને
જોતાજ તેની સ્ત્રી પાર્વતીએ મોટે અવાજે રોવા માંડયું અને મારા
પિતાને અને મારી બ્હેનને તેણીએ ગાળો આપવા માંડી નાગરદાસ
સ્વભાવે ક્રોધી હતો, તેણે મારા પિતાની સામે જેમ તેમ બોલવા
માંડયું અને કહ્યું કે, 'હું તમારી દીકરી રામકુંવરને તમારે ઘેર
કદી પણ મોકલવાનો નથી, મારા પિતાએ પછી રામકુંવરને લઇ જવા
આગ્રહ કર્યો અને બંનેની વચ્ચે મોટી વઢવાડ થઈ પડી તે
તમાસો જોવાને સેંકડો લોકો એકઠા થયા કેટલાએક પ્રમાણિક
લોકો તેમને પરસ્પર સમજાવવા લાગ્યા અને વચ્ચે પડી તેમના
કજીઆનું સમાધાન કરવા લાગ્યા

આ વખતે મારી બ્હેન રામકુંવરનો પતિ છોટુ બાહેરથી આ
વ્યો તેનીમાં પાર્વતીએ છોટુની આગળ તે બધી વાત વિપરીત
રીતે જણાવી એટલે છોટુ ક્રોધે ભરાયો તે છોકરબુદ્ધિવાલો હો
વાથી તેણે ઘરમાં જઇ રામકુંવરના માથામાં એક મોટો પથરો
માર્યો પથરાનો ઘા મસ્તક ઉપર લાગવાથી રામકુંવર ચીસ પા
ડીને ઘરમાં પૃથ્વી ઉપર પડી ગઈ તે સાભળી મારા પિતા અને
બીજા લોકો અંદર દોડી ગયા અને છોટુને ઝાલી જુદો પાડયો
આ દેખાવ જોઇ મારા પિતાને વધારે રીસ ચડી પણ તેઓ ગમ
ખાઇ ગયા પછી રામકુંવરને ડોલીમાં નાખી મારા બાપા પોતાને
ઘેર લાવ્યા બીચારી રામકુંવર ક્ષણવારે સ્વસ્થ થઈ પણ તેના મા
થામાંથી રૂધિરની ધારા ચાલતી હતી, તે માંડ માંડ શાંત થઇ આ
બનાવ થવાથી મારા પિતાના ઘરમાં રડારોળ થઇ પડી છે અને
મારે ઘેર આવેલા મીજમાનો પણ બીચારા આનંદને બદલે
શોકાતુર થઇ ગયા છે અને અમારા ઘરમાં ખાસ તૈયાર કરેલી
રસોઇ બગડી છે

તારા બ્હેન, હું પણ મારા પિતાને ઘેર જમવા આવી હતી,
તેવામાં આવો બનાવ બનવાથી મને મિષ્ટાન્ન ઝેર થઇ પડયું છે.
આ વખતે મારા માતાપિતા શોકાતુર છે અને મારી રામકુ

જેન દુ ખી હાલતમા છે ચતુર વૈદ્યોએ આવી રામકુવરના માથ ઉપર મલમ પટી કરી છે, પણ તે બીચારીને મ થામા ભારે વેદના ઉત્પન્ન થઇ છે

તારાબ્હેન, આ ઉપાધિને લઇને હુ આજે શ્રાવિકાશ ળામા આવી શકુ તેમ નથી, ધર્મ પિતા ધર્મદાસ શેઠની ઉપદેશ વાણી નો લાભ આજે મને મળશે નહિ, તેને માટે મારા હૃદયમા ઘણો અપશોચ થાય છે, પણ શુ કરવુ? મારી બેનને એવી સ્થિતિમા મુકીને શ્રાવિકા શાળામા આવવુ, તે યોગ્ય ન કહેવાય આજે ધર્મ પિતા જે ઉપદેશ આપે તે યાદ રાખી તમે તેને સ ભળાવજો ને કાલે મા રી બેનને આરામ હશે તો હુ ઉપદેશ સાભળવા આવીશ

અજવાળીના મુખથી આ વૃત્તાત સાભળી તારા ખિન્નવદને બોલી— બેન અજવાળી, આ વાત સાભળી મારા મનમા અતિ ખેદ થાય છે આપણી શ્રાવક કોમમા કેટલા એક હાનિકા રક રીવાજો એવા એવા દાખલ થઈ ગયા છે કે, તેથી આપણી કો મ દુ ખી થાય છે કેટલા એક અજ્ઞાની માબાપો બાલલગ્ન કરી પોતાની શાણી પુત્રીઓને કજોડાના કષ્ટ રૂપી અગ્નિમા હોમી દે છે ઘણી બાલાઓ કજોડાના દુ ખથી પીડાય છે કેટલીએક કુલહીન અને કેળવણી વગરની યુવતિઓ કજોડાના કષ્ટથી કટાળીને નીચ કામ કરવાને પણ તૈયાર થાય છે યૌવન વયમા પચવીશ વીર્ષ સુ ધીની વય **ગદધા પચીશીના** નામથી ઓલખાય છે, એ ગધ્ધા પચીશીમા આવેલ પુરૂષ અથવા સ્ત્રી કજોડા અથવા કુસ ગને લઈને અનેક પ્રકારના દુરાચાર સેવે છે અજવાળી બેન, તારી આગળ કહેવુ, તે મને યો ય લાગતુ નથી તથાપિ સત્યની ખાતર મારે ક હેવુ જોઈએ કે તમારી બેન રામકુવરને દુ ખ ઉત્પન્ન કરનાર ત મારા પિતાજી છે તેઓ અત્યારે દીકરીનુ દુ ખ જોઈ દુ ખી થતા હશે, પણ એ દુ ખના કારણ પોતે છે, એ વિષે જો તેઓ વિચાર કરશે તો તેમના હૃદમા ઘણો પશ્ચાત્તાપ થયા વિના રહેશે નહિ બા લલગ્ન કરનાર માબાપો પોતાની દુહિતાઓને પોતાને હાથે દુ ખ રૂપ દાવાનળમા હે મી દેછે

બ્હેન અજવાળી, એક વખતે હુ વિવાહ પ્રસગે મારી એક મામીને ઘેર ગઈ હતી, તે વખતે શિવકોર નામની મારી મામીની દીકરીએ કજોગના કષ્ટનુ એક નાનુ ગીત મને ગાઈ સભળાવ્યુ હતુ, તે સાભળી મારા નેત્રમાથી અશ્રુપાત થયો હતો તે ગીતમા બાળલગ્ન અને કજોડાનો ઘણો સારો ચીતાર આપ્યો છે

**અજવાળી**—તારા બ્હેન, એ ગીત તમને યાદ રહ્યુ છે કે નહિ?

**તારા**—હા, મને યાદ તો રહ્યુ છે, પણ પછી તને સભળાવીશ

**અજવાળી**—તારા બ્હેન, અત્યારે સભળાવો તો વધારે સારુ પ્રસગને લઈને તે સાભળવાની મારા હૃદયમા વધારે ઉકઠા થાયછે

**તારા**—બ્હેન, આ વખતે જો તુ એ કરુણાગીત સાભળીશ તો તારા મનમા વધારે દુ ખ થશે

**અજવાળી**—તારા બ્હેન, જે થાય તે ખરુ, પણ આ વખતે જ મને એ ગીત સભળાવો તો સારુ

**તારા**—એ ગીત કોઈ કજોડાવાળી સ્ત્રીએ રચેલુ છે અને તેમા તેણીએ પોતાના હૃદયનો બળાપો પ્રગટ કર્યો છે

**અજવાળી**—તારાબ્હેન, તે ગમે તેવુ ગીત હોય, પણ કૃપા કરી મને સભળાવો

અજવાળીના આગ્રહથી તારા એ ગીત નીચે પ્રમાણે ગાય છે—

**બાળલગ્ન અને કજોડાના કષ્ટનુ ગીત**

**સીતાજીના મહિનાનો રાગ.**

સુણો સવપતિ સહુ શેઠ,
અરજ અબળા તણી,
દિલ લાવી દયા ગુણ લેશ,
ધરો ચિત્ત અમ ભણી ૧
પાપી કર્મ કજોડુ કૂડ,
અતિ દુ ખ ધારતી,
થાય લાજ તણો અતિ લોપ,
વિરોધ વિચારતી ૨

લોક ચર્ચા કરે [1]અવિચારી,
ચીંધે ધરી આગળી,
દુઃખ પામું બની લાચાર,
કરમ ફી પાગળી
બાળલગ્ન તણી કરી આગ,
બાળી મુને મૂળથી,
મુજ ઘાતી બન્યા માબાપ,
પીડાઉં [2]ઋતુવથી
પાપી જીવ ન મારો જાય,
કરૂં શું હવે કહી,
પરિતાપ શમે નહિ અંગ,
ઉપાય કંઈ નથી
સર્વે સંઘ વિચારો સઘ,
પ્રજા આ પીડાય છે,
બાળલગ્ન અસુરનો કોપ,
ભયંકર થાય છે
બાળલગ્ન અસુરના કોપથી,
કેર બને અતિ,
બાળવિધવા બને છે અસંખ્ય,
ઉગારો જિનપતિ

તારાએ ઉપર પ્રમાણે ગીત ગાયું, તે સાંભળી અજવાળીન નેત્રોમાંથી અશ્રુની ધારા ચાલવા લાગી તે જોઇ તારા બોલી—

તારા—બ્હેન, શા માટે રૂવે છે ? આ સંસાર દુઃખનો ભરેલો છે સર્વ પ્રાણી સર્વદા સુખી રહેતા નથી દરેક પ્રાણી પોતાના પૂર્વના કર્મ પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે તારી રામકુંવરને તેવા નઠારા કર્મ ઉદય આવ્યા હશે, જ્યારે તે ભોગવાઈ રહેશે, ત્યારે તારી બ્હેન રામકુંવર સંસારનું સુખ ભોગવવાને ભાગ્યશાળી થશે

---

૧ વિચાર નહીં કરનારા ૨ ઋતુ ?

અજવાળી—તારા બ્હેન, તમે કહો છો, તે ખરી વાત છે, ણ તે બીચારી આ વખતે તો પૂરી દુખી છે વળી આ ઉપરથી ને વિચાર આવે છે કે, બાળલગ્નને લઈને આપણી કોમમા રામ વરની જેમ ઘણી બાળાઓ દુખી હશે એ હાનિકારક રીવાજ ત્યાસુધી બધ નહીં થાય, ત્યાસુધી રૂપનગરની જૈનપ્રજા સુખી થ-ાની નથી તારા બ્હેન, કોઈપણ રીતે એ હાનિકારક રીવાજ બધ પડે તેનો ઉપાય બધ પડે તેનો ઉપાય કરવો જોઈએ

તારા—બેન, એ વાત આપણા હાથમા નથી જ્યારે જ્ઞાતિ અને સઘના આગેવાનો પોતાના મનમા એ વાત ગ્રહણ કરે અને પોતાની કોમ તરફ દયાની લાગણી ઉત્પન્ન કરે, ત્યારે એ હાનિકારક રીવાજ આપણી કોમમાથી નાબુદ થાય, તેમ છે

અજવાળી—તારા બ્હેન એવો કાઈ ઉપાય છે કે, તે સઘના આગેવાનો એ વાત ઉપર ધ્યાન આપે અને એ સુધારો શ્રાવક કોમમા દાખલ કરે

તારા—બ્હેન, એવો કોઈ ઉપાય જોવામા આવતો નથી

અજવાળી—તારા બ્હેન, ગમે તેમ કરીને પણ એ ઉપાય શોધવો જોઈએ

તારા—અજવાળી બ્હેન, તેને માટે એક ઉપાય છે, જો આપણા ધર્મપિતા ધર્મદાસ શેઠ એ વિષે શ્રાવિકાશાળામા શ્રાવિકાઓને બોધ આપે અને પછી આપણે એકત્ર થઈ જૈનમહિલાસમાજ સ્થાપન કરીએ અને તેમા આપણે એક મન થઈ બાળલગ્ન ન કરવા એવો ઠરાવ કરીએ, તો સઘના આગેવાનો આપણા મતને અનુસરે

અજવાળી—તારા બ્હેન, તમે કહો છો, તે વિચાર સારો છે, પણ કદિ સઘના આગેવાનો આપણા ઠરાવને પાળવા ન દે, તો પછી આપણે શુ કરીએ?

તારા—તેઓ શા માટે આપણા એ ઠરાવને ન પાળવા દે?

અજવાળી—તેઓ આપણા એ ઠરાવને બૈરાઓની વાત છે એમ ગણી કાઢે અને આપણી તરફ અનાદર બતાવે તો પછી આ-

થઇ ચુકી છે તે યોજના થવાથી આજે હું વધારે ખુશીમાછુ

**આન દા–** બ્હેન પૂર્ણા, પરિષદ્‌ની યોજના કેવી રીતે કરી ? તે કૃપા કરી મને જણાવો

પૂર્ણા– ધર્મમાતા, તે યોજના હજુ વિચારવામા આવી છે જાહેર પાડવામા આવી નથી આપની સલાહ લેવાને માટે હવે બાકી રાખેલ છે

**આન દા—**જે યોજના તમે વિચારી હોય, તે યોજના સક્ષેપમા કહો

પૂર્ણા—ધર્મમાતા, કાતિપુરની જૈન મહિલાપરિષદ્‌ના પ્રમુખપદ ઉપર તમારી યોજના કરી છે ધર્મ બ્હેનોની સેવા કરવાની સેવા કરવાને માટે તે પરિષદ્‌ના મ ત્રિપદ ઉપર હું આવી છુ તે શિવાય બીજી પદવીઓ ઉપર જુદી જુદી શ્રાવિકાની નીમણુક કરી છે આ જયા બ્હેન અને લલિતા બ્હેનને કોશાધ્યક્ષા બનાવી છે પ્રેમદા બ્હેન, પ્રેમ બ્હેન અને પુતળી બ્હેન વિગેરે વ્યવસ્થાપક મ ડળમા યોજાયા છે

**આન દા—**પૂર્ણા બ્હેન, આ યોજના કોની સાથે વિચારીને કરેલી છે ?

પૂર્ણા—ધર્મમાતા, તે વિષે મારે આ જયા બેનનો ઉપકાર માનવાનો છે

*જયા*—પૂર્ણા બ્હેન, તેમા મારો ઉપકાર શેનો ? હુ તમારી સાથે તે વિચાર કરવાને આવીજ નથી અને એ વાત હુ જાણતીજ નથી

પૂર્ણા—બેન, તમે તે વિચાર કરવાને હાજર ન હતા તેમ તમે એ વાત જાણતા પણ નહિ હો, એ વાત સત્ય છે, પરતુ તમારા સ્વામી મોમચ દ ભાઈની સાથે આ વિચાર કરવામા આવ્યો છે અને તેમના કહેવા પ્રમાણે બધી યોજના કરેલી છે જ્યારે તમારા સ્વામિએ મને બધી જાતની મદદ આપી ત્યારે મારે તમારો પણ ઉપકાર માનવો જોઇએ કેમ ધર્મમાતા, એ વાત સત્ય છે કે નહિ ?

આનંદા—પૂર્ણાબેન, તમારી વાત સર્વથા સત્ય છે, સ્ત્રી પતિની અર્ધાંગના ગણાય છે પતિના સારા અને નઠારા કામમા સ્ત્રી ભાગીયણ છે અને સ્ત્રીના સારા અને નઠારા કામમા પતિ ભાગીદાર છે દંપતીના ઉભય ગુણ દોષથી સંસારનું સારૂં નરસુ સ્વરૂપ બધાય છે સોમચંદ ભાઈએ તમોને સહાય આપવાનુ શુભ કામ કર્યું છે, તે શુભકામમા જયાને પૂર્ણ અભિનંદન ઘટે છે

હે શ્રાવિકાઓ, આનંદાના આવા વચન સાભળી સર્વ શ્રાવિકાઓએ તે વાતને અનુમોદન આપ્યુ, એટલે જયાની મુખમુદ્રા પ્રસન્ન થઈ ગઈ

તે પછી આનંદાએ ઉપદેશ વાર્ત્તાનો આરંભ કર્યો—હે સારા લક્ષણવાળી પુત્રી અને પૂર્ણા બેન, આજે તમારે કયા વિષય ઉપર ઉપદેશ સાભળવો છે? આનંદાનુ આ પ્રશ્ન સાભળી પૂર્ણાએ કહ્યુ—ધર્મમાતા, જે આપની ઈચ્છામા આવે તે ઉપદેશ આપો આપના મુખમાથી જે વચનો નીકળશે, તે બધા ઉપદેશરૂપ હોવાથી સર્વને ઉપયોગી છે તે છતા લલિતા બ્હેનની શી ઈચ્છા છે, તે તેઓ જણાવે

લલિતા—પૂર્ણાબ્હેન, તેમા મારી ઈચ્છા શી જોવાની છે? જે તમારી ઈચ્છા તેજ મારી ઈચ્છા છે

પૂર્ણા—બ્હેન લલિતા, મારી સ્થિતિ અત્યારે જુદા પ્રકારની છે હું આ સંસારના પ્રવૃત્તિ માર્ગમાથી નિવૃત્ત થવાની ઈચ્છા રાખુ છુ અને તમે તે માર્ગમા પ્રવૃત્ત થવાના અધિકારી છો, માટે તમારા અધિકાર પ્રમાણે તમને પ્રવૃત્તિમાર્ગનો ઉપદેશ આપવો જોઈએ અને મારા અધિકાર પ્રમાણે મને નિવૃત્તિમાર્ગનો ઉપદેશ આપવો જોઈએ તે છતા આપણ બંનેનો અધિકાર જોઈ તમારા પૂજ્ય માતા ઉપદેશ આપશે—તેમના ઉપદેશમા પ્રવૃત્તિ અને નિવૃત્તિ બંને માર્ગનો લાભ મળે તેમ છે માટે આપણ બંને ધર્મમાતા આનંદાની ઇચ્છાને આધીન થઈએ તો વધારે સારૂં

આનંદા—બેનો, તમારા બંનેનો અધિકાર સચવાય તેવો ઉપદેશ આપવાની મારી ઈચ્છા છે માટે મારી કહેલી ઉપદેશ વા

ત્તાંમાથી જેજેને અધિકાર પરત્વે યોગ્ય લાગે તે તે ગ્રહણ કરી લેજો.

આ પ્રમાણે આનંદાના કહેવાથી પૂર્ણ પ્રસન્ન થઈને ભીમી-ધર્મ માતા, તમે કહ્યું તે બરાબર છે તમારી ઉપદેશ વાર્ત્તામા સર્વ અ ધિકારનું નિરૂપણ આવી જાય છે, મે એક મહાત્મા પાસેથી સાંભળ્યુ છે કે, જેના ઉપદેશમાથી બાળકોને યુવાનોને અને, વૃધ્ધોને તેમના અધિકાર પ્રમાણે બોધ મળે, તે ઉત્તમ ઉપદેશ કહેવાય છે એવો ઊત્તમ ઊપદેશ તમારા મુખ કમળમાંથી નીકળે છે

આ વખતે સોમચંદની સ્ત્રી જયા અંજલિ જોડીને બોલી— ધર્મ માતા, આ પ્રસંગે એક પુર્વની વાર્ત્તા મને યાદ આવે છે, જો આપની ઈચ્છા હોય તો હુ પુછુ

**આનંદા**—જયા વહુ, ખુશીથી પુછો મારાથી બનશે તેવો તેનો ઉત્તર હું આપીશ

ગઈકાલે તમારા ભત્રીજાને કોઈ ધાર્મિક કાર્ય માટે બાહેર જ વાનુ હશે, તેથી તેઓ સવારે વહેલા ઉઠી પોતાનુ નિત્ય કર્મ કરી તૈયાર થઇ ગયા હમેશાના નિયમ પ્રમાણે હુ પ્રાત કાળે વહેલા ઉઠી શૌચવિધિથી શુદ્ધ થઈ નિત્ય વિધિ કરી સામાયિક લઈ સ્વાધ્યાયધ્યાન કરૂ છું સામાયિક પાર્યા પછી તમારા ભત્રીજાને સ્નાન વિગેરે કરાવવાની સેવામા તત્પર રહુ છુ જેવામા હુ તેમની સેવા કરવાને તૈયાર થઈ તેવામા તો તેઓ પોતાની મેળે સ્નાનાદિ નિત્ય કર્મ કરી તૈયાર થઈ ગયા મે તેમને નમ્રતાથી પુછ્યુ કે, " આજે આ દાસીને સેવાનો લાભ કેમ ન આપ્યો ? હુ ઘરમા વિદ્યમાન છતા તમે પોતાની જાતે તસ્દિ લઇ બધુ કામ શા માટે કર્યું ? મારામા કાંઈ અપરાધ આવ્યો હોય તો ક્ષમા કરશો, "

મારા આ વચન સાભળી તમારા ભત્રીજાએ મને કહ્યું કે," તારો કાંઈપણ અપરાધ થયો નથી, માત્ર તારા સ્વાધ્યાય—ધ્યાનમા અંતરાય ન થાય, તેવા હેતુથી મે તને જણાવ્યુ નહીં અને બધુકામ મે મારી જાતે કર્યું કારણ કે, આજે મારે જરૂરી કામ માટે ઉતાવળથી વેહેલા જવાનુ છે હમેશા આ પ્રમાણે બનશે નહી "તેમના આ વચન સાંભળી હુ વિચારમા પડી "અંતરાય એ

શબ્દનો ખરેખરો અર્થ શો હશે ? અને અંતરાય એક કર્મનું નામ પણ કહેવાય છે તે કેવુ કર્મ હશે ? અને તે ઉપરથી શું સમજવાનું હશે ? " આ પ્રમાણે વિચાર કરતાં તે વિષે મારા સમજવામા કાંઈ પણ આવ્યુ નહીં, માટે આપ ધર્મમાતા, કૃપા કરી તે વિષે મને સમજાવો

જયાના મુખ થી આ પ્રશ્ન સાભળી આનંદા પ્રસન્ન થઈને બોલી— જયાવ્હેન, તમે જે પ્રશ્ન કર્યો, તે ઘણો ઉત્તમ છે જૈન શાસ્ત્રમા તે વિષે ઘણી ઉત્તમ પ્રકારની સમજૂતી આપી છે જૈન ધર્મને ધારણ કરનાર દરેક શ્રાવક અને શ્રાવિકાએ કર્મનુ સ્વરૂપ સારી રીતે સમજવાનુ છે જ્યાસુધી કર્મનુ સ્વરૂપ સમજવામા ન આવે, ત્યાસુધી શ્રાવક કે શ્રાવિકા પોતાના ધર્મના સ્વરૂપને સારીરીતે સમજી શકતા નથી જયાવ્હેન, તે વિષે હુ તમને સારી રીતે સમજાવુ, તે તમે ધ્યાનમા રાખજો બ્હેન લલિતા, તારે પણ એ વાત લક્ષમા રાખવાની છે જો કર્મનુ શુદ્ધસ્વરૂપ તારા સમજવામા આવશે, તો આર્હત ધર્મના શુદ્ધ સ્વરૂપને તું સારી રીતે સમજી શકીશ પૂર્ણાબ્હેન, તમે તો કર્મના સ્વરૂપને સારી રીતે જાણતા હશો, એટલે તમારે એ ઉપદેશ કાંઇ વિશેષ ઉપયોગી નહીં થાય, તથાપિ આ બીજી ધર્મબ્હેનોના ઉપકારની ખાતર હુ તે વિષે નો ઉપદેશ આપવાની ઈચ્છા રાખુ છુ

આનંદાના આ વચન સાભળી પૂર્ણાપ્રેમ લાવીને બોલી–ધર્મ માતા, એ કર્મનો ઉપદેશ મારે ઘણોજ ઉપયોગી થશે કારણકે, મે તે વિષે જોઇએ તેવો અભ્યાસ કર્યો નથી કર્મ ગ્રંથોમા તે વિષયને વિસ્તારથી ચર્ચો છે, તે કઠિન અને વિસ્તારવાળો હોવાથી બરાબર સમજવામા આવતો નથી, માટે તમે કૃપા કરી તે વિષે સક્ષેપમાં સમજાય તેમ કહો તમારા મુખથી તે વિષય સાભળ વાની મારી ઘણી ઇચ્છા હતી આજે મારા સુભાગ્યેજ આ જયાબ્હેને તે વિષે પ્રશ્ન કર્યો, તે બહુ સારી વાત બની હુ તેમનો હૃદયથી ઉપકાર માનું છુ

પ્રેમદાએ હસીને કહ્યુ, પૂર્ણાબ્હેન, તમારે તો જયાવ્હેનના

ઘરની સાથે પૂરૂ લેણું દેખાય છે તેમના વર સોમચદભાઇએ તમને મહિલા મમાજની યોજનામા મદદ કરી અને તેમણે તમારા મન ગમતા પ્રશ્નને પુછીને મદદ કરી—તે બને દપતી તમારા કામમા ઊપયોગી થઇ પડયા માટે તમારે તેમના ઘરનુ ખરેખર લેણું દેખાય છે

પૂર્ણા—એ ખરી વાત છે સોમચદભાઇના ઘરની સાથે મારે પૂરેપૂરૂ લેણુ છે ધર્મમાતા, હવે તમારી ઉપદેશ વાર્તાનો આરભ કરો

**ધર્મદાસ**શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પછી આનદાએ જયાએ પુછેલા પ્રશ્નનો ઊત્તર આપવાને પોતાની ઉપદેશ વાર્તાનો આરભ કર્યો

**આનદા** કહે છે—બેન લલિતા, આ તારી જયાભાભીએ જે પ્રશ્ન કર્યો તેના ઉત્તરમા હું એક વાર્તા કહુ, તે તુ સાવધાન થઇને સાભળજે એ વાર્તાના પ્રસગમા કર્મનુ સ્વરૂપ કહેવામા આવશે.

ભદ્રપુરનગરમા **નિયમધર** નામે એક શ્રાવક રહેતો હતો તે આર્હત ધર્મનો ખરેખર ઉપાસક હતો તેણે શ્રાવક ગૃહસ્થનો શુદ્ધ આચાર પાળી પોતાના શ્રાવક ધર્મને પોતાને વિષે સિદ્ધ કર્યો હતો તેણે બાલ્યવયથી પોતાની નિત્યક્રિયાના પુસ્તકોનો સારો અભ્યાસ કર્યો હતો જ્યારે પોતે યોગ્ય ઉમરનો થયો ત્યારે તેણે ગૃહસ્થાવાસ પાળવાને માટે વિચાર કર્યો બ્હેન લલિતા અને જયાવહૂ, તે સમયમા વર્તમાનકાળની પેઠે છેક નઠારા રીવાજો ચાલતા ન હતા તે વેળાએ તો સર્વ જૈન પ્રજા યોગ્ય વયમાજ વિવાહ સબધ જોડતી હતી જૈન ગૃહસ્થો કોઇ પણ પવિત્ર ધર્મ વાળો, સમ્યક્ત્વને પામેલો, પોતાના કુળમાથી કન્યા આપી શકાય તેવા કુળવાળો, સ્વભાવથી સદ્‌ગુણ વાળો, કન્યા કરતા સારા રૂપ વાળો, કન્યા કરતા દોઢી અથવા લગભગ બમણી ઉમર વાળો વર જોઇને તેને પોતાની કન્યાનુ દાન આપતા હતા તેમા આજની પેઠે ન્યાતના વિના કારણના મોટા ખર્ચ કરવાનો ચાલ ન હતો તે સમયે તો કન્યાના માબાપને મળી શકે તો લક્ષ ધન આપતા અ-

ને નહીં તો ક કુને કન્યા અપતા, પણ તેમની લોકોમા કોઇ પ્રકારનીચર્ચા ચાલતી ન હતી તેમ કન્યા લેનાર પણ ધન નહીં આપનાર કન્યાના માબાપને સતાપતા ન હતા, પણ પરસ્પર પ્રીતિથી કન્યાદાન સાથે જે કાઈ પોશાક કે ચાદલો આપતા તે લઈને સતોષ માનતા આવિગેરે અનેક પ્રકારની શુભ રીતિ અને નીતિ જૈનોમા ચાલતી આજે તો કન્યા તથા વરની ચોગ્યતા તથા તેમને સુખ મળવા જેવો આ સબધ થાય છે કે નહિ, એ વિગેરે વાર્ત્તાનો બીલકુલ વિચારકર્યા વિના, માત્ર કેટલા રૂપીઆ પેહેરામણી, ને કેટલા રૂપીઆનુ પલ્લુ, જાન કેટલા દિવસ જમાડવી ને જાનૈયાને શુ આપશો, એવી નજીવી બાબતો મા ઠરાવના લેખ પત્ર કરવા અને આનદના અવસરે કલેશ કરીને મુકવો, એજ મોટો ચાલ થઈ પડયોછે

વળી કેટલાએક દુષ્ટ મનના પાપી માબાપો પોતાની દીકરીના મોઘે ભાવે-બજારના માલની પેઠે સોદા કરે છે, કે દીકરી લઇને અમને ખાવા કેટલા રૂપીઆ આપશો પછી જે પુરૂષ વધારે આપે તે લઇ જાય ગમે તો તે વૃદ્ધ હોય, નપુમક હોય, રોગી હોય, જાતિ ભ્રષ્ટ હોય, મહાપાપીહોય, મિથ્યાત્વી હોય ચાડાલવૃત્તિથી જીવતો હોય, દુરાચરણી હોય કે એથી પણ નીચ હોયતોપણ તેને પોતાની દીકરી આપતા તે અધમ માબાપ વિચાર કરતા નથી, એ ઘણુંજ ગેરઆજબી છે એવ ઘાતકી માબાપને વેચીને દુ ખમા નાખેલી દીકરીના નિ શ્વાસથી નરકવાસ મળે છે

હે વાણી સુતા, તે કાળે આ દુરાચાર દુનિયા ઉપર પ્રવર્ત્તતો ન હતો ચતુર્વિધ સઘ સદાચારથી ચાલી શ્રીવીર ભગવતના શાસનને દીપાવતો હતો આર્હત પ્રજાની આચાર અને ધર્મની સત્કીર્ત્તિ ભારત વર્ષની ચારે તરફ પ્રકાશી રહી હતી

હે સદ્ગુણી બ્હેનો, તે કાલના નિયમ પ્રમાણે શ્રાવક નિયમધર પોતાને લાયક એવી કોઇ શ્રાવક કન્યા શોધવાને તીર્થ યાત્રાને બાહાને નીકળી પડયો તે યુવાન શ્રાવકને માતા પિતા કે કુલમા કોઇ વડિલ હતુ નહીં, તેથી પોતાની જાતે કન્યારત્નને સપાદન કર-

વાની ઇચ્છાથી તે ફરવા નિકળ્યો હતો સદ્‌ગુણી શ્રાવક કન્યાની ભાળ કાઢતો નિયમધર શ્રાવક કોઈ **ગુણાકર** નામના નગરમા આવી ચડયો તે નગરમા જૈન પ્રજાની મોટી વસ્તી હતી અને તેમા વિમાનના જેવા મનોહર ચૈત્યો આવી રહ્યા હતા શુદ્ધ ગુરૂના ઉપદેશથી તે નગરની જૈન પ્રજા પોતાના આચાર વિચારને યથાર્થ રીતે પાળતી હતી નગરની મધ્ય ભાગે ત્યાના રહેવાશી **દેવપાળ** નામના એક ધનાઢ્ય શ્રાવકે પોતાની સ્વર્ગવાસી પત્ની વિજયાના નામથી એક ધર્મશાળા કરાવેલી હતી તે ધર્મશાળાની અંદર એક જૈન કન્યાશાળા સ્થાપી હતી જે **"વિજયા જૈન કન્યાશાળા"** એવા નામથી વિખ્યાત હતી તે કન્યશાળામા ગુણાકર નગરના શ્રાવકોની નાની મોટી કન્યાઓ વિદ્યાભ્યાસ કરવાને આવતી હતી ધર્મશાળાની ઉપરની ભૂમિકામા કન્યાશાળા હતી અને નીચેની ભૂમિકામા યાત્રાળુ શ્રાવકો આવી ઉતરતા હતા શ્રાવક **નિયમધર** તે ધર્મશાળામા આવીને ઉતર્યો હતો તે નગરમા **શ્રીધર** નામે એક શ્રાવક રહેતો હતો તેને **ગોમતી** નામે સ્ત્રી હતી ગોમતીના ઉદરથી **વિનીતા** નામે એક પુત્રી થઈ હતી વિનીતા બાલ્યવયથી ઘણી ચપળ અને બુદ્ધિમતી હતી તે બાળામા બીજા કેટલાએક સારા ગુણો હતા, પણ તે સ્વભાવે હઠીલી હતી જે વાત પોતાના મનને યોગ્ય લાગી, તે કરવાને માટે તે ઘણો આગ્રહ રાખતી તેની માતા ગોમતી તે અવગુણ દૂર કરવાને ઘણો બોધ આપતી પણ વિનીતાના હૃદયમાથી તે અવગુણ દૂર થતો ન હતો વિનીતા હમેશા તે જૈન કન્યાશાળામા અભ્યાસ કરવા આવતી અને પોતાની બુદ્ધિના બળથી તે શાળામા અધિક જ્ઞાન મેળવતી હતી આથી તેણીની અધ્યાપિકા તેની ઉપર અતિ મમતા રાખતી અને તેણીને પોતાની શાળાનુ આભૂષણ રૂપ માનતી હતી

વિનીતાનો પિતા શ્રીધર પોતાની પુત્રીને કોઈ યોગ્ય પતિની સાથે વિવાહ કરવાની ઈચ્છા રાખતો હતો વિનીતા જેમ જેમ વયમાં વધતી જતી તેમ તેમ તેણીના પિતા શ્રીદેવપાળ હૃદયમા ચિંતા પણ વધતી જતી હતી વળી વિનીતા સ્વતંત્ર વિચારની અને

આગ્રહી હોવાથી તે તેણીને માટે તેવા શાંત અને વિચક્ષણ પતિના સહવાસમા રાખવાની ઇચ્છા રાખતો હતો

શ્રાવક નિયમધર જે ધર્મશાળામા ઉતર્યો હતો, તે ધર્મશાળાની ઉપરની ભૂમિ ઉપર જૈન કન્યાશાળા જોઇ તે તેની અંદર શ્રાવકોની કન્યાઓનો અભ્યાસ જોવાને ગયો કન્યાશાળા હોવાથી તેની મર્યાદા સાચવવાને તેના દ્વારઆગળ ઉભો રહ્યો તેની શાંત ધર્મ મૂર્ત્તિ જોઈ કન્યાશાળાની અધ્યાપિકાએ તેને માન આપી અંદર બોલાવ્યો નિયમધર અંદર જઈ યોગ્ય આસન આપ્યુ તે ઉપર બેઠો કન્યાઓને અભ્યાસ કરાવતી કોઇ વિધવા બાઇ હતી તેણી તારૂણ્ય અને મધ્યવયની વચ્ચે આવેલી હતી તેણી શ્રાવક બાળાઓને ધર્મ શિક્ષણ આપતી હતી આ વખતે દરેક બાલિકાને કર્મનુ સૂક્ષ્મ સ્વરૂપ સમજાવવામા આવતુ હતુ, તે નિયમધર શ્રાવક લક્ષ દઈને સાભળતો હતો તે પવિત્ર વિધવા કર્મનુ સ્વરૂપ સમજાવ્યા પછી પ્રત્યેક બાલાને તે સમજી છે કે નહિ, તે જાણવાને પુન પુછતી હતી દરેકને જુદા જુદા પ્રશ્નો પુછ્યા પછી પેલી શ્રીધરની કન્યા વિનીતાને અંતરાય કર્મનુ સ્વરૂપ પુછવામા આવ્યુ વિનીતાએ તે અંતરાય કર્મનુ સ્વરૂપ એવી અચ્છી રીતે કહી સભળાવ્યું કે, તે સાભળી તેણીની અધ્યાપિકા વિધવા ઘણી ખુશી થઈ ગઈ શ્રાવક નિયમધર તો તે સાભળી સાનંદાશ્ચર્ય થઇ ગયો વિનીતાની વાણીએ તેને સર્વ રીતે મોહિત કરી દીધો તેના હૃદયમા વિચાર થયો—"જો આ પવિત્ર બાળાની સાથે મારો વિવાહ થાય, તો મારો શ્રાવકસસાર સર્વ પ્રકારની ઊન્નતિમા આવી જાય એટલુજ નહિ પણ આવી સદ્‌ગુણી શ્રાવિકાના સહવાસથી મારા આત્માનો ઊદ્ધાર પણ થઇ જાય જો મારા પૂર્વ પુણ્ય પ્રબળ હશે તો આ કન્યારત્ન મને પ્રાપ્ત થશે," આવો વિચાર કરી નિયમધરે વિનયથી તે વિધવા શિક્ષિકાને કહ્યુ, "ધર્મબેન, આ કન્યાનુ નામ શું છે અને તે કન્યા કોની છે? તેણીની બુદ્ધિ ઘણી સોરી લાગે છે તેણીએ અંતરાય કર્મને માટે એવુ સરસ અને સંક્ષિપ્ત વિવેચન કરી બતાવ્યુ કે, જે સાભળી મારૂ મન ઘણું પ્રસન્ન થયુ છે"

નિયમધરના આ વચનો સાભળી શિક્ષિકા સાનંદ થઈને બોલી—"ધ ર્મબંધુ, આ નગરમા દેવપાલ નામે એક ગૃહસ્થ શ્રાવક રહે છે અ ત્રેના સઘમા તે સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થ કહેવાય છે આ ધર્મશાળા અને કન્યાશાલા તે ગૃહસ્થની ઉદારતાને આભારી છે આ કન્યાશાલા ની સાથે એ ગૃહસ્થના સ્વર્ગવાસી પત્ની વિજયાનું નામ જોડાએ લુ છે આ કન્યા એક શ્રીધર નામના શ્રાવકની પુત્રી છે તેનુ ના મ વિનીતા છે આ કન્યાશાળામા આ બાલા અભ્યાસમા પ્રથમ પદ ધરાવે છે તેણી મને અને તેના માતા પિતાને સારો સતોષ આપે છે"

શિક્ષિકાના આવા વચન સાભળી નિયમધર બોલ્યો—"આ બાળાના પિતા શ્રીધરની કેવી સ્થિતિ છે? અને આ વિદુષી બા ળાનુ વેવિશાળ કરવામા આવ્યુ છે કે નહીં?" અધ્યાપિકાએ જરા વિચાર કરી ઉત્તર આપ્યો—"ધર્મબધુ, આ શ્રાવિકાના પિતા શ્રીધર સામાન્ય સ્થિતિના ગૃહસ્થ છે, પણ તેઓ ધર્મ ઉપ ર સારા આસ્તિક છે આ કન્યાની માતાનુ નામ ગોમતી છે એ શ્રાવિકાએ સારી કેળવણી લીધી છે શ્રીધર અને ગોમતીનુ દાપ ત્ય ઘણું ઉચા પ્રકારનુ છે આ બાળા જે આવી અભ્યાસની ઉ ચ્ચ સ્થિતિમા આવી છે તેનુ કારણ પણ તેણીના માતાપિતાનુ ઉત્તમ દાપત્ય છે તેણીની માતા ગોમતી આ બાળાને જ્ઞાનદાન અપાવવામા ઘણી ખતીની છે ઉત્તમ પ્રકારની કેળવણી પામેલી દુહિતા માતાની સત્કીર્તિનું કારણ બને છે, આ વાત પવિત્ર શ્રા વિકા ગોમતી સારી રીતે જાણે છે આથી આ કન્યા કેળવણીરૂપ કલ્પલતાની વિહારિણી બની છે આ બાળાનુ હજુ સુધી વેવિ- શાળ કરવામા આવ્યુ નથી તેણીના ઉત્સાહી પિતા તેને માટે સદા ચિંતાતુર રહે છે સર્વદા તેણીને યોગ્ય એવા પતિની શોધ કર્યા કરે છે, પણ કોઈ પૂર્ણ યોગ્યતાવાળો પતિ પ્રાપ્ત થનો નથી

નિયમધર નમ્રતાથી બોલ્યો—"ધર્મ બ્હેન, આવી શરીર અ ને મનથી સુદર એવી બાળા અદ્યાપિ વેશવાળ વગરની કેમ રહી હશે? આવા સુંદર રત્નનો ગ્રાહક કોણ ન થાય?" શિક્ષિકા વિ

ચાર કરીને બોલી—"ભદ્ર, આ કન્યા આવી સુંદર, સદ્બોધધારિણી અને બુદ્ધિમતી છે, પણ તેણીનામા એક દુર્ગુણ રહેલો છે, જે દુર્ગુણને લઈને આ નગરના જાણીતા પુરૂષો તેણીનુ ગ્રહણ કરવાને ઊત્સુક થતા નથી" એવો કયો દુર્ગુણ તેણીનામા રહેલો છે?" નિયમધરે ઈંતેજારીથી પ્રશ્ન કર્યો અધ્યાપિકા સત્યતાથી બોલી—"આ બાળા સ્વેચ્છાચારિણી અને આગ્રહી છે કોઈપણ કાર્ય કરવુ હોય તો તે પોતાની મરજી પ્રમાણે કરે છે, તેણીને ગમે તેટલુ સમજાવવામા આવે, તોપણ તે પોતાની હઠ છોડતી નથી આ અવગુણને લઈને આ નગરની જૈનપ્રજામાથી કોઈપણ યોગ્ય પુરૂષ તેણીની સાથે વિવાહ સ બ ધ જોડવાની ઈચ્છા રાખતો નથી"

નિયમધર આશ્ચર્ય પામી બોલ્યો—"બ્હેન, મને આશ્ચર્ય થાય છે. આવી વિદુષી બાળામા એ અવગુણ કયાથી ભરાઈ આવ્યો—? કેળવણી નો પ્રભાવ સર્વ અવગુણોને દૂર કરી સદ્ગુણોની સ્થાપના કરે છે, ત્યારે આ બાળામા એથી વિપરીત વર્ત્તન જોવામા આવે છે" વિધવાએ વિચાર કરી ઉત્તર આપ્યો—"ધર્મબ ધુ, એમા કેળવણીનો દોષ નથી કેળવણી હમેશા સદ્ગુણોનુજ પોષણ કરે છે, પણ કેટલાએક સ્વભાવ અને સ સ્કાર જનિત દોષ હોય છે, તે કેળવણી થી પણ દૂર થઈ શકતા નથી ભિક્ષુકવૃત્તિથી વર્ત્તનારો બ્રાહ્મણ સારી કેળવણી પામ્યો હોય અને યાચના કરવાની વૃત્તિને તે અધમ છે, એમ જાણતો હોય, તે છતા તે પોતાનો ભિક્ષુકી સ્વભાવ છોડી શકતો નથી, તેની મનોવૃત્તિમા ભિક્ષા કરવાના સ સ્કારો પ્રબળ હોય છે તેમ વળી કામ વિગેરે ચાર કષાયો કે જે સ સ્કારથી બ ધાયા હોય છે, તેઓ પણ કેળવણીના પ્રભાવને આધીન થતા નથી વિદ્વાન્ માણસ પણ જો લોભ કષાયથી આક્રાંત થઈ જાય તો તે લોભને વશ થઈ અનેક પ્રકારના દુરાચાર સેવ્યા વિના રહી શકતો નથી એવા કેટલાએક સ સ્કારના દોષો સ્વભાવની સાથે મિશ્ર થઈ સતત સેવવાના યોગથી પ્રાણીની સાથે વજ્રલેપની જેમ મળી જાય છે, એટલે તેવા મનુષ્યોને કેળવણી કાંઈપણ કરી શકતી નથી તેમ છતા જો કોઈ પૂર્વના પુણ્યનો પ્રબળ યોગ હોય અને ઉત્તમ

સત્સગના પ્રવર્ત્તનમા આવી શકાયુ હોય, તો સ્વભાવિક દોષ દૂર થઈ જાય છે અને કેળવણીનુ સાફલ્ય પૂર્ણ રીતે પ્રાપ્ત થાય છે આ બાળાને તેનો આગ્રહ રાખવાનો અને સ્વેચ્છા પણે વર્ત્તવાનો દોષ દૂર કરવાને સજ્જડ કહેવામા આવ્યુ છે અને તેને માટે અનેક દૃષ્ટાનો આપી તેણીના મનમા સિદ્ધ કરાવવામા આવ્યુ છે, તે છતા વિનીતા પોતાનો એ સ્વભાવ છોડી શકતા નથી આ સ્વભાવને લઈને આ નગરમાથી કોઈ પણ જૈન ગૃહસ્થ પોતાના પુત્રને માટે તેણીની માગણી કરતો નથી આ બાળા હવે યૌવન વયમા આવતી જાય છે અને તેના પિતા શ્રીધરને તેણીના લગ્નની ભારે ચિંતા થાય છે ”

શ્રીશિક્ષકના મુખથી આ પ્રમાણે વિનીતાનો વૃત્તાંત સાભળી નિયમધર વિચારમા પડી ગયો તત્કાળ તેના મનમા થયુ કે, “ આવી બુદ્ધિમતી બાળાનો એક દોષ જોવો ન જોઇએ તેણીનામા બીજા ઘણા ગુણો રહેલા છે જો આ કન્યાનો પિતા મારી સાથે તેણીનો વિવાહ કરે તો હુ તેણીને પરણવાને ખુશી છુ વળી આવી વિદ્વાન્ બાળામા જે અવગુણ રહેલ છે, તે દૂર થઈ શકે તેવો છે મને હીંમત છે કે, હુ તેણીનો એ અવગુણ દૂર કરી શકીશ માટે જો આ કન્યા મને પ્રાપ્ત થાય તો મારે અવશ્ય સપાદન કરવી પૂર્વના પુણ્ય વિના આવી વિદુષી વનિતાની સાથે લગ્ન સબધ જોડાતો નથી ” આ પ્રમાણે વિચાર કરી વિનયધર બોલ્યો—“બ્હેન, આવી વિદુષી બાળાને એક સામાન્ય દોષને લઇને અહીંના લોકો ગ્રહણ કરતા નથી, એ વાત સાભળી મને આશ્ચર્ય થાય છે આ બાળા સ્વતત્ર રીતે વર્ત્તનારી અને આગ્રહ રાખનારી છે—એ જેવા અવગુણ છે, તેવા સદ્ગુણો પણ છે વિદ્યા સપાદન કરી સ્વતત્રતાથી વર્ત્તનારા પુરૂષો વિપરીત રીતે ચાલતા નથી તેઓ પોતાની સ્વતત્રતાનો ઉપયોગ સારે માર્ગે કરે છે તેમજ તેઓ જે આગ્રહ રાખે છે, તે દુરાગ્રહ હોતો નથી, પણ સદાગ્રહ હોય છે અને સદાગ્રહ રાખવો, એ ઉચામા ઉચો ગુણ છે “હુ કદિપણ અસત્ય બોલીશ નહીં મે ગ્રહણ કરેલા નિયમને કદિપણ છોડીશ નહીં ” આવો આગ્રહ રાખનારા મનુષ્યો ઉત્તમ ગણાય છે તેઓમ

દૃઢતા અને નિશ્ચયનો મહાન્ ગુણ છે, એમ કહેવાય છે સદ્ગુણીબ્હેન, આ વિનીતા ખરેખર પ્રશંસનીય બાળા છે જે પૂર્ણ ભાગ્યવાન્ પુરૂપ હશે, તેનેજ આ સ્ત્રી પ્રાપ્ત થશે " નિયમધરના આવા વચનો સાભળી તે વિધવાએ વિચાર કર્યો કે, "આ પુરૂપ પોતેજ આ બાળાનો ગ્રાહક થવા ઇચ્છા રાખે છે, માટે જો આ પુરૂપ અવિવાહિત હોય તો તેની સાથે વિનીતાનો વિવાહ સંબધ જોડવો યોગ્ય છે તે આકૃતિ અને વચનોથી કુલીન અને પ્રબુદ્ધ શ્રાવક લાગે છે " આવુ ચિંતવી તે વિવેકી વિધવાએ પ્રશ્ન કર્યો— "ધર્મબધુ, તમે વિવાહિત છો કે અવિવાહિત ? આ તરફ તમારૂ આગમન યાત્રાને ઉદ્દેશીને છે કે, બીજુ કાંઇ કારણ છે ?" પોતાના હૃદયનો ઇષ્ટ વિચાર વિધવાના પ્રશ્નમા આવેલો જાણી નિયમધર વિશેષ પ્રસન્ન થઇ બોલ્યો—" ધર્મ ભગિની, હુ ભદ્રપુરનગરનો રહેવાસી છુ બાલ્યવયમાથીજ મારે માતા પિતાનો વિયોગ થયોછે મારા કુટુબમા નજીકના સબધમા કોઇ પણ વડિલ નથી મે પોતાની જાતે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે મારા સ્વર્ગ વાસી પિતા સામાન્ય સ્થિતિના હતા, તેમના મરણ પછી મારો નિર્વાહને માટે મને મદદની ઇચ્છા હતી, તે અમારા નગરમાથીજ મળીછે ભદ્રપુરમા સઘના કેટલા એક અગ્રેસરોએ અનાથાશ્રમ સ્થાપ્યુછે તેની સાથે ઉદ્યોગાલય પણ નિયુક્ત કર્યુ છે અનાથ અને ગરીબ જૈનોના બાળકોને એ અનાથાશ્રમમા સારી કેળવણી અપાયછે જ્યારે તેનામા ધાર્મિક અને વ્યવહારિક કેળવણી પ્રાપ્ત થાય પછી તેને ઉદ્યોગાલયમા મુકવામા આવેછે અમારા નગરના સઘ તરફથી આ યોજના કરવામા આવીછે ઉદ્યોગાલયમા વ્યાપાર કળાની ઊત્તમ પ્રકારની તાલમ આપવામા આવેછે દરેક જૈન વ્યાપારી પોતાની પેઢીમા તે ઉદ્યોગાલયના વિદ્યાર્થીઓને જોડેછે અને તેમને વ્યાપાર કળાનો પાકો અનુભવ કરાવેછે આથી અમારા નગરમા કોઈ પણ જૈનનો બાળક ઉદ્યોગ વિના રખડતો નથી ભદ્રપુરમા ઉદ્યોગના વિશાળ ક્ષેત્ર ઊપર જૈન બાળકો આનદથી નૃત્ય કરેછે અનેઅનુક્રમે ઉન્નતિના શિખર ઊપર ચડેછે દરેક જૈન કન્યા પણ સારી કેળવણી લઇ સુશિક્ષિત

બનેછે અભ્યાસ કરવાની વય પૂરી થયા પછી બાળક અને બાળકી ઓનો વિવાહ સબંધ જોડવામા આવેછે ઘણે ભાગે યોગ્ય વયના પુરૂષો પોતાની ઇચ્છા પ્રમાણે કન્યાના ગુણ દોષની પરીક્ષા કરીને વિવાહિત થાય છે અમારા નગરના ગૃહસ્થો જ્યારે પોતાની કન્યાઓ યોગ્ય વયની થાય, ત્યારે છોકરાઓની પાઠશાલાઓમા જાય છે અને ત્યા વિદ્યા અને ગુણની પરીક્ષા કરી પોતાની પુત્રીઓના વાગ્દાન (વેવીશાલ) કરે છે અને પછી જ્યારે યોગ્ય વયના બાલકો થાય એટલે તેમને વિવાહ સબધમા જોડે છે ”

વિદુષી વિધવાએ પ્રશ્ન કર્યો—“ ભાઇ, ત્યારે તમારૂ વેવિશાવ કેમ ન થયુ ? ” નિયમધરે નમ્રતાથી કહ્યુ “મારા તરફથી કોઇપણ વડિલ પ્રયત્ન કરનાર ન હતા તેમ વળી મારી ઇચ્છા હાલ તેનેમાટે પ્રબલ વેગવાળી ન હતી આથી મારૂ વેવિશાલ બધ રહેલુ હતુ ”

“ હાલ તમારી શી ઇચ્છા છે ” શિક્ષિકાએ અભિપ્રાય જાણવાની ઇચ્છાથી પુછ્યુ “હવે મારી વિવાહ કરવાની ઇચ્છા છે, પણ જો કોઇ આવી વિનીતા જેવી ઉત્તમ કન્યા હોય તો મારી ઇચ્છા સફળ થવાની આશા રહે ” પોતાનો ખરો અભિપ્રાય દર્શાવતા તેણે જણાવ્યુ નિયમધરના આ વચનો સાભળી વિધવા પોતાની ધારણાને સફળ થયે લી માનવા લાગી. તેણી આનદ દર્શાવતી બોલી—“ ધર્મ બધુ, તમારી ઇચ્છા મારા જાણવામા આવી ગઇછે તમારા મનોરથ પૂર્ણ થવાની મને સારી આશા રહે છે ” અધ્યાપિકાનો આ ઉદ્ગાર નિયમધરને અતિ પ્રિય થઇ પડયો તેનુ આશા ભરેલુ અતર આનદથી તૃપ્ત થઇ ગયુ તે સાનદ વદને બોલ્યો—“બ્હેન, મારી ધારણા જો પૂર્ણ થશે તો હુ તમારો ઉપકાર માનીશ મારી યાત્રામા પણ એવો હેતુ છે કે, જો કોઇ સુલક્ષણા અને સદ્બોધિની શ્રાવકકન્યા મળી આવે તો તેણીની સાથે લગ્ન કરવા હુ વિદ્યાભ્યાસ કરી નિવૃત્ત થયો છુ હવે સાસારિક પાઠશાલામા પ્રવેશ કરવાની મારી ઇચ્છા છે ” વિધવા મુખકમલને વિકાશ કરતી બોલી— “બધુ, તમારો પુણ્યરાશિ તમારી ધારણા સફલ કરશે. પરતુ આ શ્રાવક કન્યામા જે અવગુણ અહિંના લોકો જુવે છે,

તેને માટે તમારે વાંધો તો નહિ આવે ?" નિયમધર નમ્રતાથી બોલ્યો–"અહિંના લોકો જેને અવગુણ ધારે છે, તેને હું મનમાં લેતો નથી અવગુણ માગ હૃદયમા અસાધ્ય નથી મારી મનોવૃત્તિમા એ અવગુણ છતા ગુણ રૂપે ભાસે છે વળી મે વ્યવહાર દર્શક પુસ્તકોમા વાચેલુ છે કે, 'વિદ્વાન્ મનુષ્યો અવગુણને સત્વર છોડી શકે છે, પણ તેને છોડવામા મુખ્ય હેતુ સહવાસ છે સહવાસથી માણસ સગુણ નિર્ગુણ બને છે અને નિર્ગુણ સગુણ બને છે' મને ખાત્રી છે કે, હુ મારા સહવાસથી એ બાલાને પ્રબુદ્ધ કરી શકીશ વળી કેટલાએક અનુભવી પુરૂષોના વચનો મારા જાણવામા આવ્યા છે, તે ઉપરથી હું કહી શકુ છુ કે, સ્ત્રી હૃદય ઘણુ કોમળ હોય છે સ્ત્રી જાતિના હૃદય ઉપર સારી કે નરસી છાપ સત્વર પડી શકે છે પુરૂષના કરતા તેણીના હૃદય ઉપર નૈતિક બલ વિશેષ હોય છે ઘણી રમણીઓ વિદ્વાન્ રમણીઓના પ્રસંગથી સુલક્ષણી બનેલી છે પરંતુ તેમા એટલુ જોવાનું છે કે, તે કેળવણી પામેલી હોવી જોઇએ તદન અજ્ઞાન સ્ત્રી સાધ્ય થઇ શકતી નથી–એ વાત સત્ય છે અને તેનેમાટે કેટલેક સ્થળે મારા વાચવામા પણ આવેલુ છે "

આનંદા કહે છે–હે બ્હેનો, નિયમધરના આવા વચન સાભળી તે વિજયા જૈન કન્યાશાળાની અધ્યાપિકા વિશેષ ખુશી થઇ તેણીની મનોવૃત્તિમા પોતાની શિષ્યા વિનીતાના કલ્યાણની શુભેચ્છા હોવાથી તેણી વિશેષ પ્રસન્ન થઇ હતી પછી તેણીએ તે નિયમધર શ્રાવકને કહ્યુ કે, "આ કાર્યનો નિશ્ચય આવતી કાલે થશે તમારા હૃદયનો અભિલાષ પૂર્ણ થશે એવી મને પૂર્ણ ખાત્રી છે " જ્ઞાનવતી વિધવાના આ વચન નિયમધરને કાનમા અમૃત સમાન લાગ્યા તે મુખ મુદ્રા ઉપર પ્રસન્નતાને ધારણ કરતો તે વિધવાની આજ્ઞા લઈ ત્યાથી નીચે આવ્યો અને પોતાના હૃદયમા વિનીતા સબધી વિચાર કરવા લાગ્યો

બીજે દિવસે તે વિધવા બાઇએ વિનીતાના પિતા શ્રીધરને નિયમધર શ્રાવકની હકીકત જાહેર કરી અને તેની કેટલીએક પ્રસશા કરી, તે ઉપરથી શ્રીધર તે નિયમધરને મળવાને ધર્મશાલામા આવ્યો

તેઆગ્રહ કરી નિયમધરને પોતાને ઘેર જમવા તેડી ગયો નિયમધરે તેનું આતિથ્ય સ્વીકાર્યું નિયમધરની સાથે વાતચીત કરતા શ્રીધરને સતોષ થયો અને પોતાની પુત્રી તેને આપવાનો તેણે નિશ્ચય કર્યો

શ્રીધર કન્યાશાળાની શિક્ષિકાને ફરીવાર મળ્યો, એટલે તેણે તેણીનો હૃદયથી ઉપકાર માન્યો અને પોતાની પુત્રી વિનીતાનો એક સારા કુલીન અને વિદ્વાન્ વરની સાથે સબધ થયો તેને માટે તેણે ખુશી બતાવી જ્યા યોગ્ય વરકન્યાની જોડ મળે ત્યારે કોને ખુશી પેદા ન થાય ?

હે બ્હેનો, પછી નિયમધર તે નગરમા કેટલાએક દિવસ રહ્યો હતો છેવટે શ્રીધરે પોતાની કન્યા વિનીતાનો તેની સાથે સબધ જોડી વિવાહ કર્યો હતો શ્રીધર વિનીતાને પ્રાપ્ત કરી પોતાના સસારી જીવનની સાર્થકતા માનતો હતો કેટલોક સમય તે નગરમા રહી નિયમધર વિનીતાને લઇ પોતાના નગરમા આવ્યો હતો ત્યા પોતાની સ્ત્રી વિનીતાની સાથે રહી તે પોતાનો ગૃહાવાસ ચલાવતો હતો નિયમધર અને વિનીતાનો યોગ વિદ્યા વડે સારો થયો હતો તે બને દપતી પોતાનો સમય વિદ્યા વિનોદથી પ્રસાર કરતા હતા નિયમધર અને વિનીતા નીતિ પ્રમાણે પોતાનો નિર્વાહ કરી ધર્મના કર્મ કરીને પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યા જેમ જેમ વધારે દિવસ થવા લાગ્યા, તેમ તેમ વિનીતાએ પોતાનો મૂલ સ્વભાવ દર્શાવા માડયો તે સર્વ રીતે નિર્ભયપણે ચાલવા લાગી તથા પોતાના સ્વતત્ર વિચારે પ્રવર્ત્તવા લાગી પ્રથમ તો નિયમધર તેણીની ઉપર ઘણી પ્રીતિ રાખતો, તેથી તેની મરજી લગાર પણ ન તોડતા તરત તો તેના વિચારને અનુસરી તેનુ મન રાખી ચાલતો, તેથી તેમનો ગૃહાવાસ સારી રીતે ચાલતો હતો

વિનીતા સ્વતત્ર વિચારની અને આગ્રહી હતી, પણ તે કુળવાન્ માબાપની દીકરી હતી, તેથી કોઇ દુરાચરણમા તો તેણીની મતિ જરાપણ જતી નહતી, માત્ર દરેક વાતમા પોતાના ધારેલા વિચારને છોડે નહીં, એજ તેનામા ખોડ હતી.

નિયમધર વ્યાપાર કળામા પ્રવીણ બન્યો હતો, તેથી કોઈ વ્યા

પારીએ તેને પોતાના વ્યાપારમા ભાગથી જોડયો—એટલે તે ઘણુ સારૂ દ્રવ્ય ઉપાર્જન કરવા લાગ્યો પોતાનો પતિ કમાણીદાર થવાથી વિનીતા ગૃહસુખને વધારે ભોગવવા લાગી તેણી શુક્લપક્ષના ચદ્રની કળાની જેમ પ્રતિદિન સૌદર્યમા વધવા લાગી તારુણ્ય વયના પ્રભાવથી તેનામા રૂપ તથા તેજ વધવા લાગ્યુ ઘરમા સાસૂ, સસરો કે વડિલ ન હોવાથી વિનીતાએ પોતાની મરજી પ્રમાણે ઘર ચલાવવા માડયુ જેણે કે ઇ દાહાડો સસારના સુખ તથા સતાપ ખરેખર જોયા નહુતા, તેનો નિયમધર પણ ગૃહવાસના સુખમા ગરક થઇ પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો, તથા પોતાની સ્રીને હરેક પ્રકારે પ્રસન્ન રાખવા લાગ્યો

એક વખતે પોતાના ગૃહસ્થધર્મના નિયમ પ્રમાણે વર્ત્તતા નિયમધર પોતાના હૃદયમા વિચાર કરવા લાગ્યો કે, "આ સસારમા ખરૂ સુખનો સસારી અવસ્થામાજ છે કેમકે આ સસારની ખરેખરી શોભા સ્રી છે સાહિત્યમા વાચવામા આવે છે કે, સ્રી વિના ગૃહ શ્મશાન જેવુ છે સ્રી રહિત પુરૂષ સસારમા પૂર્ણ પ્રતિષ્ઠાને પામતો નથી વલી જો પુરૂષ સ્રી રહિત હોય તો તે પુરૂષને રાતદિવસ આશા તૃષ્ણાના તરગો વેગવાળા થઇ વિષય ચિતનના પ્રવાહમા તાણે છે, જેથી કોઇ પ્રસગે તેને દુરાચરણમા પ્રવેશ કરવાનો વધારે સભવ હોય છે કામિનીના કમનીય સહવાસ વિનાના પુરૂષનુ ચિત્ત સ્થિર હોતુ નથી તેની ચચળ વૃત્તિઓ તેને એક ઠેકાણે અથવા એક વિચારમા ઝાઝીવાર ટકવા દેતી નથી તેનાથી પોતાના શરીરની સારી સભાળ લેવાતી નથી તે એકાકી પુરૂષને સ્રી વિના ખાવા પીવાના અને ઓઢવા પેહેરવાના પદાર્થો નીરસ સરખા લાગે છે કેટલાક અવિવેકી અને મૂર્ખ પુરૂષો તો એવી એકાકી અવસ્થામા પણ દુરાચરણી હોવાથી, મસ્ત અને સુખી સરખા બીજા જોનારને ભાસે છે, તો પણ ખરૂ જોતા, તે મૂર્ખ પણ પોતાના મનમા રાત્રિદિવસ સતાપનેજ પામતા હશે કારણકે, તેમને લોક મર્યાદાનો ભય હોય છે તેથી, તથા પરતત્ર પદાર્થવડે પોતાની પૂરવા યોગ્ય આશાઓની યોગ્ય સમયે પ્રાપ્ત થવી સભવતી

નથી તેથી તથા આપણી સત્તા વગરના પદાર્થો વડે સુખ મેળવ
વામા જોઈતા સઘળા સાધનોની ખામી તેનેનિર તર સ તાપમાજ
નાખ્યા વિના રહે નહી, એ વિગેરે અનેક કારણોથીતે એકાકી પુર
ષને પોતાની મરજીપ્રમાણે યોગ્ય વસ્તુની યોગ્યકાળે કદાચિત્ પણ
પ્રાપ્તિ થવી સ ભવતી નથી તેથી તેનુ ચિત્ત ભમ્યાજ કરવાનુ આ
પ્રમાણે મૂર્ખ અવિવેકી સ્ત્રી રહિત પુરૂષને પણ જ્યારે સુખનો સ
ભવ જણાતો નથી ત્યારે વિવેકી, સાર અસારનો વિચાર કરનાર,
સદાચરણમા પ્રતિવાળો, લોક લજ્જાનો પાળનાર, પાપકર્મથી સ
દાભય રાખનાર, વિદ્વાન્ કુળવાન્ એવો સ્ત્રી રહિત એકાકી પુરૂષ
તો નિર તર સ તાપનેજ પામવો જોઇએ, એમા શુ આશ્ચર્ય છે ?
આ વખતે મારે મારા પુણ્યનો આભાર માનવો જોઈએ તે પુણ્યના
પ્રભાવથી હુ આવી સ્થિતિમા આવ્યો છુ તેણે મને યોગ્ય સમયે
યોગ્ય વસ્તુ મેળવી ઘણો સુખી કર્યો છે આ સ સારમા દુ ખથી મુ
કાવનારી સદ્ગુણી સ્ત્રી છે! એમ જે કહ્યુ છે, તે સત્ય છે જોકે શાસ્ત્ર
દૃષ્ટિએ વિચાર કરતા તો સ સારમાથી છોડાવનાર સદ્ગુરૂ છે, એ
વાત સત્ય છે સ સારના સુખ ભોગવી વૈરાગ્ય વિના તે સદ્ગુરૂનો
સઘળા દુ ખથી મુક્ત કરવામા કરેલો ઉપાય ચાલતો નથી
કારણકે, સ સારના સઘળા સુખ દુ ખ ભોગવ્યા વિના એ સ
સાર દુ ખરૂપ છે, એમ સમજાય નહીં જ્યારે સ સારના સુખ
દુ ખનો અનુભવ થાય છે, ત્યારેજ હૃદયમા વૈરાગ્ય ઉત્પન્નથાય છે
અને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી સદ્ગુરૂનો ઉપદેશ સારી અસર કરે
છે સ સારના સઘળા વિષયો દુ ખરૂપ છે, એમ સમજાયા વિના
તેમા અસ્પૃહારૂપ વિરાગ થાય નહીં, અને વિષયમા વૈરાગ્ય થયા
વિના મોહ તથા શોક છુટે નહી, એને સ સારના પદાર્થોમા થતે
મોહ તથા તે વિના થતો શોક દૂર થયા વિના ધર્મસાધન કરવા
ઉપર ચિત્ત ચોટયા વિના શિવ સુખ સ પાદન થાય નહીં, આથી
સિદ્ધ થાય છે કે, આ સ સારમા રહીને સુખ દુ ખનો અનુભવ દરેક
માણસને કરવો જોઈએ સ સારનો અનુભવ કર્યા પછી હૃદય ઉ
પર જે વૈરાગ્યભાવ ઉત્પન્ન થાય છે, તે ઘણોજ દૃઢ અને સ્થિર રહે

છે હાલ તો મારે એવો વિચાર કરવાનો છે કે, આ સંસારમાં કેવી રીતે ચાલવાથી ખરૂ સુખ પ્રાપ્ત થાય છે અને આ દુ:ખરૂપ સંસારમાંથી કેવે પ્રકારે આનંદ મેળવી શકાય છે "

હે પુત્રી લલિતા, અને બીજી બ્હેનો, આ પ્રમાણે પોતાના પતિને વિચાર કરતો જોઈ તેની સ્ત્રી વિનીતા આવી ચડી તેણીએ આવીને કહ્યુ, "તમે શેનો વિચાર કરો છો? આ પ્રમાણે જો નિત્ય વિચાર કર્યા કરશો તો તમને વિચારવાયુ થઈ જશે " વિનીતાના આ વચન સાંભળી નિયમધર બોલ્યો—હે સ્ત્રી, હું તારોજ વિચાર કરૂ છુ આ સંસારમાં સ્ત્રીની સાથે રહી કેવી રીતે સુખ મેળવવું? એજ વિચાર મારા મનમાં આવ્યા કરે છે

**વિનીતા** કહે છે—હે સ્વામી, તમે જેને માટે વિચાર કરો છો, તે ખરી વાત છે તમે આ સંસારમાં મારાથી સુખી થયા છો જ્યારે તમે મને પરણ્યા, તે વખતે તમારૂ શરીર કેવુ દુર્બળ હતુ અને અત્યારે તમારૂ શરીર કેવુ પુષ્ટ થયુ છે? જ્યારથી મારા સહવાસમાં તમે આવ્યા છો, ત્યારથી તમારા શરીરની સ્થિતિ બદલાઈ ગઈ છે તે ઉપરથી તમે સમજી શકશો કે, 'આ સંસારમાં સ્ત્રીજ સુખરૂપ છે સ્ત્રી વિનાનો પુરૂષ કદિપણ સુખી થતો નથી "

નિયમધર કહે છે—એ વાત તો સાચી પણ આ સંસારમાં એકલી સ્ત્રીથી સુખ છે, એમ નથી, પુરૂષથી પણ સુખ રહેલુ છે એકલી સ્ત્રી પણ પુરૂષ વિના સુખી થતી નથી અર્થાત્ તેઓ બન્નેને સાથે રહેવાથી બન્નેને સુખ પ્રાપ્ત થાય છે

વિનીતા આગ્રહથી બોલી—એ વાત મારા માનવામાં આવતી નથી સ્ત્રીને પુરૂષની શી જરૂર છે? તે હમેશાં કોમળ હોવાથી એકલી પણ સુખી રહે છે ઘણે ભાગે એવુ બને છે કે, પુરૂષો સ્ત્રીઓને શોધતા ફરે છે, કાંઈ સ્ત્રીઓ પુરૂષને શોધતી ફરતી નથી તમે પોતે પણ કન્યાને માટે શોધ કરવા નીકળ્યા હતા વળી સ્ત્રી પોતે ભોગ્ય પદાર્થ છે અને પોતે ભોક્તા છે જે ભોગ્ય હોય, તે ઉત્તમ ગણાય છે, કારણકે ભોગ્ય વસ્તુ બીજાના સુખને માટેજ થાય છે, એટલે સુખ મેળવવાનુ સાધન સ્ત્રી છે એમ સર્વ પ્રકા-

રે સિદ્ધ થાય છે

નિયમધર જરા આગ્રહ બતાવીને બોલ્યો–"તારી વાત સાચી પણ પુરૂષ વિનાની નિરાધાર સ્ત્રીઓનો જન્મ શા કામનો છે? કારણકે તેઓ આશ્રય વગર જીવી શકે તેમ નથી પુરૂષ સ્ત્રીને આશ્રય આપનાર છે વિધવા થયેલી સ્ત્રીઓની કેવી ખરાબ હાલત થાય છે? પુરૂષ વગરની સ્ત્રીઓને અન્નવસ્ત્ર માટે ઘેર ઘેર અથડાવુ, હજારના ઓશીયાળુ થવુ અને રોજ રોજ નવા સંકટમા પડવાનુ છે વળી પુરૂષ વગરની સ્ત્રીની ઉપર આપત્તિ આવવી સુલભ છે સતી સીતા રામના જેવા સમર્થ પુરૂષની સ્ત્રી હતી અને લક્ષ્મણ જેવા વીરપુરૂષ તેના દીયર હતા, તોપણ વનમા તેને જરાવાર નિરાધાર મુકીને ગયા તો તરત દુષ્ટ રાવણ આવીને તેણીને હરી ગયો અને તે સતીને ઘણો કાળ કારાગૃહમા રહી દુખના દહાડા કાઢવા પડયા નિષધદેશની મહારાણી દમયંતીને પોતાના પતિ નળરાજાની ગેર હાજરીમા ઘણુ દુખ વેઠવુ પડયુ હતુ તે પીને પોતાની માસીને ઘેર દાસીપણુ કરવુ પડયુ અને તેણીને મ થે ચોરીનુ કલંક આવ્યુ હતુ માટે પતિ વગરની સ્ત્રી કદિપણ સુખી થતી નથી તેથી સ્ત્રી અને પુરૂષ બને પરસ્પર એક બીજા થી સુખી થાય છે એ વાત સત્ય છે, તેમા પણ સ્ત્રી વિનાના પુ રૂષ કરતા પુરૂષ વિનાની સ્ત્રીને ઘણુ દુખ હોય છે માટે સ્ત્રીના સર્વ સુખનો આધાર પુરૂષજ છે પુરૂષ વિના વનિતાનુ જીવન તદ્દન નકામુ છે "

નિયમધરના આ વચન સાભળી આનંદી વિનીતા આક્ષેપપૂર્વક બોલી—"તમારા કહેવા ઉપર મને પૂર્ણ ખાત્રી થતી નથી સ્ત્રી ઓની શક્તિનો વિચાર કરતા પુરૂષની શક્તિ ચડે તેમ નથી ત પાંડવ ચરિત્ર સાભળ્યુ હશે દ્રૌપદીને માથે પાંડવ જેવા પાચ પતિઓ હતા, તોપણ કૌરવ તરફથી સભા વચ્ચે તેણીનુ શુ થયુ હતુ ? પરપુરૂષોના કેવા વચનો તેણીને સાભળવા પડ્યા હતા એવા પ્રસંગે તેણીના પતિઓ હાજર હતા, તોપણ કાંઈ કરી શક્યા ન હતા છેવટે તેણીનામા જે સતીત્વ હતુ, તે તેણીને કામ આ

વ્યુ તે ઉપરથી તમારે પુરૂષોને કુલાઈ જવાનુ નથી પુરૂષોની હાજરીમા પણ સ્ત્રીઓ દુખી થાય છે ખરી રીતે પુરૂષ અથવા સ્ત્રીને પોતાનુ ધર્મબળ કામ આવે છે પૂર્વની જૈનસતીઓએ પોતાના ધર્મબળથી પોતાનુ મહાન્ સામર્થ્ય દર્શાવ્યુ છે તેથી સ્ત્રીની આગળ બીચારો પુરૂષ શુ કરવાનો છે? પુરૂષ પણ હમેશા પરતન્ત્ર છે આ જગતમા પુરૂષના જેવી પરતન્ત્રતા સ્ત્રીને પણ નથી કદિ પુરૂષ સ્વતન્ત્ર ઉદ્યોગ કરનારો હોય, તોપણ તેને ઉદ્યોગને આધીન રહેવુ પડે છે જો સ્વતન્ત્ર ઉદ્યોગ નહોય તો તેણે બીજાની સેવાવૃત્તિ સ્વીકારવી પડે છે એ સેવાવૃત્તિ સર્વમા ઘણીજ અધમ ગણાય છે તેથી સ્ત્રીના કરતા પુરૂષનુ જીવન વધારે પરતન્ત્ર છે એવો પુરૂષ બીચારો પરતન્ત્ર સ્ત્રીનું શુ રક્ષણ કરનારો છે? તે પોતે પોતાના સુખનો આધાર નથી, તો બીજાના સુખનો આધાર શેનો થઈ શકે? અને પોતપોતાનુ બળતો સર્વને પૂર્વના કર્મને અનુસારે મળેલુ છે, તે કઇ કોઈથી લેવાતુ નથી તેથી પોતાના પૂર્વકર્મના બળને પ્રાપ્ત થયેલી સ્ત્રીને પુરૂષની શી દરકાર છે આનદા કહે છે—હે બ્હેનો, વિનીતાના આવા યુક્તિવાળા વચનો સાભળી નિયમધર હૃદયમા પ્રસન્ન થઇ ગયો પોતાની સ્ત્રી આગ્રહી છે, એ વાત પોતે જાણે છે, તે છતા તેના મનમા તેને માટે કાઇ પણ અસતોષ થયો ન હતો કારણ કે તે પોતાની સ્ત્રી વિનીતાની વિદ્વતા જોઇ ઘણો પ્રસન્ન રહેતો હતો અને સસારમા પુરૂષને સુખ આપનારી સ્ત્રી છે, એ સિદ્ધાતને તે માન આપતો હતો તથાપિ પોતાની આગ્રહી સ્ત્રીની વિદ્વતા અને યુક્તિ ચાતુર્ય સાભળવાને માટે તે પોતાનો પક્ષ સિદ્ધ કરવા તત્પર થયો હતો તેણે ફરીવાર પોતાની સ્ત્રીને કહ્યુ," સુંદરી, જે વાત તે કહી તે ઠીક છે, પણ વિચાર કરી જોતા જણાય છે કે, ગમે તેવી પણ સ્ત્રીજાતિ અબળા ગણાય છે અબળા સ્ત્રી પુરૂષની સહાય વગર શી રીતે નભી શકે? અબળા સ્ત્રીને પુરૂષના રક્ષણની જરૂર છે ઘર—સસારમા સ્ત્રીના કરતા પુરૂષનુ પ્રધાનપણુ ગણાય છે સ્ત્રી ગમે તેવી હોય, તોપણ પોતાના પુરૂષનાઆશ્રય તળે રહી પોતાનો સમય પ્રસાર કરવો પડે છે અને તે-

થીજ તે સુખ અને પ્રતિષ્ઠા મેળવી શકે છે તે પાંડવોની વાત
કહી તે સર્વરીને લાગુ પડતી નથી જુગારમાં બધાઈ ગયેલા
પાંડવોએ પ્રમાણિક હોવાથી કૌરવોએ કરેલી દ્રૌપદીની વિડંબ
નાને સહન કરી હતી પણ બીજે ઘણે પ્રસંગે તેમણે દ્રૌપ
દીની રક્ષા કરી છે વિરાટ નગરમાં દુષ્ટ બુદ્ધિવાળા કીચકના પાસ
માંથી દ્રૌપદીને બચાવી હતી પ્રમાદને લઈને રામના સ્થાનમાંથી
રાવણ સીતાને હરી ગયો, તોપણ છેવટે મહાવીર રામે મોટું પરા
ક્રમ કરી લંકાપતિનો નાશ કરી પોતાની સ્ત્રી સીતાને પાછી આણી
હતી જૈન ચરિતાનુયોગમાં એવા ઘણા દૃષ્ટાંતો પ્રખ્યાત છે, કે જે
માં પુરૂષે વારંવાર સ્ત્રીની રક્ષા કરેલી છે

**વિનીતા** કહે છે– તમે કહો છો, તે વાત કે ખરી, પણ તે મા
રા હૃદયમાં ઉતરતી નથી કારણ કે, ઘણે પ્રસંગે પુરૂષોને સ્ત્રીઓ
નો આશ્રય લેવો પડયો છે આ સંસારમાં જો સ્ત્રી ન હતે તો પુરૂષ
ની શી દશા થાત? એ કહી શકાય તેમ નથી પુન તથા પુનીન
માંગલિક પ્રસંગોનો દેખાવ સ્ત્રીનાથીજ છે તે વિષે જો હું કહેવા બે
સું તો તમારા મનને એમ લાગશે કે, આ સ્ત્રી પોતાની જાતિનો પ
ક્ષ કરે છે એ વાત જવા દો ટુંકામાં એટલુંજ કહેવાનું કે, આ સ
સારમાં સ્ત્રીઓ વડેજ પુરૂષને શોભા અને સુખ છે અને સ્ત્રીઓ
કોમળ હૃદયની અને ભીની છે તે પોતાનું ધર્મબળ વધારવા પો
તાની મર્યાદા બાંધીને ચાલે છે જો સ્ત્રી મર્યાદા બાહેર જાત તો પુ
રૂષોની શી હાલત થાત, એ અકથનીય છે હવે બરાબર સમ
જ્યા કેની?

નિયમધર અંતરમાં ખુશી થતો બોલ્યો—તારા આવાંજ વચનો
સાંભળી મને અતિ આનંદ આવે છે અને તે આનંદ મેળવવાને
માટે હું તને વારંવાર આક્ષેપથી કહું છું હે બુદ્ધિમતિ બાળા,
કહે છે, તેની હું ના નથી કહેતો, પણ મારો કહેવાનો ખરો આ
શય હજુ તારા જાણવામાં આવ્યો ન હોય, તેમ લાગે છે મારે
કહેવાનો આશય એવો નથી કે, સ્ત્રીઓ નકામી છે અને જરા પણ
ઉપયોગી નથી સ્ત્રીઓ ઉપયોગી છે, એ વાત હું માન્ય કરૂં છું

પરંતુ મારૂં કહેવું એવું છે કે, સ્ત્રી સર્વ રીતે સમર્થ હોય, તો પણ તેને પતિના આશ્રયની જરૂર છે પતિના વિયોગવાળીને, તથા પતિ વિનાની સ્ત્રીને ઘણાં દુઃખ વેઠવા પડે છે પતિના વિયોગવાળી અથવા વિધવા થયેલી સ્ત્રીઓ હજારો દુઃખ પામેલી છે, એ વાત લોકમાં પ્રસિદ્ધ છે અને તેવી સ્ત્રીઓને માટે દયા રાખવાનું શાસ્ત્રમાં કહેલું છે જે સ્ત્રીઓ પતિના શરણથી વિમુખ થઇ છે, તેમની કેવી દયામણી સ્થિતિ થઈ છે? શ્રીચંદ્રે અનેક સ્ત્રીઓને પોતાના શરણથી સુખી કરી છે ઘણી સ્ત્રીઓએ અનેક પ્રકારના વ્રત કરી પોતાના પતિને સુખી કર્યા હશે, પણ તેઓ પોતાના મનમાં સમજતી હતી કે, 'આપણું સંપૂર્ણ સૌભાગ્ય સુખ જે સંસાર સુખ છે, તે પતિજ છે' માટે પતિ વિના આપણે આ સંસારમાં નકામા, દીન, દુઃખી અને નિંદાના પાત્ર થઇશું માટે અનેક ઉપાયો કરી આપણે આપણા પતિ સુખને સંભાળી રાખવું એથી તેઓ અહર્નિશ પોતાના હૃદયમાં પતિનું શુભચિંતન કર્યા કરતી અને પતિના સુખ દુઃખની ભાગીયાણ થતી હતી કેમ ખરૂં કે?

વિનીતા બોલી—એ વાત કેટલેક અંશે ખરી છે, પણ મારે આગ્રહથી કહેવું પડે છે કે, પુરૂષોને આ સંસારમાં ખરેખરો સુખનો આધાર સ્ત્રી છે અને તેથી પુરૂષોએ આ સંસારનું ખરૂં સુખ મેળવવા માટે અનેક ઉપાયો કરી કુળવતી અને વિદુષી સ્ત્રીને મેળવવા પ્રયત્ન કરેલા છે અને કરે છે તમે પોતેજ વિચાર કરો કે, તમે વિદ્યાભ્યાસ કર્યા પછી મારા જેવી સ્ત્રીને મેળવવા માટે કેટલો પ્રયત્ન કર્યો હતો યાત્રાનું બાનું કરી વિદેશમાં નીકળી પડયા હતા અને આખરે મને પ્રાપ્ત કરી તમે તમારા આત્માને કૃતાર્થ માનો છો જો એ વાત ખોટી હોય તો કહો? તમારાજ અનુભવની વાત છે તમારા પ્રવર્ત્તન ઉપરથી જણાઇ આવે છે કે, પુરૂષોએ જાણવું જોઇએ કે, સ્ત્રી આ સંસાર સુખનો ભંડાર છે અને એમ જાણીને તેની મરજી પ્રમાણે તેણીને સંતોષ આપીને પોતે પોતાનું સુખ મેળવી લેવું જોઈએ તેનાથી હળીમળીને રહેવું જોઈએ અને તેને કોઇ દિવસ પણ સંતાપ આપવો ન જોઇએ કેમ

હવે બરાબર સમજાયુ કે નહીં ?

હે બ્હેનો, જ્યારે ચતુર વિનીતાએ પોતાના પતિને ઉદ્દેશીને આ વચનો કહ્યા, એટલે તે ઘણોજ ખુશી થઇ ગયો. તેના અગમા આનદનો ઉદધિ ઉછળી આવ્યો તેનુ શરીર રોમાંચિત થઇ ગયુ પોતાની સ્ત્રી વિનીતાની બુદ્ધિ અને તેણીની યુક્તિવાળી વાણીસા ભળી નિયમધરના હૃદયમા વિચાર થયો કે,—"આ સસારમા મારાજેવો ભાગ્યવાન્ શ્રાવક કોઈકજ હશે આવી વિદુષી અને વિચક્ષણ વનિતા મને પ્રાપ્ત થઇ, એ મારા પૂર્વ પુણ્યનો પ્રભાવછે જેના ગૃહાવાસમા આવી વિદ્વાન્ સ્ત્રી હોય, તેનો ગૃહાવાસ સ્વર્ગ સમાન કહેવામા કોઇ જાતની અતિશયોક્તિ નથી"

આ પ્રમાણે વિચારી પોતાની વ્હાલી વનિતાના મુખમાથી વિશેષ વચનો સાભળવાની ઇચ્છાથી નિયમધર સસ્મિત વદને બોલ્યો—"તમે કહ્યુ, તે યથાર્થ છે, તથાપિ મારે કહેવુ જોઇએ કે, તમારે સ્ત્રી જાતની કીમત આકનાર પુરૂષો છે પિતાઓ કે જે પુરૂષ જાતિ છે, તેઓ તમને કેળવણી ન આપે તો તમારી કીમત શી રીતે વૃદ્ધિ પામે? સ્ત્રી કેળવણીને લઇને તમારી ઉપયોગીતાનો વધારો થાય છે કેમ એ ખરી વાત છે કે?

વિનીતા સોત્સાહિત થઇ બોલી—"તમારા આ વચનો મારા પક્ષનેજ પુષ્ટિ કરે છે જો તમે કેળવણી અપાવનાર તરીકે પુરૂષો ને માનતા હો તો—એ વાત પ્રમાણીક નથી, કારણકે, પુરૂષોની પૂર્વાવસ્થાનો આરભ માતાના ઉત્સગમાથી થાય છે કેળવાએલી માતાઓના પ્રભાવથીજ પુરૂષો સારા વિનીત અને વિદ્વાન્ બને છે જો માતાઓ મૂર્ખ હોય તો પુરૂષોને સારી કેળવણી મળી શકતી નથી તેથી પુરૂષોની કેળવણીનો આધારપણ સ્ત્રીઓજ છે તમારા માહેલા વિદ્વાન્ પુરૂષો લખે છે કે, "દરેક દેશની ઉન્નતિનો આધાર તેમા વસતી માતાઓ ઉપર છે" એટલે માતાઓની શારીરિક, માનસિક, નૈતિક અને આધ્યાત્મિક કેળવણી ઉપર છે આ ચાર પ્રકારની કેળવણી કે જે ઉત્તરોત્તર ચડીઆતી છે, તેનો ખરો લાભ માતાઓ તરફથી સતાનોને મળે છે પૂર્વ કાળે એવી માતાઓની પ્રજા

ા દેશ, ધર્મ અને સ સારની ઉન્નતિ થયેલી છે અને અદ્યાપિ પણ
ાય છે ધર્મિષ્ઠ નીતિમાન અને બળવાન્ પ્રજા ઉત્પન્ન કરવાનુ
ાવિકા ક્ષેત્ર ઉત્તમ ગણાતુ હતુ ધર્મવીર અને યુદ્ધવીર પુરૂષોને
જન્મ આપે એવી વીરધર્મની અને બીજા ધર્મની વીર માતાઓ
નાવવા માટે સ્ત્રીઓને ખાસ કેળવણી આપવામા આવતી હતી
કેળવાએલી વીરમાતાઓ રાજ્યને અને ન પને વીરપુરૂષોથી ભર-
પૂર કરતી હતી વીરાગનાઓની ઉચ્ચ પ્રકારની માનસિક કેળવણી
થી સ સ્કાર પામેલા જનસમાજમા વિદ્વાન્ નીતિજ્ઞ, તેમજ તત્ત્વ
જ્ઞાની પુરૂષો ઉત્પન્ન થતા હતા અને તેઓ આર્હતધર્મ તથા શ્રાવક-
સ સારને ઉન્નતિને શિખરે લાવી મૂકતા હતા આજે પણ સ્ત્રીઓને
અપાતી માનસિક કેળવણીથી આર્યદેશ ઉન્નત દશા ભોગવે છે
અને આધ્યાત્મિક કેળવણીથી ઉન્નત સ્થિતિએ પહોચ્યાનો દાખલો
આપણુનો અસલનો આર્યાવર્ત્ત છે વળી કેટલાએક અનુભવી
વિદ્વાનો કે જેઓ પુરૂષજાતિના છે, તે છતા તેઓ નિષ્પક્ષપાતપણે
લખે છે કે, આર્યદેશની ખરી ઉન્નતિનુ માન દેશમા વસતા સ્ત્રી
પુરૂષોની પ્રબળ નૈતિક અને અધ્યાત્મિક ભાવનાઓ છે અને વિશેષ
કરીને પુરૂષોના કરતા સ્ત્રીઓમા સ્વાભાવિક રીતે ધાર્મિક, નૈતિક
અને આધ્યાત્મિક ભાવનાઓ પ્રબળ હોય છે તેમને પોષણ આપી
ખીલવે તેવી સ્ત્રીકેળવણી આપવાની ખાસ જરૂર છે ” સ્વામિનાથ,
વિચાર કરો આ વચનો તમારા પુરૂષોના મુખમાથી નીકળ્યા છે
આપણા જ્ઞાનીઓએ માનેલુ છે કે, સ્ત્રીઓ અને પુરૂષોમા નીતિબળ
અને બુદ્ધિબળ સમાન છે કદિ સાધનોને લઈને પુરૂષોમા બુદ્ધિ
બળ વધારે દેખાય છે, પણ સ્ત્રીઓ તેમનાથી ઉતરતી નથી નીતિ
બળમા તો સ્ત્રીઓ ખાસ કરીને પુરૂષોના કરતા ચડીઆતી જ છે
જો આર્યદેશની સ્થિતિ ઉન્નત રાખવી હોય તો સ્ત્રીઓને નૈતિક અને
આધ્યાત્મિક કેળવણી આપવાની ખાસ જરૂર છે તમારા જેવા
પક્ષપાતી અને આગ્રહી પુરૂષો એમ માનતા હશે કે, પુરૂષો સ્ત્રી-
ઓના કરતા બુદ્ધિમા ચડીઆતા છે એવુ ધારીને સ્ત્રીઓને કેળવણી
આપવામા ઉપેક્ષા રાખે છે તો પરિણામ એવુ આવશે કે, આર્ય-

દેશની પ્રજા નીતિ અને ધર્મમા ક્ષીણ થતી જશે મૂર્ખ માતાઓ ના ઉત્સગમા ઉછરેલી સર્વ પ્રજા મૂર્ખ રહેશે અને અનુક્રમે આર્યદેશની આર્યપ્રજા પોતાની ધાર્મિક તથા સાસારિક ઉન્નતિને ગુમાવી બેસશે

વિનીતાનુ આવુ લાબુ ભાષણ સાભળી નિયમધર સતુષ્ટ થઈ ગયો તથાપિ એ વનિતાની વાણીનો રસ લેવાની ઇચ્છાથી તેણે શાતતાથી કહ્યુ, "ગૃહેશ્વરી, તમારૂ કહેવુ યથાર્થ છે, તથાપિ મને એક વાત યાદ આવે છે, તે મારે તમારી સમક્ષ કહેવાની છે"

નિયમધર કહે છે—એક અનુભવી વિદ્વાને મને કહ્યુ હતુ કે, હવેનો સમય બદલાતો જાય છે માટે સ્ત્રીઓને વિશેષ કેળવણી આપવાની જરૂર નથી કેળવણીને જીરવનારા જેવા પુરૂષો છે, તેવી સ્ત્રીઓ નથી અતિશય કેળવણી પામેલી સ્ત્રીઓમા સ્વેચ્છાચાર તથા ઉચ્છૃખલતા વધી જવાનો સભવ છે 'સ્ત્રી અને પુરૂષ બુદ્ધિમા સમાન છે, એ વાત પણ એને માન્ય નથી પુરૂષોમા સ્વાભાવિક રીતે જે બુદ્ધિબળ જોવામા આવે છે, તે સ્ત્રીઓમા હોતુ નથી" નિયમધરના આ વચન સાભળી વિનીતા ઉચે સ્વરે બોલી—આ શુ બોલો છો? સ્ત્રીઓની માનસિક શક્તિ પુરૂષોના કરતા સહસ્ત્રગણી વિશેષ છે ગૃહસસારમા તેમજ જનસમાજમા સ્ત્રીઓ પુરૂષોને નિયમમા રાખનાર છે

નિયમધર ઉતાવળો બોલ્યો—આ તારા વચનો વિશેષ પડતા છે અને તારા હૃદયના દુરાગ્રહને તે સૂચવી આપે છે જો સ્ત્રીઓની એટલી બધી સત્તા હોય તો પૂર્વકાળથી માનેલ 'સ્ત્રીએ પતિની આજ્ઞા પાળી મરણને પણ સ્વીકારવુ' એ સૂત્રનો ભગ થાય છે તારા કહેવા પ્રમાણે આપણે માનીએ કે, સ્ત્રીઓએ પતિ ઉપર રાજ્ય ચલાવવુ છે, પણ તેમ કરવા માટે પતિની આજ્ઞાને તાબે થતા પ્રથમ શીખવુ જોઇએ પતિની આજ્ઞાને તાબે થઈ તે કરી લઇ, પોતા તરફ કેવી આજ્ઞાઓ કરવી એ શી ઇતિહાસમા દૃષ્ટિ કરીશુ તો માલમ પડશે કે જે રાજાએ પ્રજાની મરજી મ પાદન કરી રાજ્ય ચલાવ્યુ

છે, તે રાજાઓ પ્રખ્યાતિ અને સુખને પામેલા છે અને તેમણે પોતાની પ્રજાને સર્વ રીતે સુખી કરેલી છે આ ઘરસંસાર પણ એક નાનુ રાજ્ય છે, ગૃહપતિ પુરૂષ તેનો રાજા છે અને સ્ત્રી તે ગૃહરાજ્યની રાણી છે ગૃહપતિ પુરૂષને પોતાની સત્તામા લાવવા માટે સ્ત્રીએ સેવકબુદ્ધિ રાખવાની ખાસ જરૂર છે જો આ પ્રમાણે ન થાય તો જેમ રાજ્યમા વિગ્રહ ઉત્પન્ન થાય છે, તેમ ગૃહ—સંસારરૂપી રાજ્યમા હમેશા અશાતિ અને દુ ખ ઉત્પન્ન થાય છે સ્ત્રીઓ પોતાના બુદ્ધિ ચાતુર્યથી પોતાનો સ્વાર્થ સાધવા પ્રયત્ન કરશે, તેથી તેમનુ અથવા તેમના પતિનુ—એમાથી એકેનુ પણ શ્રેય નહિ થાય

પતિના આ વચન સાભળી વિનીતાને હસવુ આવ્યુ, તેણીએ વિચાર કર્યો કે, " આ મારા પતિને આ મારા આગ્રહની જરાપણ ખબર નથી જો કે તેમનુ કહેવુ યથાર્થ છે, પરતુ મારે મારો આગ્રહ છોડવો ન જોઈએ " આવુ વિચારી તેણીએ હસતા હસતા કહ્યુ, તમે હૃદયમા સારી રીતે સમજો કે, આ સસારમા સ્ત્રી જાતિ સર્વ રીતે ઉત્કૃષ્ટ છે, તે છતા તમે આગ્રહ રાખી તમારી જાતિનો પક્ષ ખેચો છો પણ તમારો આ પક્ષ મારી આગળ જરાપણ ચાલવાનો નથી એક વખતે અમારી શિક્ષક બાઈએ અમોને એટલે સુધી કહ્યુ હતુ કે, આ સસારમા સ્ત્રીઓની પ્રધાનતા છે અને પુરૂષોના કરતા સ્ત્રીઓમા સ્વાર્થત્યાગ, આત્મભોગ, પરોપકાર, દયા, ક્ષમા વગેરે સદ્ગુણો, તેમજ પ્રેમ, મધુરતા અને સમભાવ વિગેરે કોમળ ગુણો સ્ત્રીઓમા પ્રાધાન્યપણે જોવામા આવે છે આ સદ્ગુણોથી તેમના સંસર્ગમા આવનાર દુષ્ટ પુરૂષને પણ તેઓ પવિત્ર હૃદયવાળા બનાવી મૂકે છે આ સદ્ગુણોનુ સ્થાન હૃદય ગણવામાં આવે છે પુરૂષોને સદ્ગુણોનુ સ્થાન મગજ છે અને સ્ત્રીઓને હૃદય છે પવિત્ર સ્ત્રી પોતાના સદ્ગુણોથી પુરૂષની માનસિક શક્તિઓને નિયમમા રાખી તેમને સારે માર્ગે દોરી મહત્ કાર્યમા પ્રેરે છે અને વિજય અપાવે છે પોતાના પ્રેમરસના નિર્મળ ઝરાના દિવ્યજળથી પુરૂષની વૃત્તિઓનુ સતત પોષણ કરી

દેશની પ્રજા નીતિ અને ધર્મમા ક્ષીણ થતી જશે મૂર્ખ માતાઓ
ના ઉત્સગમા ઉછરેલી સર્વ પ્રજા મૂર્ખ રહેશે અને અનુક્રમે
આર્યદેશની આર્યપ્રજા પોતાની ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિને
ગુમાવી બેસશે

વિનીતાનુ આવુ લાબુ ભાષણ સાભળી નિયમધર સતુષ્ટ થઈ
ગયો તથાપિ એ વનિતા ની વાણીનો રસ લેવાની ઇચ્છાથી તેણે
શાંતતાથી કહ્યુ, "ગૃહેશ્વરી, તમારૂ કહેવુ યથાર્થ છે, તથાપિ મને
એક વાત યાદ આવે છે, તે મારે તમારી સમક્ષ કહેવાની છે"

નિયમધર કહે છે—એક અનુભવી વિદ્વાને મને કહ્યુ હતુ કે,
હવેનો સમય બદલાતો જાય છે માટે સ્ત્રીઓને વિશેષ કેળવણી
આપવાની જરૂર નથી કેળવણીને જીરવનારા જેવા પુરૂષો છે, તે
વી સ્ત્રીઓ નથી અતિશય કેળવણી પામેલી સ્ત્રીઓમા સ્વેચ્છાચાર
તથા ઉચ્છૃખલપના વધી જવાનો સભવ છે 'સ્ત્રી અને પુરૂષ બુ
દ્ધિમાં સમાન છે, એ વાત પણ એને માન્ય નથી પુરૂષોમા સ્વા
ભાવિક રીતે જે બુદ્ધિબળ જોવામા આવે છે, તે સ્ત્રીઓમા હોતુ
નથી " નિયમધરના આ વચન સાભળી વિનીતા ઉચે સ્વરે બો
લી—આ શુ બોલો છો? સ્ત્રીઓની માનસિક શક્તિ પુરૂષોના કર
તા સહસ્ત્રગણી વિશેષ છે ગૃહસસારમા તેમજ જનસમાજમા
સ્ત્રીઓ પુરૂષોને નિયમમા રાખનાર છે

નિયમધર ઉતાવળો બોલ્યો—આ તારા વચનો વિશેષ પડતા
છે અને તારા હૃદયના દુરાગ્રહને તે સૂચવી આપે છે જો સ્ત્રીઓ
ની એટલી બધી સત્તા હોય તો પૂર્વકાળથી માનેલ 'સ્ત્રીએ પતિ
ની આજ્ઞા પાળી મરણને પણ સ્વીકારવુ ' એ સૂત્રનો ભગ થાય
છે તારા કહેવા પ્રમાણે આપણે માનીએ કે, સ્ત્રીઓએ પતિ ઉપર
રાજ્ય ચલાવવાનુ છે, પણ તેમ કરવા માટે પતિની આજ્ઞાને તાબે
થતા તેમણે પ્રથમ શીખવુ જોઇએ પતિની આજ્ઞાને તાબે થઈ તે
મને અનુકૂળ કરી લઈ, પોતા તરફ કેવી આજ્ઞાઓ કરવી એ શી
ખવવાનુ છે ઇતિહાસમા દૃષ્ટિ કરીશું તો માલમ પડશે કે જે રા
જ્યોમા રાજાઓએ પ્રજાની મરજી સપાદન કરી રાજ્ય ચલાવ્યુ

છે, તે રાજાઓ પ્રખ્યાતિ અને સુખને પામેલા છે અને તેમણે પોતાની પ્રજાને સર્વ રીતે સુખી કરેલી છે આ ઘરસસાર પણ એક નાનુ રાજ્ય છે, ગૃહપતિ પુરૂષ તેનો રાજા છે અને સ્ત્રી તે ગૃહરાજ્યની રાણી છે ગૃહપતિ પુરૂષને પોતાની સત્તામા લાવવા માટે સ્ત્રીએ સેવકબુદ્ધિ રાખવાની ખાસ જરૂર છે જો આ પ્રમાણે ન થાય તો જેમ રાજ્યમા વિગ્રહ ઉત્પન્ન થાય છે, તેમ ગૃહ—સ સારરૂપી રાજ્યમા હમેશા અશાતિ અને દુ ખ ઉત્પન્ન થાય છે સ્ત્રીઓ પોતાના બુદ્ધિ ચાતુર્યથી પોતાનો સ્વાર્થ સાધવા પ્રયત્ન કરશે, તેથી તેમનુ અથવા તેમના પતિનુ—એમાથી એકેનુ પણ શ્રેય નહિ થાય

પતિના આ વચન સાભળી વિનીતાને હસવુ આવ્યુ, તેણીએ વિચાર કર્યો કે, " આ મારા પતિને આ મારા આગ્રહની જરાપણ ખબર નથી જો કે તેમનુ કહેવુ યથાર્થ છે, પરતુ મારે મારો આગ્રહ છોડવો ન જોઈએ " આવુ વિચારી તેણીએ હસતા હસતા કહ્યુ, તમે હૃદયમા સારી રીતે સમજો કે, આ સ સારમા સ્ત્રીજાતિ સર્વ રીતે ઉત્કૃષ્ટ છે, તે છતા તમે આગ્રહ રાખી તમારી જાતિનો પક્ષ લેઓ છો પણ તમારો આ પક્ષ મારી આગળ જરાપણ ચાલવાનો નથી એક વખતે અમારી શિક્ષક બાઈએ અમોને એટલે સુધી કહ્યુ હતુ કે, આ સ સારમા સ્ત્રીઓની પ્રધાનતા છે અને પુરૂષોના કરતા સ્ત્રીઓમા સ્વાર્થત્યાગ, આત્મભોગ, પરોપકાર, દયા, ક્ષમા વગેરે સદ્ગુણો, તેમજ પ્રેમ, મધુરતા અને સમભાવ વિગેરે કોમળ ગુણો સ્ત્રીઓમા પ્રાધાન્યપણે જોવામા આવે છે આ સદ્ગુણોથી તેમના સ સર્ગમા આવનાર દુષ્ટપુરૂષને પણ તેઓ પવિત્ર હૃદયવાળા બનાવી મૂકે છે આ સદ્ગુણોનુ સ્થાન હૃદય ગણવામા આવે છે પુરૂષોને સદ્ગુણોનુ સ્થાન મગજ છે અને સ્ત્રીઓને હૃદય છે પવિત્ર સ્ત્રી પોતાના સદ્ગુણોથી પુરૂષની માનસિક શક્તિઓને નિયમમા રાખી તેમને સારે માર્ગે દોરી મહત્ કાર્યમા પ્રેરે છે અને વિજય અપાવે છે પોતાના પ્રેમરસના નિર્મળ ઝરાના દિવ્યજળથી પુરૂષની વૃત્તિઓનુ સતત પોષણ કરી

તેમને સતેજ કરે છે અને જગતના વ્યવહારમા ગુથાએલા તેના
વિરસ હૃદયને રસિક અને પવિત્ર બનાવે છે સ્વામિનાથ, તમે
એમ સમજો છો કે, ' આ સસારમા સ્રીને પુરૂષની મદદની આ
વશ્યકતા છે, ' એ વાત પણ સર્વ અશે સત્ય નથી કારણકે મારા
પિતા શ્રીધરે એક વખતે મારી માતાને કહ્યુ હતુ કે, 'તમારી મ
દદથી હુ ઘણુ કામ કરી શકુ છુ ' તે નાસમજી મે મારા પિતાને
વાત પુછી એટલે તેમણે મને પોતાના અનુભવના વચનો નીચે પ્ર
માણે કહ્યા હતા—

" સ્રીની મદદથી પુરૂષના ગૃહને લગતા તેમજ ગૃહબહાર
કાર્યો ઘણાજ સરળ બની જાય છે પુરૂષનુ વિશ્રામ અને આન
નુ સ્થાન સ્રી બને છે પુરૂષ પોતાનુ સર્વસ્વ તેને અર્પણ કર
પોતે તેને સ્વાધીન થાય છે પુરૂષ ગૃહસસાર ની ઉન્નતિ કરવાન
બધા સાધન સ્રીને પૂરા પાડે છે અને સ્રી તેમનો યોગ્ય ઉપયો
કરી ગૃહને સુખનુ આનદનુ સ્થાન કરી મૂકે છે "

આ મારા પિતાના વચનો કેવા નિષ્પક્ષપાતી છે આ બ
ઉપરથી સિદ્ધ થાય છે કે, પુરૂષ જાતિના કરતા સ્રી જાતિ કોઈ
ને ઉતરતી નથી કદિ તમારા મનમા એમ રહેતુ હોય કે, દેવ
ધિદેવની પક્તિમા પુરૂષ છે, સ્રી નથી, તો એ પણ અયુક્ત
મલ્લીનાથ ભગવત સ્રી છે મલ્લીકુમારીએ તિર્થંકર પદવી પ્રાપ્ત
રી સ્રી જાતિને પરમ ઉત્કૃષ્ટતા આપી છે

વિનીતાના આ વચનો સાભળી નિયમધર ઘણોજ આન
થઈ ગયો, તેના હૃદયની ધારણા એવી હતી કે, પોતાની સ્રી વિન
તાનો સ્વચ્છદી અને હુરાગ્રહી સ્વભાવ દૂર કરાવવો, પણ વિની
પોતાનો એ સ્વભાવ દૂર કરે એવુ તેને ભાસ્યુ નહીં ઉલટો
સ્વભાવ સતેજ થતો જાય છે નિયમધર અત્યારસુધી પોતાની
રણા પાર પાડવામા વિજયી થયો નહીં, પણ પોતાની ગૃહિણ
વિનીતાના મુખમાથી વિદ્વત્તા ભરેલા વચનો સાભળી તેને વિ
સતોષ પ્રાપ્ત થયો હતો

આનદા કહે છે—હે બ્હેનો, આ પ્રમાણે જ્યારે વિનીતા

પોતાના સ્વભાવ પ્રમાણે સ્ત્રીજાતિનો ઉત્કર્ષ સિદ્ધ કરવાનો આ-ગ્રહ છોડયો નહીં એટલે નિયમધરે પોતાના હૃદયમા વિચાર કર-વા લાગ્યો—" આ સ્ત્રી ખરેખર બુદ્ધિવાન્ અને વિદ્વાન્ છે તેણી એ પોતાના બુદ્ધિબળથી સ્ત્રીજાતિની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી આપી છે વળી તે વિષે તેણીએ પોતાની વિદ્વત્તા એવી દર્શાવી છે કે, જે થી મને પૂર્ણ સતોષ થયો છે તો પણ તેણીના મનમાથી એ વાત દૂર કરવી જોઇએ જો તે પોતાની ઉત્કર્ષતા માની તે પ્રમાણે મા રા ઘરમસારમા વર્ત્તશે, તો તેથી મને મોટી હાનિ થશે પુ-રૂષના કરતા સ્ત્રી ઉત્તમ છે અથવા પુરૂષના કરતા સ્ત્રી કોઈ રીતે ઉતરતી નથી, આ સિદ્ધાતને માનનારી વિનીતા માગ તાણામા રહેશે નહીં અને મારો વિનય પણ સાચવશે નહીં, માટે કોઇપણ યુક્તિથી તેના હૃદયનો આ સિદ્ધાત મારે દૂર કરવો જોઇએ પો-તાને સર્વોત્કૃષ્ટ માનનાર મનુષ્ય અહકારી થઇ જાય છે અને પછી અહકારને લઈને અવિનીત અને અવિવેકી બને છે તેથી અવિદુષી વિનીતાને સ્ત્રીના કર્ત્તવ્યનો બોધ કરવાની જરૂર છે જ્યાસુધિ તે ણીની મનોવૃત્તિમા જૈનતત્ત્વોનો પ્રકાશ પડશે નહીં, ત્યાસુધી તેણીનુ આ દુરાગ્રહરૂપ અધકાર દૂર થઈ શકશે નહીં—વળી વિ શેષ સતોષની વાત એ છે કે, આ વિદ્વાન્ સ્ત્રી જૈન ધર્મના તા-ત્ત્વિક પુસ્તકોને ભણેલી છે માત્ર તે ભણતરની છાપ તેના આગ્રહી હૃદય ઉપર પડી નથી, એટલીજ ન્યૂનતા છે તેણીએ માત્ર પોપ ટીયુ જ્ઞાન મેળવ્યુ છે જ્ઞાનની મહત્તા અને રહસ્ય તેણીની બુદ્ધિમા પ્રકાશિત થયા નથી, જો તેને સારી રીતે પ્રકાશિત કરવામા આવે તો આ સુંદરી પોતાના દુ સ્વભાવનો ત્યાગ કરી ખરેખરી વિનીતા થાય મારે હવે તેણીની સાથે કર્મના સ્વરૂપની વાર્ત્તા કરી તેણીને તત્ત્વ ભૂમિ ઉપર લાવુ, તો મારા હૃદયને વધારે આનદ થશે અ ને સુદરીનુ શ્રાવિકાજીવન સાર્થક થશે "

આ પ્રમાણે વિચાર કરી નિયમધર નમ્રતા પૂર્વક બોલ્યો—"પ્રિયા, તમારૂ કહેવુ મને સર્વરીતે યોગ્ય લાગ્યુ છે સ્ત્રીઓ પુરૂષોના કરતા કોઈ રીતે ઉતરતી નથી, એ તમારો સિદ્ધાત મને

કર્મનુ સ્વરૂપ સમજ્યો નથી, માટે તે જાણવાની ખાતર મે તેને પુછેલુ છે,' આ તેણીની ધારણા અભિમાનથી પરિપૂર્ણ છે 'તથાપિ આ વખતે તેણીનો અનાદર કરવો નહીં પણ થોડે તેને ફોસલાવી ઠેકાણે લાવવી યોગ્ય છે '

આવુ વિચારી નિયમધર નમ્રતાથી બોલ્યો-પ્રિયા, તમે જે ધારણા રાખો છો, તે ધારણાથી હુ તમને પુછતો નથી, તથાપિ તમારા મુખથી કર્મનુ સ્વરૂપ જાણી મને લાભ તો થશે-એ વાત સાચી છે વિનીતા મૃદુવકાઈને બોલી-' સ્વામિનાથ, તમારા કહેવા ઉપરથી હુ સમજી ગઈ હવે તે વિષે વધારે સ્પષ્ટીકરણ કરવાની જરૂર નથી ગમે તે ઈરાદાથી તમારે મારા મુખથી કર્મનુ સ્વરૂપ સાભળવુ છે ત્યારે સાવધાન થઈને સાભળો-

ધર્મદાસ શેઠ કહે છે-હે શ્રાવિકાઓ, પછી આનદાએ પોતાની પુત્રી લલિતા અને સોમચદની જ્યાની પાસે શ્રાવક નિયમધર અને તેની સ્ત્રી વિનીતાની વાર્તાનો પ્રસગ લઈ કર્મનુ સ્વરૂપ કહેવા માડ્યુ-તે તમે સાવધાન થઈને સાભળજો

આનદા કહે છે-હે બ્હેનો, પછી વિનીતાએ પોતાના સ્વામીને આ પ્રમાણે કહ્યુ-હે સ્વામિનાથ, પ્રથમ આપણા શરીરમા આત્મા અથવા જીવ છે, તેનુ સ્વરૂપ જાણવુ જોઈએ દરેક પ્રાણીના શરીરમા જે આત્મા છે, તે જીવ છે તે આત્મા-જીવ સ્વયભૂ છે એટલે પોતાની મેળે થયેલ છે, તેને કોઈએ બનાવ્યો નથી તે અનાદિ એટલે શરૂઆત વગરનો અને અનત એટલે અત વગરનો છે તે જીવ-આત્મામા વર્ણ, રસ, ગધ અને સ્પર્શ-એટલા વાના રહેલ નથી, તેથી તે આકાશની જેમ અરૂપી છે વળી તે અસખ્ય પ્રદેશી છે જે અશનો બીજો અશ એટલે ભાગ થઈ શકે નહિ તે પ્રદેશ કહેવાય છે, તેવા અસખ્ય અશ ભેદ અભેદ રૂપે એકસ્વરૂપમા રહે તેવો અસખ્ય પ્રદેશી આત્મા છે તે આત્માના સર્વ પ્રદેશ જ્ઞાન સ્વરૂપ છે તે જ્ઞાન સ્વરૂપ એવા એક એક પ્રદેશમા કર્મની વર્ગણા લાગુ પડે છે જેમ કાચના અરીસા ઉપર છાયા આવી જાય છે, તેમ આત્માના એક એક પ્રદેશ ઉપર તે કર્મની વર્ગણા આઠ ભિન્

થયા કરે છે આત્માના એક એક પ્રદેશમા અનત શક્તિઓ રહેલી છે આત્માનો કોઇ પ્રદેશ જ્ઞાનરૂપ છે, કોઇ દર્શનરૂપ છે, કોઈ અવ્યાબાધરૂપ છે, કોઇ ચારિત્રરૂપ છે, કોઇ સ્થિરરૂપ છે, કોઈ અવગાહનારૂપ છે અને કોઇ અનત સામર્થ્યરૂપ છે આ બધી શક્તિઓ જ્યારે આત્માને કર્મનુ આવરણ આવે ત્યારે લુપ્ત થઈ જાય છે એ કર્મના આઠ ભેદ છે ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર અને ૮ અતરાય-એવા તેના આઠ પ્રકાર છે એ આઠ કર્મની અનત કર્મ વર્ગણા આત્માને આવરણ કરે છે તે કર્મના નિમિત્તથી આત્મા-જીવ મનુષ્ય, નારકી, તિર્યંચ, દેવ, સુભાગી, દુર્ભાગી, સારા સ્વરવાળો નઠારા સ્વરવાળો, ઉચ્ચ જાતિનો, રાજા, રક, ધનવાન્, નિર્ધન, દુખી અને સુખી વિગેરે પ્રકારની જુદી જુદી અવસ્થાઓ ભોગવે છે

આત્માનુ આ સ્વરૂપ સાભળી નિયમધર હૃદયમા પ્રસન્ન થઈને બોલ્યો-પ્રિયા, તમે જે આત્માનુ સ્વરૂપ કહ્યુ અને તેની સાથે કર્મનો સબધ બતાવ્યો, તે સાભળી મારા મનને સતોષ થયો છે તથાપિ તે આત્માનુ લક્ષણ સદા સ્મરણમા રહે તેને માટે કોઈ એકજ કવિતા કહી સભળાવ, તો મને વધારે આનદ થશે પતિના આ વચન સાભળી વિનીતા આત્માના સ્વરૂપને માટે એક સુબોધક કવિતા બોલી હતી

**ધર્મદાસ** શેઠ કહે છે,-આ વખતે પૂર્ણાએ વિનયથી આન-દાને કહ્યુ-ધર્મમાતા, તે વિનીતાએ આત્મસ્વરૂપની કેવી કવિતા કહી હતી, તે મને કહી સભળાવો, એ ઉપયોગી કવિતાને કઠસ્થ કરી હું હમેશા તેનું મનન કરીશ

પૂર્ણાની આવી પ્રાર્થનાથી આનદાએ તે કવિતા સર્વ શ્રાવિકાઓની સમક્ષ ગાઈ સભળાવી હતી જે કવિતા અહિં આ શ્રાવિકા તમને ગાઇ સભળાવશે

પછી ગગાએ ઉભા થઈ, તે કવિતા નીચે પ્રમાણે ગાઇ સભ-ળાવી હતી

## આત્મસ્વરૂપની કવિતા

"પૂર્ણ થયો છે ખેલ સુજનો" એ રાહ

આનંદ આત્મ સ્વરૂપ, [1]અનુભવ આનંદ
આત્મ સ્વરૂપ (ટેક)

આત્મજીવ [2]સ્વયં ભૂ [3]સુખધર,
નિત્ય [4]અનાદિ [5]અનંત અનુભવ ૧
ગંધ સ્પર્શ વર્ણ રસ જેમાં,
નવ થાએ [6]અનુરૂપ અનુ ૨
[7]ગગન સમાન [8]અરૂપી આતમ
અંતર [9]ચેતન રૂપ અનુભવ ૩
નિત્ય [10]અસંખ્ય પ્રદેશી પૂરણ,
આનંદ [11]ઘનમય રૂપ અનુભવ ૪
સર્વ [12]પ્રદેશો પૂરણ ધરતો,
સુંદર [13]જ્ઞાન સ્વરૂપ અનુભવ ૫
જે નિજ [14]શક્તિ અનંત ધરે છે
[15]વિવિધ પ્રકાર [16]અનુપ અનુભવ ૬
જાણી આત્મારૂપ [17]અખંડિત,
[18]અંતર ધ્યો આનંદ અનુભવ ૭
[19]બહિરંતર પરમાદિ શબ્દથી,
આત્મા ત્રિવિધ સ્વરૂપ અનુભવ ૮

---

૧ અનુભવ ૨ પોતાની મેળે ઉત્પન્ન થનાર ૩ સુખને ધારણ કરનાર ૪ જેને આદિ નથી તે ૫ જેનો અંત નથી તે ૬ જેને યોગ્ય થતા નથી ૭ જે આત્મા આકાશની જેમ ૮ અરૂપી એટલે રૂપ વગરનો છે ૯ ચેતન રૂપ છે ૧૦ જેનો ભાગ પડી શકે નહિ તેના અસંખ્ય પ્રદેશો જેમાં રહે છે ૧૧ આનંદ ઘનમય એટલે જેનુ રૂપ આનંદથી વ્યાપ્ત છે ૧૨ આત્મામાં સર્વ પ્રદેશો પૂર્ણ હોય છે ૧૩ આત્મા પોતે જ્ઞાન સ્વરૂપ છે ૧૪ આત્મા પોતામાં અનંત શક્તિઓને ધારણ કરે છે ૧૫ જુદા જુદા પ્રકારની શક્તિઓ ૧૬ જેની ઉપમા ન આપી શકાય તેવો આત્મા છે ૧૭ જેનુ ખંડન ન થાય તે ૧૮ હૃદયમાં ૧૯ બહિરાત્મા અંતરાત્મા અને પરમાત્મા એમ તેના ત્રણ ભેદ પડે છે

આત્મ સ્વરૂપની આ કવિતા સાભળી ધર્મદાસની શ્રાવિકાશાળામા રહેલી સર્વ શ્રાવિકાઓને અતિ આનદ ઉત્પન્ન થયો હતો

**ધર્મદાસ શેઠ** કહે છે–હે શ્રાવિકાઓ, આ શ્રાવિકાએ ગાયેલી આત્મ સ્વરૂપની કવિતા આનદાના મુખથી સાભળી સર્વ શ્રાવિકાઓ અતિ આનદ પામી ગઈ હતી બાળવિધવા પૂર્ણા તો એટલી બધી પ્રસન્ન થઈ ગઈ કે, તેણીના અગ ઉપર રોમાચ ખડા થઈ ગયા વૈરાગ્ય રસનો પ્રવાહ તેના હૃદય ઉપર વ્યાપી ગયો અને સમતારસ સર્વત્ર પ્રસરી ગયો તેણીએ આનદપૂર્વક જણાવ્યુ,—"ધર્મમાતા, આ આત્મસ્વરૂપની કવિતાએ મારા હૃદયને આત્મસ્વરૂપમા મગ્ન કરી દીધુ છે આ બોધક કવિતાને હુ હમેશા કંઠમા રાખીશ" પૂર્ણાની જેમ બીજી શ્રાવિકાઓએ પણ તેની રીતે પોતપોતાની ખુશી જાહેર કરી પછી આનદા હૃદયમા આનદ પામી નીચે પ્રમાણે બોલી—

બ્હેનો, આ ઉપયોગી કવિતા કંઠસ્થ કરી રાખજો, આવી કવિતા સર્વદા સ્મરણીય છે, આવી કવિતાના સ્વાધ્યાયથી આત્મા વૈરાગ્ય ભાવનાનો ભાવક બને છે આ કવિતા જ્યારે વિનીતાએ પોતાના પતિને સભળાવી, તે વખતે નિયમધર શ્રાવકને જે આનદ ઉત્પન્ન થયો હતો, તે અપૂર્વ હતો–અવર્ણનીય હતો આનદમગ્ન થયેલો નિયમધર ક્ષણવાર તે કવિતાનુ મનન કરી વિનીતા પ્રત્યે બોલ્યો—"પ્રિયા, આ કવિતા ખરેખર મનન કરવા યોગ્ય છે આ સુદર અધ્યાત્મને બોધ આપનારી કવિતા કોણે રચેલી છે? અને તને કોણે શીખવી છે"?

નિયમધરના આવા વચન સાભળી વિનીતા બોલી–"સ્વામિનાથ, એ કવિતા મારી શિક્ષિકા પેલી વિધવા બાઈએ મને શીખવી અને તેણીએ પોતેજ તે રચેલી છે"

નિયમધર સાનદાશ્ચર્ય થઈ બોલ્યો–"વાહ! ધન્ય છે, તારી શિક્ષિકાને એ શાંત વિધવાની વિદ્વત્તા અને વિરક્ત ભાવ ખરેખર પ્રસશનીય છે પ્રિયા, મને અત્યારે પશ્ચાત્તાપ થાય છે કે, એ વિદુષી વિધવાનો મારે મેળાપ થયો, તોપણ તેણીના જ્ઞાનનો લાભ હુ મેળવી શક્યો નહિ જો કે, તેણીની સાથે વાર્ત્તાલાપ કરતા મારા જાણવામા

આવ્યુ હતુ કે, તેણી શાંત અને વિદ્વાન્ છે, પણ તે તત્ત્વવેત્તા છે અને આત્માના સ્વરૂપને જાણનારી છે, તે વાત તો અત્યારે આ કવિતા ઉપરથીજ જાણવામા આવી છે અહા ! ધન્ય છે એ વિધવા શ્રાવિકાના સદ્બોધને ”

વિનીતાએ કહ્યુ, “ સ્વામિનાથ, એ બાળવિધવા અમારા નગરમા ઘણા પવિત્ર ગણાય છે તેમની વૃત્તિને માટે સર્વ સઘને મોટુ માન છે સઘના સર્વલોકો તે શિક્ષિકા તરફ પૂજ્ય બુદ્ધિથી જુવે છે ” નિયમધરે ઇંતેજારીથી કહ્યુ,—પ્રિયા, એ પવિત્ર વિધવાને કન્યા શાળામાથી શો પગાર મળે છે? અને તે બાઈનો નિવાસ કયા છે?

વિનીતા—સ્વામિનાથ, આ શુ બોલો છો? એ બાઈને માટે તમે કાંઈ પણ જાણતા ન હો, એમ લાગે છે તેમનુ ચરિત્ર ખરેખર જાણવા જેવુ છે હુ કહુ તે સાભળો

અમારા નગરમા શોભન નામે એક શ્રાવક ગૃહસ્થ હતા તેને સુમેધા નામે એક સ્ત્રી હતી શોભન અને સુમેધા આપણા જૈન ધર્મમા ઘણા આસ્તિક હતા શોભનને સુબોધ અને સુબોધા નામે એક પુત્ર અને પુત્રી થયા હતા તે બને ભાઈ બેન આર્હત શાસ્ત્રનો સારો અભ્યાસ કરી તેમા સારી રીતે પ્રવીણ થયા કર્મ યોગે કેટલોક સમય ગયા પછી શોભન અને સુમેધા બંને શ્રાવક દપતી કાળ ધર્મને પામી ગયા માતા પિતાના વિયોગથી સુબોધ અને સુબોધાને ઘણું દુ ખ લાગ્યુ, પણ વૈરાગ્ય ભાવનાના પ્રભાવથી તેઓએ પોતાના મનને દબાવી માડ માડ શોકનો ત્યાગ કર્યો હતો

માતા પિતાના મરણથી કુટુબમા એકાકી થયેલા સુબોધ અને સુબોધાને તેમના સબધીઓએ આવી સારો દિલાસો આપ્યો હતો જ્યારે સુબોધા યોગ્ય વયની થઇ ત્યારે તેમના સબધીઓએ મળી તેણીનો વિવાહ સબધ કર્યો અમારા નગરમા કલ્યાણદાસ નામનો એક ગૃહસ્થ શ્રાવક રહેતો હતો, તેના પુત્ર શુભચદ્રની સાથે સુબોધાનો વિવાહ કરવામા આવ્યો હતો શુભચદ્ર વિવાહિત થયા પછી તેના માતાપિતાનુ અચાનક મૃત્યુ થયુ, અને તેની વિપુલ સમૃદ્ધિનો તે માલીક થયો હતો શુભચદ્ર ધાર્મિક અને ઉદાર હતો, પણ

તેનામા પૂર્વપુણ્યનુ બળ ઓછુ હતુ, તેથી તે ભરયુવાવસ્થામા મૃત્યુ-
ને શરણ થઇ ગયો પવિત્ર હૃદયા સુબોધા બીચારી બાળ વિધવા થઈ

સુબોધાનો ભાઇ સુબોધ યોગ્ય વયમા વિવાહિત થયો હતો કર્મયોગે તેને રાજ્યક્ષ્માનો ભયકર રોગ લાગુ પડયો થોડાજ દિવસમા સુબોધ પોતાની વિધવા બ્હેનને મુકી કાળધર્મને પામી ગયો હતો ભ્રાતાના મરણથી સુબોધાના હૃદય પર ભારે આઘાત થયો હતો પિતૃપક્ષ અને શ્વસુરપક્ષનો ઉચ્છેદ થવાથી સુબોધાને અસહ્ય દુ ખ લાગી આવ્યુ એ વિરક્ત બાળા પ્રબુદ્ધ હોવાથી તેમજ આ અસાર સ સારના સ્વરૂપને જાણનારી હોવાથી, પુન ધાતિને પ્રાપ્ત સ્વસ્થ થઇ શ્વસુર અને પિતાના દ્રવ્યની તે સત્તા ધારિણી થઇ પવિત્ર સુબોધાએ પોતાના સસરાનુ અને પિતાનુ દ્રવ્ય એકત્ર કર્યુ તેમાથી પોતાના નિર્વાહના જેટલુ દ્રવ્ય રાખી બાકીનુ દ્રવ્ય તેણીએ સાત ક્ષેત્રોમા યોગ્યતા પ્રમાણે અર્પણ કરી દીધુ છે તેમા ખાસ કરીને શ્રાવક, શ્રાવિકા, સાધુ અને સાધ્વી—એ ચાર ક્ષેત્રોને માટે તેણીએ વિશેષ દ્રવ્ય આપેલુ છે શ્રાવકોને જ્ઞાનદાન અને ઉપયોગદાન કરવાને અને સાધુઓ તથા સાધ્વીઓ-ને જ્ઞાનદાન અપાવવાને તેમણે મોટી સ સ્થા ઉભી કરેલી છે

એ સુબોધા તેજ અમારા વિજયા જૈનકન્યાશાળાની અધ્યાપિકા છે તેઓ કાઈ પણ દ્રવ્યની ઇચ્છા રાખ્યા વગર પોતાની જાતે જૈનબાળાઓને વિદ્યાભ્યાસ કરાવે છે તન, મન અને ધનથી તે પવિત્ર શુરુણી આર્હતબાળાઓને બોધ આપે છે તેમણે અમને આત્મસ્વરૂપની કવિતા શીખવેલી છે તે કવિતા પણ તેમની રચેલી હોય, તેમ લાગે છે, કારણકે, તેઓ કોઇ પણ કવિતા નિબ ધ કે વિષય લખે છે, તે ઉપર કર્તા તરીકે પોતાનુ નામ આપતા નથી તેઓ દરેક કાર્ય કીર્તિની અપેક્ષા વગરજ કરે છે

**આન દા કહે** છે—હે બ્હેનો, વિનીતાના આવા વચન સા-ભળી તેણીનો પતિ નિયમધર ઘણોજ ખુશી થઇ ગયો હતો આ નદના ઉદધિમા મગ્ન થઈ તે બોલ્યો—"પ્રિયા, ધન્ય છે તારી શિક્ષિકા સુબોધાને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી પોતાના જીવનને એવા

પરોપકારમા જે નારી સુબોધા ખરેખર સુબોધા છે એવી પરોપ
કારિણી વિધવા શ્રાવિકાનો અવતાર સર્વ રીતે પ્રશસનીય છે વિ
ધવાએ ચારિત્ર—દીક્ષા લેવી અથવા તો આવી પરે પકાર ની મહા
વ્રતની દીક્ષા લેવી—એ તેણીના જીવનની ઉન્નતિનુ શિખર છે
જૈનબાળિકાઓને મફત શિક્ષણ આપવુ, જૈનમહિલાસમાજ સ્થા
પી તેમા સુબોધક ભાષણો આપવા, પોતાનામા જે કાંઈ જ્ઞાન
કળાકૌશલ્ય હોય, તેનો બીજી બ્હેનોને લાભ આપવો અને સા
સારા ગ્રથી ધર્મના અને અધ્યાત્મના ઉત્તમ પુસ્તકો વાચી, તેમાં
બોધ લેવો અને આપવો—એમાજ વિધવાના જીવન ની ઉપયો
ગિતા છે પ્રિયા, તારી ઉપકારિણી શિક્ષિકા સુબોધાના આ વૃત્તા
જો પ્રથમથી મારા જાણવામા હોત તો હુ એ મહાસતીના પ્રત્ય
દર્શન વખતે તેણીના ઉચ્ચ જ્ઞાનનો લાભ લેત હવે બન્યુ તે ખરૂં
પુન કોઈ પ્રસગે એ પવિત્ર સતીના દર્શન કરી હુ મારા આત્માને
સુકૃતનો પાત્ર બનાવીશ." પ્રિયા હવે તત્ત્વજ્ઞાનની વાર્તા આ
ગળ ચલાવ

પતિના આ વચન સાભળી વિનીતાએ તત્ત્વજ્ઞાનની વાર્તા
આગળ ચલાવી—

હે સ્વામી, જે આત્મા છે, તે આપણા આ શરીરમાજ વ્યાપી
રહે છે દરેક પ્રાણીના શરીરમા જુદો જુદો આત્મા છે, પરંતુ ચૈત
ન્યસ્વરૂપે સરખો છે જે આત્માને સર્વ વ્યાપી અને એક માને
તે આપણા જૈનમતમા અપ્રમાણ છે જો એવો એક અને સ
વ્યાપક આત્મા માનવામા આવે તો બધ અને મોક્ષ વિગેરે ક્રિયા
અભાવ સિદ્ધ થાય છે

તે આત્મા શુભ અને અશુભ બન્ને કર્મનો કર્તા છે અને
શુભ–અશુભના સારા નરસા ફળને ભોગવનારો છે જ્યારે તે ધ
સાધન દ્વારા સર્વ કર્મની ઉપાધિને દગ્ધ કરે છે, ત્યારે તે નિર્વાણ
મોક્ષને પ્રાપ્ત કરે છે

તે આત્માના ત્રણ ભેદ છે ૧ બહિરાત્મા, ૨ અતરાત્મા અ
૩ પરમાત્મા જે જીવ મિથ્યાત્વના ઉદયથી શરીર, દ્રવ્ય, સ્ત્રી, પુ

અજીવ જાણે, અજીવ હોય તેને જીવ જાણે, ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ જાણે, માર્ગને ઉન્માર્ગ અને ઉન્માર્ગને માર્ગ જાણે, અને મુક્તને અમુક્ત અને અમુક્તને મુક્ત જાણે છે આ વો મિથ્યાત્વ વિપાક મોહનીય કર્મના પ્રભાવથી પ્રગટ થાય છે મોહનીય કર્મની સ્થિતિ સીત્તેર કોડાકોડી સાગરોપમ સુધી રહે છે જેમ મદિરાનુ પાન કરનાર પુરૂષ મિત્રને શત્રુ જાણીને મારવા દો ડે છે અને શત્રુને દુઃખી દુઃખીને મળવા દોડે છે તેવી રીતે મોહનીય કર્મરૂપી મદિરાની ઘુમિવાળો પુરૂષ વિપરીત કાર્ય કરવાને પ્રવર્તે છે

નામ કર્મ મોહનીય કર્મથી ઉતરતુ છે તેની સ્થિતિ વીશ કોડાકોડી સાગરોપમ સુધી રહે છે એ કર્મના વિપાકમા ચિત્રકા રના જેવી વિચિત્રતા રહેલી છે, જેમ ચિત્રકાર જાત જાતના રૂપને ચિત્ર રૂપે ખડા કરે છે તેમ નામ કર્મ અરૂપી આત્માને એકેદ્રિય, બે ઇંદ્રિય, કુરૂપી, સુરૂપી, લાંબો ઠીંગણો, કુબડો, કાલો, ધોળો અને હજાર યોજન પ્રમાણ કરી શકે છે તેમજ અણી ઉપર લાવી મૂકે છે અસખ્ય નિગોદે નિગોદે અનત જીવરૂપે બનાવે છે એ નામકર્મની ખુબી છે

ત્રીજુ ગોત્રકર્મ નામકર્મના જેટલી સ્થિતિવાળુ છે આ જગ તમા જે જીવ હલકી જાતમા અને નીચ જાતમા આવે છે તે ગોત્ર કર્મનો વિપાક છે એ ગોત્રકર્મને કુંભારના પાત્રોની ઉપમા અપા ય છે જેમ કુભાર કોઈ ઉંચી જાતનુ પાત્ર બનાવે છે અને કોઈ નીચી જાતનુ પાત્ર બનાવે છે તેવી રીતે ગોત્રકર્મથી ઉંચ નીચ જાતિ બધાય છે શુભ ગોત્રકર્મ સારી જાતિમા લાવે છે અને અ શુભ ગોત્રકર્મ નઠારી જાતિમા લાવે છે મૂર્ખ, કૃપણ અને કર્મથી ચાડાલ જેવો માણસ સારા કુલને લઇને આદર પામે છે અને ઉદાર, જ્ઞાતા અને સારી બુદ્ધિનો હોય પણ તે નઠારા કુલને લઇને લોકો મા અનાદર અને અપમાન પામે છે

ચોથુ જ્ઞાનાવરણીય કર્મ છે તે કર્મની સ્થિતિ ત્રીશ કોડાકો ડી સાગરોપમની છે જ્યારે એ કર્મનો તીવ્ર ઉદય હોય ત્યારે પ્રા ણી કાઇ પણ જાણી શકતો નથી પ્રાણીમાત્રને જ્ઞાનગુણ રહેલો છે

જ્ઞાનગુણના પર્યાય અનંત ગણાય છે એક અક્ષરના પણ અનંત પર્યાય છે જ્ઞાનને આવરણ કરનારૂ કર્મ જ્ઞાનાવરણીય કહેવાય છે જે જીવને એ કર્મનો ઉદય થયો હોય, તે જીવ કાંઈ પણ જ્ઞાન મેળવી શકતો નથી તીવ્ર ઉદયવાળુ જ્ઞાનાવરણીય કર્મ આંખે બાધેલા પાટા જેવુ છે જેમ આંખે પાટો બાધવામા આવે તો પ્રાણી કાંઈ પણ દેખી શકતો નથી, તેમ જ્ઞાનાવરણીયના તીવ્ર ઉદયવાળો પ્રાણી કાંઈ પણ જાણી શકતો નથી એક સમયમા જાણનાર ચિદાનંદ ઘનરૂપ ચેતનરાજને એ કર્મ જડરૂપ કરી નાખે છે, ચેતનના મુખ્ય જ્ઞાનગુણને આવરણ કરનાર એ જ્ઞાનાવરણીય કર્મને માટે પ્રાણીએ ઘણી સાવધાની રાખવાની છે

પાચમુ દર્શનાવરણીય કર્મ ઘણુંજ વિકટ છે એ કર્મ પ્રાણીને ઇંદ્રિય શૂન્ય કરે છે આંધળો, બહેરો વિગેરે જે પ્રાણી બને છે, તે દર્શનાવરણીય કર્મનો વિપાક છે તે કર્મને વિદ્વાનોએ છડીદારની ઉપમા આપી છે રાજાના દ્વાર આગળ રહેલો છડીદાર જેમ રાજા જેની પર ખુશી હોય તેવા માણસને જો પોતે નાખુશ હોય તો પેશવા દેતો નથી, તેમ દર્શનાવરણીય કર્મ જીવને ઇંદ્રિયોથી ન્યૂન બનાવી આત્મ સાધન કરવા દેતુ નથી આત્મસાધન કરવાની જીવની સામગ્રીનો તે નાશ કરે છે દર્શન અને શ્રવણ શક્તિ જીવના ઉપર રાજાની જેમ પ્રસન્ન છે, પણ દ્વારપાળની જેમ તે કર્મ પોતે નાખુશ હોવાથી જીવને તેનો લાભ અપાવતુ નથી તેને અંધ અથવા બહેરો કરે છે

છઠ્ઠુ વેદનીય કર્મ છે એ કર્મની સ્થિતિ ત્રીશ કોડાકોડી સાગરોપમની છે પ્રાણીને જે જે જાતના દુ ખ પડે છે, તેનુ કારણ એ કર્મનો વિપાક હોય છે ગર્ભ સમયના દુ ખ જન્મ સમયના દુ ખ રોગોના દુ ખ, મરણના દુખ, વિયોગના દુ ખ, વિષયની અપ્રાપ્તિના દુ ખ, ભયના દુ ખ, તિર્યંચગતિમા વધ, બંધન, ભારવહન, નાસાવેધ, ક્ષુધા, પિપાસા, મૃગયા અને જાતિવૈરના દુ ખ તથા નરકમા પરમાધામિના દુ ખ– એ બધા દુ ખ એ વેદનીય કર્મના વિપાકથી ઉત્પન્ન થાય છે જીવ પોતે સહજાનંદી છે, પણ એ વેદ

નીય કર્મના બ ધથી તેને એ બધા દુ ખો ભોગવવા પડે છે આપ ણા મહાજ્ઞાનીઓએ એ વેદનીય કર્મને મધની લીપેલી તરવારના ધારની ઉપમા આપેલી છે તરવારની ધાર મધ લીપેલુ છે, તે મ ધનો સ્વાદ લેવો તે શાતા વેદનીય કહેવાય છે અને તરવારની ધાર કે જેનાથી મધને ચાટતા જીભ કપાઈ જાય, તે અશાતા વેદનીય કહેવાય છે જ્યારે શાતા વેદનીયનો ઉદય થાય, ત્યારે જીવને ખા વા પીવાના ભોગ, સ્ત્રી વિલાસ, રાગ, રંગ, મહત્વ અને માન મળે છે અને અશાતા વેદનીયના ઉદયથી તે ઉપરના સુખનો વિ યોગ થાયછે

આઠમુ અ તરાય કર્મ છે એ કર્મની સ્થિતિ પણ ત્રીશ કોડા કોડી સાગરોપમની છે અ તરાય કર્મના ઉદયથી જીવને ધારેલા કામમા અ તરાય– વિઘ્ન આવી પડે છે કોઈને કોઈ પણ કામમા અ તરાય કરવાથી એ કર્મ બ ધાય છે અને તેથી તેને પોત ના કા મમા વિઘ્ન (અ તરાય) આવી પડે છે

આ સ સારમા મનુષ્યઆત્માની શક્તિ ચાર પ્રકારે ફેરવી શકાય છે દાનથી, લાભથી, ભોગથી, અને વીર્યથી એ ચારે શક્તિ ઓને લઈને અ તરાય કર્મના ચાર ભેદ પાડી શકાય છે એટલે **દાનાતરાય, લાભાતરાય, ભોગાતરાય, અને વીર્યાતરાય**– એવા તેના ચાર ભેદ પડે છે ધનાઢ્ય માણસ કોઈ નિરાધારને દાન આપવાની ઈચ્છા કરે, પણ દાનાતરાય કર્મના ઉદયથી તે દાન આપી શકતો નથી વ્યાપાર અને રાજસેવા કરનારો માણસ લાભની મોટી ધારણાથી વ્યાપાર કે રાજસેવા કરે છે, પણ જો તેને લાભાતરાય કર્મનો ઉદય થાય, તો તે લાભ મેળવી શકતો નથી વિવિધ પ્રકા- રના ભોગ વિલાસની સામગ્રીને પ્રાપ્ત થયો હોય, પણ જો તેને ભોગાતરાય કર્મનો ઉદય થાય તો તેના શરીરમા રોગાદિકનુ એવુ કારણ બને કે, તે કાઈ પણ ભોગ-વિલાસ ભોગવી શકતો નથી સારી શક્તિ ધરાવનારો માણસ પોતાનુ વીર્ય ફોરવવાને ઈચ્છા કરે, પણ જો તેને વીર્યાતરાય કર્મ ઉદય આવે, તો તે શરીરે નિર્બળ થઈ જાય છે તેને પથ્ય પણ કુપથ્ય થઈ જાય છે

આ અ તરાય કર્મને રાજાના ભ ડારીની ઉપમા આપેલી છે કોઇ માણસ ઉપર રાજા પ્રસન્ન થઇ તેને દ્રવ્ય આપવાની આજ્ઞા કરે પણ જો તે માણસ ઉપર ભ ડારી નાખુશ હોય તો તે કોઇ પણ કારણ બનાવી તેને દ્રવ્ય આપવામા વાર લગાડે છે અથવા ધક્કા ખવરાવે છે, પણ દ્રવ્ય આપતો નથી તેવી પૂર્વ પુણ્ય રૂપી રાજા પ્રસન્ન થઇ જીવને સમૃદ્ધિ વિગેરેનો યોગ મેળવી આપે છે, પણ અ તરાય કર્મરૂપી ભ ડારી તેનો ઉપયોગ કરવા દેતો નથી, તેમા અનેક જાતની અડચણો ઉભી કરે છે

પાચમુ આયુષ્ય કર્મ છે એ કર્મની સ્થિતિ તેત્રીસ સાગરો પમની છે તે આયુ કર્મના શુભાયુ અને અશુભાયુ એવા બે પ્રકાર છે શુભાયુ સારૂ ગણાય છે અને અશુભાયુ નઠારૂ ગણાય છે એ કર્મને લઇને જીવના આયુષ્યની સ્થિતિ બ ધાય છે બીજા સાત કર્મોના કરતા આ આયુષ્ય કર્મનો બ ધ ઘણો મજબૂત છે આયુ કર્મ બાધ્યા પછી ગમે તેટલી ધર્મકરણી કરે, તો પણ તે કર્મથી બાધેલી ગતિ અવશ્ય ભોગવવીજ પડે છે બીજા કર્મોનો ઉદય અપવર્તન—સ ક્રમણ વિગેરે કરણના યોગથી કદિ નિષ્ફળ થાય છે, પણ આયુ કર્મ તો ભોગવ્યા વિના છુટતુ નથી તે કર્મને અનુભવી જ્ઞાનીઓ બેડીની ઉપમા આપે છે જેમ બેડી(હેડ) મા પગ નાખ્યો હોય, ત્યા સુધી તે માણસની ક્યાઇ પણ જઇ શકાતું નથી, તેમ આયુકર્મ બાધ્યા પછી ગમે તેવા પુણ્ય કરે તોપણ તેમાથી છુટી શકાતુ નથી

હે પ્રાણનાથ, આ આઠે કર્મની પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશના બ ધને વશ થઇ આ જીવ અ નતાન ત પુદ્ગલ પરાવર્તન થયા જન્મ મરણ રૂપ ભયકર જ ગલમા ભમ્યા કરે છે, માટે તેમાથી મુક્ત થવાને ભવિઆત્માઓએ સર્વદા પ્રયત્ન કરવો જોઈએ

હે સ્વામી આ પ્રમાણે અમારા પવિત્ર શિક્ષિકા સુશોધાએ આ મા અને આઠે કર્મના સ્વરૂપ અમને શીખવ્યા છે જે મે ત મારી પાસે યથાર્થ રીતે કહી સ ભળાવ્યા છે

આન દા કહે છે — હે બ્હેનો, આ પ્રમાણે વિનીતાના મુખથી આત્મા અને કર્મનુ સ્વરૂપ સાભળી તેનો પતિ નિયમધર ઘણોજ

જેવુ છે જેમ રાજા પ્રસન્ન થઈને કોઈ માણસને દ્રવ્ય આપવાની આજ્ઞા કરે, પણ જો ભંડારી અનુકૂળ ન હોય તો તે માણસને દ્રવ્ય આપવામા વિલંબ કરે અથવા ધક્કા ખવરાવે છે તેવી રીતે અંતરાય કર્મ માણસને લાભ આપવા દેતું નથી તું સારી કેળવણી પામેલી શ્રાવિકા છે, પણ તે કેળવણીનો લાભ તું પોતે લઈ શકતી નથી, એ અંતરાય કર્મનો વિપાક લાગે છે તેની સાથે તારામા મોહનીયકર્મનો ઉદય પણ દેખાય છે મોહનીયકર્મના ઉદયવાળો જીવ શત્રુને મિત્ર અને મિત્રને શત્રુ જાણે છે ઉન્માર્ગને માર્ગ જાણે છે અને માર્ગને ઉન્માર્ગ જાણે છે તે પણ તારી ઉપર લાગુ પડે છે

વિનીતા—(ગભરાઈ જઈને) સ્વામિનાથ, તે અંતરાય અને મોહનીય કર્મનો વિપાક મારી ઉપર શી રીતે લાગુ પડે છે? તે મને સમજાવો

નિયમધર—આત્મા અને કર્મના સ્વરૂપને જાણનારી તારા જેવી વિદ્વાન્ સ્ત્રીના હૃદયમા તેનો બોધ જોવામા આવતો નથી તે ઉત્તમ તત્ત્વનો લાભ તને મળતો નથી, એ અંતરાય કર્મનોજ વિપાક છે મારી રીતે નામની મેળવ્યા છતા, તેનો લાભ ન મળે એ લાભાંતરાય કહેવાય છે જેમ દ્રવ્યના લાભમા અંતરાય થાય છે, તેમ તને તત્ત્વજ્ઞાનના બોધના લાભમા અંતરાય થાય છે જે માણસ કેળવણી પ્રાપ્ત કરી તેનો લાભ ન લઈ શકે તેને અંતરાય કર્મનો વિપાક થયો છે, એમ શામાટે ન કહેવાય પ્રિયે, તે જેવુ જ્ઞાન મેળવ્યુ છે, તેવું તારૂ પ્રવર્તન નથી, તેનું કારણ અંતરાય કર્મ શિવાય બીજુ શુ છે? જેમ દાનાંતરાય કર્મવાળો જીવ દ્રવ્ય છતા દાન આપી શકતો નથી, તેમ કેળવણી પામેલા માણસ અંતરાય કર્મને લઈને તે કેળવણીનો લાભ લઈ શકતો નથી

વળી તારામા મોહનીય કર્મનો ઉદય પણ જોવામા આવે છે મોહનીયકર્મના ઉદયથી જીવને દશ પ્રકારનુ મિથ્યાત્વ થાય છે, તેમા ઉન્માર્ગને માર્ગ જાણવો, એ પણ એક મિથ્યાત્વ છે એ મિથ્યાત્વ તારામા સારી રીતે દેખાય છે શ્રાવિકાએ જ્ઞાન સંપાદન

કરવુ, પણ તે જ્ઞાનનો મ રાખવો ન જોઇએ ' હુ વિદ્વાન છુ, હુ બુદ્ધિમાન છુ, ' એવો મદ રાખવે —એ ઉન્માર્ગ કહેવાય છે માર્ગાનુસારી જીવ કદિપણ તેવો મદ ધારણ કરતો નથી મદને લઇને માણસ દુરાગ્રહી થઇ જાય છે અને દુરાગ્રહને લઇને તેનામા મિથ્યાત્વનો પ્રવેશ થાય છે તુ પણ તેવોજ આગ્રહ રાખે છે એ આગ્રહ - મદ—ને ઉન્માર્ગ છે અને તેના ઉન્માર્ગ તુ મ જા છો છે તેથી તારામા મોહનીકર્મનો ઉદય છે જો તારો આત્મા અતરાય અને મોહનીય કર્મને આધીન રહેશે, તો તને અનેક જાતના મનના બધ થયા વગર રહેશે નહિ પ્રિય હેને વિચાર કર તારા જેવી સુજ્ઞ શ્રાવિકાને વધારે શુ કહેવુ

આનદા કહે છે—હે મ્હેનો, શ્રાવક નિયમશ્રાના આ વચનો સાભળી વિનીતા મગ્ન થઇ ગઇ તેના અતરમાથી પ્રબોધના અકુર પ્રગટ થઇ આવ્યા હૃદયમા રહેલો જ્ઞાન દીપક પ્રકાશિત થઈ ગયો તત્કાળ તેણીએ બેઠા થઇ પોતાના પતિ નિયમધરના ચરણમા વદના કરી તે અજલિ જોડી બોલી— 'મહાનુભાવ, પ્રાણેશ, આપના વચનોએ મારૂ અજ્ઞાન અધકાર દૂર કર્યું છે મારા આત્માને અંતર્ગતમાથી બ ા ો છે મે દુરાગ્રહથી જે તમારી અવગણના કરી હતી તેને માટે મને ક્ષમા આપો હવે મારા હૃદયમાથી દુરાગ્રહ દૂર થઇ ગયો છે પુરૂષોની આગળ સ્ત્રીઓ કાઈ પણ હીસાબમા નથી પુરૂષોનુ બુદ્ધિબળ સ્ત્રીઓના કરતા ચઢીયાતુ છે સ્ત્રીઓ પોતાના પતિઓના દાસીભાવનેજ યોગ્ય છે પુરૂષ સ્વામી છે અને સ્ત્રી સેવિકા છે સ્વામિનાથ, મે તમારી સામે જે આગ્રહથી ગર્વના વચનો કહ્યા છે, તેને માટે મને પશ્ચાત્તાપ થાય છે મોહનીય અને અતરાયકર્મનો વિપાક ઘણોજ નઠારો છે, હુ તેનાથી દૂર રહેવાની ઈચ્છા રાખુ છુ જો આ વખતે હુ પ્રમાદમા પડુ તો અવશ્ય મારા આત્માને કર્મના બધ વિશેષ થાય અરે ! હુ ભણી પણ ગણી નહીં હવેથી હુ પોપટીયા જ્ઞાનને છોડી તે જ્ઞાનના બોધને યથાર્થ રીતે ગ્રહણ કરીશ પ્રભુ મને શુદ્ધ બુદ્ધિ આપો

હે બ્હેનો, વિનીતાએ જ્યારે આવા વચનો કહ્યા, એટલે તેના પતિ નિયમધરને ઘણોજ સંતોષ થઈ આવ્યો પોતાની સ્ત્રી બદલાઈ ગઈ અને તેણીએ દુરાગ્રહનો દુર્ગુણ ત્યજી દીધો—એથી નિયમધરને અવર્ણનીય આનંદ ઉત્પન્ન થયો હતો તે આનંદવડે બોલ્યો—' પ્રાણેશ્વરી, નીતિશાસ્ત્રમાં લખ્યું છે કે, ' જે માણસ વિદ્વાન છે, તે સર્વ રીતે સાન્ય છે ' એ વાકય તે યથાર્થ કર્યું છે તારી ગુરુ સુબોધાની વિદ્યા તે ક્ષણવારમાં સાર્થક કરી દીધી છે હવે મારા મનને પૂર્ણ સંતોષ પ્રાપ્ત થયો છે મારી ઇચ્છા પ્રમાણે મારો શ્રાવકાચાર સુશોભિત બની ગયો છે હું હવે સદ્ભાગ્યના શિખર ઉપર આરૂઢ થયો છું હવે તારા મુખમાંથી તત્વબોધક અને શાંત રસવાળી એક મનોહર કવિતા સાંભળવાની મારી ઇચ્છા છે, તે પૂર્ણ કર

વિનીતા—સ્વામિનાથ, કેવી કવિતા સાંભળવાની ઇચ્છા છે?

નિયમધર—પ્રિયા, તમારા મુખથી જે કર્મના સ્વરૂપનું વિવેચન થયું, તેની જો કવિતા હોય તો વધારે સારૂં, નહીં તો બીજી જે તને યોગ્ય લાગે, તે કવિતા ગાઈ સંભળાવ

વિનીતા—પ્રાણનાથ, એ વિષયની એક કવિતા ઘણી સારી છે જે અમારા પવિત્ર શિક્ષિકા સુબોધાની રચેલી છે

નિયમધર—અહા! એ મહાનુભાવા સુબોધાના જીવનને ધન્ય છે એ સ્રીકવિ ખરેખર આત્માની ઉદ્ધારક છે પ્રિયા, હવે એ સુંદર કવિતા જલદી ગા

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પછી આનંદાએ પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને કહ્યું કે, તે વિનીતાએ જે કવિતા પોતાના પતિ નિયમધરની પાસે ગાઈ હતી, તે કવિતા હું તમને ગાઈ સંભળાવું, તે તમે સાવધાન થઈને સાંભળજો તે આનંદાએ જે કવિતા ગાઈ હતી, તે કવિતા આ નાયિકા તમને ગાઈ સંભળાવશે

પછી વિનીતાએ પોતાના પતિ આગળ, આનંદાએ લલિતા વિગેરે શ્રાવિકાઓની આગળ અને રંગાએ શ્રાવિકા શાળામાં—

ગર્ભ જનમને રોગ વિયોગના,
[1]વેદાવે બહુ દુ ખ,
નથી વેદની કર્મમા સુખ　　સુણો ૮
આયું કરમની [2]બેડી ભારે,
છુટે નહીં વિણુ ભોગ,
તેનો [3]વજ્ર સરીખો યોગ　　સુણો ૯
આઠ કરમ એ જીવની સાથે,
નિત્ય જડાયે આપ,
ધર્મ સાધી છોડો તેની છાપ　　સુણો ૧૦
નિર્મળ [4]આતમ તત્ત્વ વિલોકી,
કર્મ [5]વિદારે જેહ,
મોક્ષ સાધે ભવિ જન તેહ　　સુણો ૧૧

આ પ્રમાણે ગ ગાના મુખથી કવિતા સાભળી સર્વ શ્રાવિકા સમાજ હૃદયમા પ્રસન્ન પ્રસન્ન થઇ ગયો હતો

ધર્મદાસ શેઠ કહેછે– હે શ્રાવિકાઓ, આ કવિતા આનદાના મુખથી સાભળી લલિતા, જયા, પૂર્ણા, પેતી, પ્રેમ, પુતળી અને પ્રેમદા વિગેરે સર્વ શ્રાવિકાઓ આનદમા મગ્ન થઇ ગઇ તે વખતે પૂર્ણાએ પ્રમ લાવીને કહ્યુ, "ધર્મમાતા, આ ઉપયોગી કવિતા મારા આત્મના જીવનને અવલબન રૂપ થઈ પડશે હુ તેને સદા કઠમા રાખીશ અને સામાયિક વખતે સ્વાધ્યાયમા તેનો પણ પાઠ કરીશ" પૂર્ણાના આ વચનો સાભળી આનદા ઉત્સાહથી બોલી— પૂર્ણાબેન, તમારા વિચાર જાણી મને ઘણી ખુશી ઉપજે છે તમારો આત્મા ખરેખર પુણ્યવાન અને પવિત્ર છે પછી તેણીએ જયાને ઉદ્દેશીને કહ્યુ, "જયાનદ્ તમે જે અતરાય કર્મ વિષે જાણવાને મને પુછ્યુ હતું, તેના ઉત્તરરૂપે આ વિવેચન તમારા સમજવામા આવ્યુ કે નહિ ?"

જયા— ધર્મમાતા, હવે હું બરાબર કર્મનું સ્વરૂપ સમજી છુ

---

૧ દુ ખ પમાડે ૨ આયુ કર્મ બેડીના જેવુ છે, તે ભોગવ્યા વિના છુટકો નથી ૩ તે વજ્રના જેવો મજબુત છે ૪ આત્મસ્વરૂપને જોઈને ૫ નાશ કરે.

અંતરાય કર્મની સાથે બીજા કર્મના સ્વરૂપ જાણવામાં આવી ગયા છે પૂજ્યમાતા, હવે જેમ બનશે તેમ એ કર્મના બંધથી મારા આત્માને બચાવતી રહીશ

આનંદા— બ્હેનો, જ્યારે વિનીતાએ એ કર્મના સ્વરૂપની કવિતા ગાઈ તે વખતે તેણીના પ્રબુદ્ધ હૃદયમાં જુદી જ ભાવના પ્રગટ થઈ આવી હતી તે પછી વિનીતા અને નિયમધર શ્રાવક— એ દંપતી સુખે રહી ધર્મસાધન કરવા લાગ્યા વિનીતાએ સ્વતંત્ર રહેવાનો અને આગ્રહ રાખવાનો પોતાનો દુઃસ્વભાવ છોડી દીધો હતો તે શુદ્ધશ્રાવિકા થઈ પોતાના પતિની ત્રિકરણ શુદ્ધિથી સેવા કરતી હતી અને શ્રાવકગૃહસારનો લ્હાવો લેતી હતી તેમના પવિત્ર ગૃહવાસમાં જે કાંઈ જાણવા યોગ્ય બનાવો બન્યા હતા, તે હું તમને કોઈ પ્રસંગે જણાવીશ આજે તો આપણો નિયમનો સમય થઈ ગયો છે, તેથી હવે ઉપદેશવાર્તા સમાપ્ત કરવામાં આવે છે ધર્મદાસ શેઠ કહેછે– હે શ્રાવિકાઓ, તે પછી આનંદાએ પોતાની ઉપદેશ વાર્તા સમાપ્ત કરી, એટલે બીજી બધી શ્રાવિકાઓ પોતપોતાના ઘર તરફ ચાલી ગઈ હતી આપણો પણ આજનો સમય પૂર્ણ થઈ ગયો છે, માટે આજની ધર્મવાર્તા સમાપ્ત કરવામાં આવે છે ધર્મદાસ શેઠના મુખમાંથી આ શબ્દો નીકળવાની સાથે સર્વ શ્રાવિકાઓએ શાન્તીશ્વર ભગવાનની જય બોલાવી શ્રાવિકાશાળાને ગજાવી મૂકી ધર્મદાસ શેઠ અને ગ ા પોતાના ઘર તરફ આવ્યા અને બાળ યુવાન અને વૃદ્ધ શ્રાવિકાઓ તે નિયમની કથાની વાર્તા કરતી કરતી પોતપોતાના ઘર તરફ વાને થઈ





# દિવસ ૨૬ મો.



પોતાના વાસગૃહમા સામાયિક પાર્યો પછી મણી ઉચે સ્વરે નીરૂ પ્રમાલે પ્રભુભક્તિનુ ગીત ગાય છે

## પ્રભુ ભક્તિનુ ગીત.

### વૈતાલીય છંદ

જયવંત જિનેન્દ્રને નમુ,<br>
પ્રભુ ભક્તિ રસમા સદા રમુ,<br>
જગનાથ કૃપા [1]પ્રસારજો,<br>
ભવથી આ જનને ઉગારજો ૧

[3]નિજકર્મ પ્રવાહમા પડ્યો,<br>
ભવમા હુ ભ્રમથી ભમી રહ્યો,<br>
પ્રભુ [4]આલંબન [5]સત્ય આપજો,<br>
[6]મમ કર્મ બધાજ કાપજો ૨

નથી આશ્રય કોઈ આ ભવે,<br>
નથી શર્ણ બીજુ મને હવે,<br>
મુજને જિનરાય તારજો,<br>
અપરાધો સઘળા વિસારજો ૩

તુજ નામ પવિત્ર હુ જપુ,<br>
નગરી આ તનને સદા તપુ,<br>
નાથજી કરજો કૃપા નિધિ,<br>
નવ જાણુ પ્રભુ ભક્તિનો વિધિ, ૪

---

૧ ફેલાવજો. ૨ બચાવો ૩ કર્મના પ્રવાહમા હું તણાઈ ગયો છુ ૪ ટેકો ૫ સત્ય. ૬ મારા.

મણિ ગીત ગાઇ રહી, તે વખતે તેની પડોશમા રહેનારી ધનકોર નામની એક શ્રાવિકા તેના ઘરમા દાખલ થાય છે

ધનકોર—કેમ મણિબેન શુ કરો છો? આજે તો કાંઇ મધુરા મધુરા ગીત ગાઓ છો શુ કાંઇ આજે જમવા રમવાનુ મળ્યુ છે?

મણિ— આવો, ધનકોરબેન, આજે તમે કયાથી ?

ધનકોર— બેન, અમે વળી આવી ચડયા

મણિ— અમસ્તા આવ્યા છો, કે કાંઈ મારૂ કામ પડયુ છે?

ધનકોર— કામ વિના તમારે ઘેર કાંઇ અવાયછે ?

મણિ—વડા બેન, શી આજ્ઞા છે ?

ધનકોર— હમણા આપણા ગામમા ધર્મદાસ શેઠે અનેતેની સ્ત્રી ગગાએ કાંઈ નવુ ધતીગ ઉભુ કયુ છે, તે શુ છે? સાભળવામા આવ્યુ છે કે, તમે પણ સામેલ છો

મણિ— ધનકોરબેન, એ ધતીંગ શી રીતે કહેવાય? એતો આપણા ગામની શ્રાવિકાઓના ઉદ્ધારને માટે શ્રાવિકાશાળા સ્થાપી છે?

ધનકોર—બેન, એમા ઉદ્ધારની વાત કયા છે ? મને તો તે બધો ઢોંગ લાગે છે શુ આટલા દિવસ શ્રાવિકાશાળા ન હતી એટલે આપણુ બધુ બગડી પડયુ હતુ? મને તો લાગે છે કે, ધર્મદાસ શેઠે આપણામા પોતાનો નિર્વાહ કરવાને માટે આ એક ખાતુ ઉભુ કર્યુ છે

મણિ—બ્હેન! એ કૃપાળુ ધર્મપિતાની મારી આગળ નિંદા કરશો નહિ જો એવી વાત કરશો તો તમારી સાથે મારાથી બોલવુ થઇ શકશે નહિ તેમની આવી વિપરીત વાત તમને કોણે કહી? આપણા શહેરના તમામ લોકો એ પરોપકારી મહાત્મા ધર્મદાસ શેઠ અને તેમના પવિત્ર પતિવ્રતા ગગાની ભારે પ્રશંસા કરે છે ! મને ઈષ્ટદેવ જેવા માને છે, અને તમારા મુખમાથી આવા નિંદાના અપવિત્ર વચનો નીકળે છે, તેનુ શું કારણ ?

ધનકોર—મણિ બેન, મે એ વાત મારા ઘરમાથીજ સાભળી છે

મણિ—તમે તમારા ઘરમા કોના મુખથી સાભળી છે?

ધનકોર— તમારા બનેવીના મુખથી

મણિ—ત્યારે તો એ વાત તદ્દન ખોટી. ડારણ તમારા વરનો સ્વભાવ હું સારી રીતે જાણું છું

ધનકોર— તેમનો સ્વભાવ શું ખરાબ છે?

મણિ— હા, તેઓ પોતે કદિ સારા હશે, પણ તેમને સારા માણસોનો સહવાસ નથી. ઘણીવાર સારા માણસો પણ કુસંગને લઇને બગડી જાય છે

ધનકોર—તમારા બનેવીને એવા નઠારો સહવાસ કોનો છે?

મણિ—ધનકોર બ્હેન, એમા શું પુછો છો? શું તમે એ વાત નથી જાણતા?

ધનકોર— ના, બેન, હું તો નથી જાણતી

મણિ— હમેશા તમારા પતિની પાસે ઘેર કોણ કોણ માણસો આવે છે? તે તમે જાણો છો કે નહિ?

ધનકોર— હા, એને જાણું છું પરંતુ તેઓ કેવા છે, એ વાત હું તદ્દન જાણતી નથી

મણિ— આપણા ગામમા આપણા જૈનમડળની અંદર ત્રણ માણસો ઘણા લુચ્ચા ગણાય છે

ધનકોર—તે ત્રણ માણસો ક્યા? તેમના નામ કહો

મણિ—કુબોધચંદ્ર, કુકર્મચંદ્ર, અને કુધર્મચંદ્ર, એ ત્રણે આપણા સંઘમા ખટપટી અને વિરોધી ગણાય છે અને આપણા ગામના લોકો તેને 'ટણકત્રિપુટી' એવા નામથી ઓળખે છે બ્હેન ધનકોર, એ ત્રણે તમારા વરની પાસે આવે છે કે નહિ,

ધનકોર—હા, તે ત્રણે તો મારે ઘેર રોજ આવે છે, અને તમારા બનેવી તેઓની સાથે ઘણો ઘાટો સબંધ રાખે છે તેઓ કેવા છે એની મને ખબર નથી

મણિ—બ્હેન ધનકોર, તેઓમા જે કુકર્મચંદ્ર છે, તે મારા સગામા છે, તેથી તેમની હકીકત મારા જાણવામા સારીરીતે આવી છે તેઓ એકઠા મળી આપણા ગામમા કાંઇ પણ સારૂ થાય, તેની નિંદા કરે છે અને તેમા ભંગ પાડવાના ઉપાયો કરે છે, પવિત્ર ધર્મદાન

નામે બે દીકરીઓ છે મારા માસા વૃદ્ધ ઉમરના છે એ બને દીકરી
ઓ શિવાય બીજુ કાંઈપણ ફરજન તેમને નથી હાલ તેમણે તે
બને દીકરીઓના લગ્ન નિરધાર્યાં છે આજે તેમને મમૂરતુ ચડાવ
વાનુ છે તે પ્રસંગે તેમને ઘેર માંગલિક ભોજનનુ આમંત્રણ
દેલુ છે હું મારી બેન લઈને તેને ત્યાં કહેવા ગઈ, ત્યારે તેણી
એ ના કહી કે, હુ માસીને ઘેર જમવા નહીં આવુ મે તેનુ કાર
ણ પુછ્યુ ત્યારે તેણીએ કહ્યુ કે, આપણુ માસાએ કુંદન અને કમ
ળા બને દીકરીઓના નાણા લીધા છે, એવુ મે સાભળ્યુ છે, તેથી
હું તેમને ઘેર જમવા નહીં આવુ, કારણ કે, કન્યાવિક્રય કરનારને
ઘરનુ અન્ન ખાવુ, તેમા પાપ છે તેથી મે તે અન્ન ન ખાવાની
બાધા લીધી છે તેણીને મે ઘણીએ સમજાવી, તો પણ તે સમજી
નહીં તેણીએ તો એટલે સુધી કહ્યુ કે, કન્યાવિક્રય કરનારને સ્પર્શ
કરવાથી પણ ન્હાવુ જોઈએ તેના શરીરના સ્પર્શ થાથી પણ અ
પવિત્ર થઈ જવાય છે એટલે હુ નિરાશ થઈ પાછી ઘેર આવી, મે
આ બધી હકીકત તમારા બનેવીને કહી એટલે તેમણે મને કહ્યુ
કે, આપણા ગામમા ધર્મદાસ શેઠ અને તેની સ્ત્રી ગંગા મોટા ધ
ર્મી કહેવાય છે તેઓ પોતાના મંડળમા આવનારી શ્રાવિકા
ઓને ધર્મને બહાને ભમાવે છે તે શિવાય બીજા કેટલાએક નિંદ
ના વચનો કહ્યા હતા જે વચનો તમારી સમક્ષ કહેતા હવે મને
લજ્જા ઉત્પન્ન થાય છે છેવટે તેમણે મને ભળામણ કરી કે,

કહી હોત તો વધારે સારૂ હતુ તમારી વાત સાભળી મ રા મનમા અચાનક ખેદ ઉત્પન્ન થયો છે શુ તમારા મામાએ કન્યાવિક્રય કર્યો? એતો જુલમ કર્યો કહેવાય શ્રાવકકુળમા જન્મ લઇને તેમણે મોટો અનાચાર કર્યો છે કન્યાવિક્રય કરનાર મહાપાપી કહેવાય છે તેનુ નામ સાભળવાથી પણ પાપ લાગે છે દીકરીના દોકડા લેનાર નિર્દયપિતા નરકનોજ અધિકારી છે કન્યાવિક્રય કરનાર જો શ્રાવક કહેવાનો હોય તો પછી મિથ્યાત્વી કોને કહેવો? બહિનાનો વિક્રય કરનાર અને ચાડાલમા કાંઈ પણ ફેર નથી ચાડાળકુળમા જ મેલો જાતિ ચડાલ કહેવાય છે અને કન્યાવિક્રય કરનાર કર્મ ચાડાલ કહેવાય છે જાતિ ચાડાલના કરતા કર્મચાડાળ અધમ છે બ્હેન ધનકોર, તારી આ વાત સાભળી મારે પ્રાયશ્ચિત્ત લેવુ પડશે આજે હુ ઉપવાસના પચ્ચખાણ લઈશ અને આ નઠારી વાત સાભળવાના મહા પાપમાથી મુક્ત થઇશ બ્હેન, જેનુ નામ સાભળવાથી પ્રાયશ્ચિત્ત લેવુ પડે તેવી વાત સાભળી શી રીતે થઈ શકે? તમારી બ્હેન લક્ષ્મી પવિત્ર છે, તેણીને કન્યાવિક્રયના પાપ ભોજનમા શામાટે જોડો છો? તે બીચારીને નિર્દોષ રહેવા દો મારી તો એજ સલાહ છે કે, લક્ષ્મીને એ અપવિત્ર ભોજન કરાવશો નહિ અને જો બને તો તમે પણ એવા ભોજનમા ભાગ લેશો નહિ

જે વિવાહમા કન્યાનો વિક્રય કરવામા આવ્યો હોય, તે અધમ વિવાહ ગણાય છે ને વિવાહનુ ભોજન માગલિક નથી, પણ અમાગલિક છે

મણિના આ વચન સાભળી ધનકોર સ્તબ્ધ થઇ ગઈ તેણીના હૃદય ઉપર મણિના વચનોએ સારી અસર કરી દીધી તેણી વિચાર કરીને બોલી—મણિ બ્હેન, તમોએ મને સારી ચેતવણી આપી છે મારા આત્માને પાપમાથી બચાવ્યો છે હવે હુ પણ એ પાપ ભોજન કરવાને મારા મામાને ઘેર જઈશ નહિ કન્યાવિક્રય કરનાર એ મામાના ઘરનુ અન્ન ખાવુ યોગ્ય નથી હુ આજ સુધી એ વાતથી અજ્ઞાત હતી મણિ બ્હેન, સત્સગનો પ્રભાવ કેવો મહાન્ છે મારી બ્હેન લક્ષ્મીના સારા વિચાર થવાનુ કારણ ધર્મદાસ શેઠની

લાવનાર માતાજ છે વિદ્યા, વિવેક, વિનય, વિગેરે સદ્ગુણોનો ઉત્તમ વારસો, દીકરીને આપનારી માતાના જેવું બીજું કોણ છે?" આવો વિચાર કરતા મારા મનમા માતૃ ભક્તિની ભાવના પ્રગટ થઈ આવી અને તેની સાથેજ મારામા પ્રતિભા શક્તિનો આવિર્ભાવ થયો તેથી હું તરત કવિતા રચવાને શક્તિમાન્ થઇ ગઇ એ કવિતામા માતૃ ભક્તિનું બ્યાન આપવામા આવ્યુ છે, તે હું આ વખતે બોલતી હતી

- આનંદા—લલિતા, ઘણી ખુશીની વાત થઇ તારામા કવિત્વ શક્તિ પ્રગટ થવાથી મને અધિક આનંદ ઉત્પન્ન થયો આજે ઉપદેશવાર્તા વખતે તારી કવિતા બધી બ્હેનોને સભળાવજે

લલિતા—બા, સર્વની આગળ તે કવિતા કહેતા મને શરમ લાગશે

આનંદા—બેન, એમા શરમ શાની? કવિતા કરવાની શક્તિ પ્રશસાપાત્ર ગણાય છે

લલિતા—બા, વખતે તેમા ભૂલહોય, તેથી મને શરમ લાગે છે

આનંદા—બેન, જો તેમા ભૂલ હશે તો સુધારી શકાશે. અને જ્યાસુધી ભૂલ ન સુધરે, ત્યાસુધી તારી કવિતા નિર્દોષ થઇ શકશે નહિ કેમબેન, ખરી વાત કે?

લલિતા—બા, એતો ખરી વાત છે ત્યારે તમારી આજ્ઞાથી તે કવિતા હું ગાઇ સભળાવીશ પણ તેની અંદર જે ભૂલ હોય તે મને જરૂર જણાવજો

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનંદા, અને લલિતા વાતચીત કરતા હતા, તેવામા જયા, પ્રેમદા, પ્રેમ, મોતી, પુતળી, પૂણા વિગેરે બીજી શ્રાવિકાઓ ત્યા આવી પોહોચી. પછી આનંદા લલિતાને લઈ ઉપદેશના સ્થાન ઉપર આવી હતી પ્રથમ આનંદાએ લલિતાને જે હકીકત કહી હતી, તે સર્વની આગળ જણાવી તે સાભળી બધી શ્રાવિકાઓ ખુશીખુશી થઈ ગઇ

જયા—હસની હસતી બોલી લલિતાબા, તમે તો ત્યારે કવિ થયા તમારી કવિતા અમને સભળાવો તો ખરા

પૂર્ણા—જયા ભાભી,' એમા શુ આશ્ચર્ય છે ? આનદા જેવા પવિત્ર ધર્મમાતાની પુત્રી વિદ્વાન્ અને કવિ થાયજ આવી પવિત્ર માતાના ઉદરથી જેનો જન્મ હોય, તે દીકરી સદ્ગુણોનો ભડારજ બને

પ્રેમદા—કવિબેન, હવે કૃપા કરી તમારી માતૃભક્તિની કવિતા અમને સભળાવો

લલિતા—બ્હેનો, કવિતામા કાઇ દોષ આવે તો મને ક્ષમા આપજો આ તો મારો પ્રથમ પ્રયાસ છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, તે પછી લલિતાએ પોતે રચેલી માતૃભક્તિની કવિતા ગાઇ સભળાવી હતી જે કવિતા આ શ્રાવિકા તમને ગાઈ સભળાવશે પછી ગગાએ નીચે પ્રમાણે તે કવિતા ગાઇ સભળાવી—

### માતૃ ભક્તિની કવિતા.

" મહા જુલમ જગત માહે. " એ રાહ.

સહુ બાળ ભુલો ન લગાર,
નિજમાત તણો ઉપકાર, સહુ (ટેક)
નવમાસ [1]ઉદર ધરતી, રક્ષણ કરતી,
ધારે અતિ પ્યાર સહુ ૧
સહીને આપ ઘણા દુખો, ગણે ન સુખો,
[2]સકળ સુખકાર સહુ ૨
ખરી કેળવણી આપે, કષ્ટ કાપે,
કરે નિત્ય [3]ઉદ્ધાર સહુ ૩
પ્રેમથી પાલન જે કરતી, ખત ધરતી,
જનની [4]જયકાર સહુ ૪
બાળને પ્રેમ સહિત નિરખે, સદા હરખે,
ધરી સુખ [5]સાર સહુ ૫

૧ પેટમા ૨ સર્વ સુખને કરનાર ૩ સદાય—સ ૨ ૪ જયવતી ૫ શ્રેષ્ઠ

જગતમા [1]માત જનેતા એક, ધરે મન ટેક,
[2]તનય આધાર સહુ ૬
માતને વ્હાલી ઘણી [3]દુહિતા, [4]નયન સવિતા,
શીખાવે [5]સાર. સહુ ૭
માત વિણ આ [6]ભવ છે શુન્યપર, ગમે ન લગાર,
નહિ [7]સુખકાર સહુ ૮
બાળ સૌ માતભક્તિ કરજો, પ્રેમ ધરજો,
માત [8]દુ ખહાર સહુ ૯

## ગીતિ

જનની જગમા જાણો, [1]સુખજનની સર્વ દુ ખ હરનારી,
પ્રેમ પૂર્ણ હૃદયેથી, વ્હાલ બાળપર વિશેષ ધરનારી ૧
માયાળુ માતાના, અતિ ઉપકારો કદિ ન ભુલાય,
મરતા પણ તે માતા, હિત કરવા બાળનુ સદા ધાય ૨
બાળ બાળિકા સર્વે, હૃદય વિષે માતભક્તિને ભાવો,
ભક્ત બની માતાના, માત તણા ગુણ ગણો મુખે ગાવો ૩

આ પ્રમાણે ગંગાના મુખથી માતૃભક્તિનુ ગીત સાંભળ
શ્રાવિકાસમાજ આનંદમય બની ગયો સર્વના હૃદય ઉપર માતૃભ
ક્તિની ભારે અસર થઈ આવી

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, લલિતાએ જ્યારે ચ
પોતાની રચેલી કવિતા ગાઈ બતાવી, ત્યારે આનંદા અને બીજ
શ્રાવિકાઓને જે હર્ષ ઉત્પન્ન થયો હતો તે અપૂર્વ હતો સર્વ
મુખમાથી લલિતાને માટે સાબાશીના ધ્વનિ નીકળવા માંડયા
વખતે પૂર્ણ પ્રેમાર્દ્ર થઇ બોલી—ધર્મ માતા, આ લલિતા બેનન
પ્રથમ પ્રયાસ છે, પણ કવિતાની અંદર ઘણો અદ્ભુત રસ આ
લો છે શબ્દોની રચના, અનુપ્રાસ અને અર્થમા સારી ખુબી અ

---

૧ જનની ૨ બાળકને આધારરૂપ માતા છે ૩ દીકરી ૪ નેત્રને સૂ
ર્યની જેમ પ્રકાશ આપનારી ૫ સારી કેળવણી ૬ સસાર ૭ સુખકારી
૮ દુ ખને હરનારી

૧ સુખને ઉત્પન્ન કરનારી

વેની છે તે સાથે વળી સાદી અને સ્હેલી લાગે છે કવિતાને સા-
ભળનારાઓને તે સારી અસર કરી શકે છે

પૂર્ણાના આ વચનો સાભળી આનદા અતરમા ખુશી થઇ તે
વખતે પ્રેમદાએ કહ્યુ, પૂર્ણા બેન, મને તો એમ લાગે છે કે, આ ક
વિતા માત્ર મુખથી નીકળી નથી, પણ વચનથી નીકળી છે લલિ-
તાના હૃદયમા જે ખરી માતૃભક્તિ છે, તે આ કવિતા દ્વારા પ્રગ
ટ થઇ છે જે પોતાના હૃદયમા હોય તે કવિતામા આવે તો વધા-
રે સારી કવિતા થાય છે એવુ મે એક ઠેકાણે વાચ્યુ હતુ કેમ
આનદા બ્હેન, એ વાત ખરી છે ?

**આનદા**—પ્રેમદા બેન, એ વાત સત્ય છે હૃદયના ઉદ્ગાર-
થી કવિતા કરનારા ભક્ત કવિઓ સારી ખ્યાતિ પામેલા છે

હે શ્રાવિકાઓ, આ પ્રમાણે લલિતાને અભિનદન આપ્યા પ
છી પુતળી બોલી—ધર્મમાતા લલિતા બેનને કવિતા કરવાનો પ્ર
થમ વિચાર જૈન સતીમડળના પુસ્તકમાથી સતી સુભદ્રાના વચન-
ને અનુસારે થયેલો છે, તો તે સતી સુભદ્રા કોણ હતા ? અને તેઓ
એ પોતાની માતાને આ વચનો શામાટે કહ્યા હતા ? તે વાર્ત્તા ક
હી સભળાવો તો વધારે આનદ થાય

પ્રેમદાએ વચમા કહ્યુ, બેન, એ વાત કહેવામા આનદા
બ્હેનને શામ ટે તસ્દિ આપવી જોઈએ તે વાર્ત્તા તો જૈન સતીમ-
ડળમા આપેલી છે, ત્યાથી વાચી લેવી વધારે સારૂ છે, કેમ પૂર્ણા
બેન તમારો શો મત છે ?

**પૂર્ણા**—પ્રેમદા બેન, એ વાત ખરી છે, પણ મારો મત ત
મારાથી જુદો પડશે

**પ્રેમદા**—તેનુ શુ કારણ ?

**પૂર્ણા**—જૈન સતી મડળમા તે વાર્ત્તા આપી હશે, પણ તે
આપણી મેળે વાચતા જે લાભ થાય, તેના કરતા ધર્મમાતાના મુખ
થી સાભળતા વધારે લાભ થશે અને હું માનુ છુ જુવોને આપણ
માથી ઘણી બ્હેનો કર્મગ્રથ ભણેલી હશે, પણ આપણા ધર્મ
આનદાએ વિનીતાના દષ્ટાતથી જે કર્મનુ સ્વરૂપ અને ચરિત્ર

રૂપ ગમાતવ્યું તેનુ આપણે વાચવાથી કે ભણવાથી સમજી શક્યા ન હતા તે ર સમજી શકીએ પણ નહિ માટે જો ધર્મમાતા આ નદા તે સુભદ્રા સતીનુ વૃત્તાન્ત કહી સમ તવશે, તો તેથી આપણને વધારે લાભ થશે

પ્રેમદા— પૂજ્યબ્હેન, તમે કહી તે સત્યવાત છે હુ તમારા વિચારને સમત થાઉં છુ પછી પ્રમદાએ આનદાને કહ્યું, આનદા બ્હેન, તે સુભદ્રા સતીની વાત્તો અમને કૃપા કરી સમજાવો

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, તે પછી આનદાએ સવ શ્રાવિકાઓની સમક્ષ તે સુભદ્રા સતી ની વાર્ત્તા કહી હતી, તે તમે એક ચિત્તે સાભળજો—

આનદા કહે છે—બ્હેનો, સુભદ્રા સતીનો જન્મ વસત પુર નગરમા થયો હતો એ મહાસતીના પિતાનુ નામ **જિનદાસ** અને માતાનુ નામ **તત્ત્વમાલિની** હતુ તે વખતે વસતપુરમા જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો સતી સુભદ્રાનો પિતા જિન દાસ તે જિતશત્રુ રાજાનો પ્રધાન હતો જિનદાસ ધાર્મિક, નીતિ માન અને પ્રમાણીક હોવાથી રાજા જિતશત્રુ તેની ઉપર સારો વિશ્વાસ રાખતો હતો અને તેની ઉત્તમ સલાહથી પોતાનુ રાજ્ય ચલાવતો હતો

જિનદાસ અને તત્ત્વમાલિની બ ને દ પતી આર્હતધર્મના ઉપાસકહતા તેઓ ધાર્મિક અને સાસારિક સારી કેળવણી પામ્યા હતા એ ધાર્મિક અને પવિત્ર દ પતી જેવા માતપિતાના આશ્રયની નીચે સતી સુભદ્રા ઉછરી હતી તેણીએ પોતાની તત્ત્વમાલિની માતાની પાસેથી ઉત્સગમા સારી કેળવણી લીધી હતી

સુભદ્રા જેમ જેમ વયમા વધતી ગઇ, તેમ તેમ તે કેળવણી મા અને સદ્ગુણોમા પણ વધતી ગઈ હતી ધાર્મિક અને સાસારિક કેળવણીમા પ્રવીણ થયેલી સુભદ્રા જ્યારે મોટી થઇ ત્યારે તેણીના પિતા જિનદાસને ચિંતા થવા લાગી તેણે પોતાની પ્રિયા તત્ત્વમાલિનીની સ મતિ મેળવી નિશ્ચય કર્યો કે, સુભદ્રાને કોઇ આર્હતધર્મી યોગ્ય પુરૂષની સાથે પરણાવવી આ સદ્ગુણી બાળા

કોઈ પણ મિથ્યાત્વી પુરૂષના હાથમા ન જાય અને તેની જીદગી વૃથા ન થાય, તેને માટે જિનદાસે પૂરેપૂરા વિચાર કર્યો હતો

વસ તપુરમા એકજ જાતની ઘણી પ્રજા જૈન અને મિથ્યાત્વી બને રહેતી હતી કેટલાએક માત્ર દ્રવ્યનેજ જોનારા શ્રાવકો પોતાની પુત્રીઓને મિથ્યાત્વીને આપતા હતા અને તેથી કેટલીએક શ્રાવકસુતાઓ પોતાના ધર્મથી ભ્રષ્ટ થઇ મિથ્યાત્વી બની જતી હતી

એક વખતે તત્ત્વમાલિનીએ પોતાના પતિને એકાતે બોલાવીને કહ્યુ, " સ્વામિનાથ, તમે તમારા નિશ્ચયમા દૃઢ રહેજો આ પણી સુભદ્રાનો સ બ ધ કોઇ જૈનધર્મી શ્રાવકને ઘેર કરજો માત્ર પૈસાના લોભથી પોતાની પુત્રીને મિથ્યાત્વીને આપનારા પિતાઓ ની પુત્રીઓની ધાર્મિક સ્થિતિ કેવી નઠારી થાય છે તેનો વિચાર કરજો સમકિતધારી શ્રાવકની સુતા મિથ્યાત્વી પતિ ની પત્ની થાય, એ કેવો અનર્થ ! કેવો અનાચાર ! અને કેવો કુરીવાજ ! શુદ્ધ શ્રાવકકુળની કન્યા મલિન મિથ્યાત્વીના મ દિરમા વધૂ થઇને પ્રવેશ કરે એ સ્વર્ગની દેવીને નરકના મ દિરમા પ્રવેશ કરવા જેવુ છે તેવુ અનુચિત કામ કરનારા માબાપો પોતાના પવિત્ર સ તાનોને વટલાવે છે અને પોતે તેઓની દુર્ગતિનુ કારણ થાય છે "

તત્ત્વમાલિનીના આ વચનોને જિનદાસ અનુમોદન આપતા બોલ્યો—"પ્રિયા, મારાથી એ વિપરીત વાર્ત્તા કદિ પણ બનવાની નથી તુ જાણે છે કે, હુ શ્રાવક કુળમા જન્મ્યો છુ શ્રાવકધર્મના સસ્કારોથી મારૂ હૃદય સ સ્કૃત થયેલુ છે દ્રવ્યના લોભથી મિથ્યાત્વીને પોતાની પુત્રી આપનારા પિતાઓ પોતાની પુત્રીઓનો વિક્રય કરનારા છે અને તેથી તેઓ કન્યાવિક્રયના જેવા મહાપાપના ભોક્તા થાય છે—એવો મે સિદ્ધાત કર્યો છે તેથી સ્વપ્ને પણ હુ એ વાત કરવાનો નથી "

પ્રિય બ્હેનો, પોતાના પતિ જિનદાસના આવા વચન સાભળી તેની સ્રી તત્ત્વમાલિનીને ઘણોજ સ તોષ થયો હતો

તે અરસામા ચ પાનગરીનો રહેવાસી બુદ્ધદાસ નામે એક વેપારી વસ તપુરમા આવી ચડ્યો હતો. તે બુદ્ધદાસ દૃઢ મિથ્યાત્વી

મા વ્યાપાર કરી સારી લક્ષ્મી સંપાદન કરી " પોતે કપટી શ્રાવક બની શ્રાવકની એક સુંદર કન્યા પરણ્યો " એવું ધારી બુદ્ધદાસ પોતાના હૃદયમાં મલકાતો અને પોતાની ધારણા સફળ થવાથી પોતાની કપટ બુદ્ધિને તે વારંવાર વખાણતો હતો એક વખતે બુદ્ધદાસે પોતાને વતન ચંપાનગરી જવાને પોતાના સાસૂ સસરાની આજ્ઞા માગી સુભદ્રા પોતાને સાસરે જવાને તૈયાર થઈ પતિગૃહે જવાની ઉત્કંઠા તેણીનામાં જાગ્રત થઈ, પરંતુ પિતૃગૃહના પ્રેમને લઈને તેણીના મનમાં દુઃખ લાગ્યું બુદ્ધદાસ સાસૂ સસરાની આજ્ઞા લઈ ચાલવાને તૈયાર થયો, તે વખતે સુભદ્રા પોતાની માયાળુ માતાની પાસે મળવા આવી તે વખતે ચોહુરની તત્વમાલિનીએ સુભદ્રાને જે શિક્ષણ આપ્યું હતું તે સર્વ બાળાઓને બોધ લેવા યોગ્ય છે કેળવણીના તત્વને જાણનારી તત્વમાલિનીએ પોતાની પુત્રી સુભદ્રાને આ પ્રમાણે શિક્ષાવચનો કહ્યા હતા—

*બ્હેન સુભદ્રા, તું કેળવણી પામેલી એક શ્રાવક કન્યા છે મે મારી શક્તિ પ્રમાણે તને જે બોધ આપેલો છે, તે બોધ તે તારા સુશિક્ષિત હૃદયમાં કાતર્યો રાખ્યો છે તથાપિ સાસરે જતી સુતાને સદ્બોધ આપવો, એ માતાની પવિત્ર ફરજ છે, એમ ધારી હું તને કહેવા ઈચ્છા રાખું છું—"પુત્રી, તું સાસરીયામાં જઈને તારા પિતાની અને તારી માતાની કીર્તિ વધારજે, તારા પતિની તરફ શુદ્ધ પ્રેમ રાખજે, શુદ્ધ હૃદયથી તેની સેવા કરજે અને તેની આજ્ઞાના વચનને માન આપજે બ્હેન સુભદ્રા, તું સારી રીતે સમજે છે કે, સમકિત ધારી શ્રાવિકાઓએ મન, વચન અને કાયાથી શીળની રક્ષા કરવી જોઈએ શીળની રક્ષા કરવાથી શ્રાવિકાઓને સતી તથા સાધ્વીનું પદ મળે છે મ્હારી બ્હેન, સાસૂ, સસરા, જેઠ, જેઠાણી અને બીજા જે ઘરમાં વડીલ હોય, તેમની સેવા કરજે અને તેમની સાથે મર્યાદાથી વર્તજે કોઈના સાથે વૈર કરીશ નહિ સર્વની સાથે સંપ રાખજે હમેશા પરોપકાર કરવામાં તત્પર રહેજે અને શુદ્ધ ભાવથી જિનભગવંતની

* જૈન સતી મંડળ ભાગ ૧ ના પૃષ્ઠ ૧૪

ભક્તિ કરજે ”

વ્હેનો, સુભદ્રા પોતાની માતા તત્ત્વમાલિનીના આ ઉપદેશ વચન સાભળી હૃદયમા ઘણોજ હર્ષ પામી અને માતાનો ભારે ઉપકાર મનમા આવવાથી તેણીના નેત્રમાથી પ્રેમાશ્રુની ધારા ચાલી–તે પછી સુભદ્રાએ ગદ્‌ગદિત કઠે પોતાની માત ને જે આભારના વચનો કહ્યા હતા, તે વચનો મે તમને મ ભળાવ્યા છે તે વચનોજ આ લલિતાને તેની માતૃભક્તિની કવિતાના કારણ રૂપ થયા છે લલિતાએ જે આદ્ય કવિતા રચી, અને તેણીના હૃદયમા જે પ્રથમ કવિત્વ શક્તિનુ બીજ પ્રગટ થયુ, તેનુ કારણ એ સુભદ્રાના વચનોજ છે

હે વ્હેનો, તે વચનો કહીને સુભદ્રા પોતાના માતાપિતાને પગે લાગી પછી બુદ્ધદાસ સુભદ્રાને સાથે લઈ ત્યાથી વિદાય થયો તે કેટલેક દિવસે ચપાનગરીમા આવી પહોચ્યો બુદ્ધદાસે સુભદ્રાની સાથે પોતાના માતાપિતાના ચરણમા વદના કરી અને પોતે કરેલ લક્ષ્મીની વાત જણાવી, જે સાભળી તેના માતા પિતા અત્યત ખુશી થઇ ગયા હતા

બીજે દિવસે આર્હતધર્મની ઉપાસક એવી સુભદ્રા નિત્યના નિયમ પ્રમાણે વ્હેલી ઉઠી સ્નાન વગેરે કરી જિનાલયમા ગઇ ત્યા ભાવ સહિત પ્રભુના દર્શન કરી, પછી ઉપાશ્રયે જઇ જૈનમુનિને વદના કરી પોતાને ઘેર આવી, તે વખતે તેણીની સાસૂએ પુછ્યુ, “વહુ, તુ વ્હેલી ઉઠીને કયા ગઈ હતી?” સુભદ્રાએ સત્ય કહ્યુ, સાસુજી, હુ જિનમદિરમા દર્શન કરવા અને ઉપાશ્રયે જૈનગુરૂને વદના કરવા ગઈ હતી તે સાભળી સાસૂ બોલી–“વત્સે, આપણે બૌદ્ધધર્મી છીએ આપણા ઈષ્ટદેવ બુદ્ધ ભગવાન્ છે, માટે તારે તેનુજ આરાધન કરવુ તે શિવાય બીજા દેવગુરૂને માનવા નહીં ” તે સાભળી સુભદ્રા ચકિત થઇ ગઇ તેના હૃદયમા અનેક જાતના સકલ્પ-વિકલ્પો થવા લાગ્યા તે આસ્તિક બાળાએ વિચાર્યુ કે “ઘણુજ વિપરીત થયુ આર્હતધર્મના આસ્તિક એવા મારા માતા પિતા ઠગાયા આ ભર્ત્તારનુ કુટુબ મિથ્યાત્વી છે તેણે મિથ્યા શ્રાવક

ધીન મારા માતપિતાને છેતર્યા હું શ્રાવક કુળની કન્યા બૌદ્ધ ધર્મના કુળમા આવી પડી હવે શું કરવું? જે થવાનુ હોય તે થાઓ, પણ મારે તો મારા પવિત્ર ધર્મને કદિ પણ છોડવો નથી જે આર્હત કુટુંબમા મારો અવતાર થયો છે, અને જે સમકિતનો શુદ્ધ માર્ગ મને પ્રાપ્ત થયો છે, તે માર્ગથી હું કદિપણ ભ્રષ્ટ થવાની નથી, શુદ્ધ શ્રાવકની પુત્રી મ કષ્ટમા પણ પોતાના શ્રાવકધર્મથી પતિત બની નથી હું વીરબાળા છુ, કદિ પણ મારૂ ધર્મવીર્ય ગુમાવીશ નહીં જો હું મારા આર્હતધર્મ થી ભ્રષ્ટ થાઉં તો પછી મારા માતાપિતાને ખોટ બેસે. જિનધર્મપિના અને તત્ત્વમાલિની મ તાથી આપેલી ધાર્મિક કેળવણી વ્યર્થ થાય વીરધર્મની શાસનદેવતા મને સહાય કરશે અને આ છેવટે એની શ્રાવકતાને ગૌરવતાના ભારે સંકટમાંથી બચાવશે" આવો વિચાર કરી સુભદ્રાએ પોતાના ધર્મ ઉપરની દૃઢતા વિશેષ મજબૂત કરી પોતાનાં સાસૂ વાદો કરતી તોપણ તેણી નિરંતર પોતાના નિત્ય નિયમ પ્રમાણે જિનમંદિરમા જવા લાગી

જ્યારે સુભદ્રાએ સાસૂના વચનને માન્યા નહીં એટલે તેણીની સાસૂ તેની ઉપર ઘણી ગુસ્સે થઈ અને તેને ઘણીજ પજવવા લાગી આખરે સુભદ્રાને તેની સાસૂએ પોતાના ઘરની બાહેર તેણીને જુદે ઘેર રાખી હતી

**ધર્મદાસ શેઠ** કહે છે–હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનંદ પોતાની પુત્રી અને બીજી બ્હેનોને સતી સુભદ્રાની વાર્તા કરતી હતી તે વખતે ચતુર બુદ્ધિવાળી પોતીએ પ્રશ્ન કર્યો–"ધર્મમાતા, મારા મનમા એક શંકા ઉત્પન્ન થઈ છે, તે જો આપની આજ્ઞા હોય તો પુછુ પોતીના આવા વચન સાંભળી આનંદાએ તેણીને આજ્ઞા આપી એટલે પોતીએ કહ્યુ, ધર્મમાતા, તમારા મુખથી અમે ઘણીવાર સાંભળ્યુ છે કે, દરેક કુળવધૂએ પોતાના સાસરામા જે વડિલ હોય તેની આજ્ઞા માન્ય કરવી તો સુભદ્રાએ પોતાની સાસૂની આજ્ઞાને કેમ માન્ય ન કરી? સાસૂની આજ્ઞા માન્ય કરી તેણીએ બૌદ્ધધર્મનો અંગીકાર કરવો જોઈએ તે વિષેનો શો ખુલાશો હશે? તે આપ ધર્મમાતા કૃપા કરી સમજાવશો પોતીનું આ પ્રશ્ન સાંભળી

આનદા બોલી—પોતી મ્હેન, તમારી શકા વ્યાજબી છે વડીલ ની આજ્ઞા માનવી એ વધૂનો ધર્મ છે, પરતુ આ ઠેકાણે કેવુ સમાધાન કરવાનુ છે તે તુ સાવધાન થઇને સાભળ—

આજ્ઞાના બે પ્રકાર પાડી શકાય છે એક **યોગ્ય આજ્ઞા** અને બીજી **અયોગ્ય આજ્ઞા** ગુરૂ, સ્વામી અને વડિલની આજ્ઞા જો યોગ્ય હોય તો તે અવશ્ય પાળવી જોઇએ અને અયોગ્ય હોય તો તે ન પાળવી જોઇએ હવે યોગ્ય આજ્ઞા કેવી કહેવાય ? તેને નીતિ શાસ્ત્રમા લખ્યુ છે કે, જેમા ધર્મ, નીતિ અને વ્યવહારનો બાધ ન આવે, તે યોગ્ય આજ્ઞા કહેવાય છે અને જેમા ધર્મ નીતિ અને વ્યવહારનો બાધ આવે અર્થાત્ ધર્મ, નીતિ અને વ્યવહારનુ જેમા ઉલ્લઘન થાય—તે અયોગ્ય આજ્ઞા કહેવાય છે તેમા જે યોગ્ય આજ્ઞા ફરમાવે, તેજ ખરેખર ગુરૂ, સ્વામી અને વડિલ ગણાય છે, અયોગ્ય આજ્ઞા કરનારા ગુરૂ, સ્વામી અને વડિલ તેમના ધર્મ તથા કર્ત્તવ્યથી ભ્રષ્ટ થયેલા છે, એમ સમજવુ સુભદ્રાની સાસૂએ તેણીને સ્વધર્મનો ત્યાગ કરી પરધર્મ—મિથ્યાત્વને અગીકાર કરવાને કહ્યુ હતુ, એ તેની અયોગ્ય આજ્ઞા હતી એવી અયોગ્ય આજ્ઞા સુભદ્રાએ માની નહીં, તે અનુચિત કર્યુ નથી

**પોતી**—ધર્મમાતા, હવે હુ નિશક થઇ તમારા વચનોએ મારી શકાને પરાસ્ત કરી દીધી છે હવે કૃપા કરી આગળ વાર્ત્તા ચલાવો

**ધર્મદાસગેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, પછી આનદાએ પોતની વાર્ત્તા આગળ ચલાવી

આનદા કહે છે—હે બ્હેનો, પોતાની સાસૂએ જુદા ઘરમા રાખેલી સુભદ્રા જિનેદ્રની પૂજા કરતી તથા જૈન સાધુઓને વ્હોરાવતી અને એક નિષ્ઠાથી આર્હતધર્મની શુદ્ધ આરાધના કરતી હતી

એક વખતે પોતાના શરીરની પણ સ્પૃહા નહિ રાખનારા કોઇ જિનકલ્પી યુવાન મુનિ ચપાનગરીમા આવી ચડ્યા તે મહામુનિ તપસ્વી હતા માસક્ષપણની મહા તપસ્યા તેમણે ધારણ કરી હતી તે માસક્ષપણના પારણાને માટે તેઓ સુભદ્રાને ઘેર ભિક્ષા લેવા

આવ્યા તેમને ભિક્ષા આપતા સુભદ્રાએ તેમના નેત્રમાં કણું પડેલું જોયું–તે જોઇ સતીએ વિચાર્યું કે, "જો આ મુનિની આંખમાં કણું વધારે વાર રહેશે, તો તેઓ પોતાની આંખ ખોઈ બેસશે" એમ ચિંતવી સતી સુભદ્રાએ ચાલાકીથી યતના પૂર્વક મુનિની આંખમાંથી પોતાની જીભથી તે કણું કાઢી લીધું દૈવયોગે સુભદ્રાના કપાળમાં તાજું તિલક હતું, તે યતિના કપાળમાં પડી ગયું મુનિ તિલકના ચિન્હ સાથે સુભદ્રાના ઘરમાંથી નીકળ્યા, તે વખતે ત્યાં રહેલી સુભદ્રાની સાસૂના તે જોવામાં આવ્યા મુનિના લલાટ ઉપર તિલક જોઈ તેણીએ તરત બુદ્ધદાસને બોલાવીને કહ્યું, "જો આ તારી સ્ત્રીનું કેવું નઠારૂં ચરિત્ર છે, તે આ જૈનમુનિમાં લુબ્ધ થઈ છે" એટલામાં તો તેણીના સાસરાનું બધું કુટુંબ એકઠું મળી ગયું અને તે કહેવા લાગ્યું કે, "બુદ્ધદાસ, આ તારી સ્ત્રી સ્વચ્છંદે વર્ત્તનારી કુલટા છે અને તું શીલા છે તે આપણા કુળને કલંકિત કરશે" સર્વના આવા વચન સાંભળી બુદ્ધદાસ સુભદ્રાની ઉપર નિઃસ્નેહ થઈ ગયો અને તરત તેણે સુભદ્રાનો તિરસ્કાર કર્યો આ વખતે સુભદ્રા પોતાના સતી ધર્મના આવેશથી પોતાના સ્વામી પ્રત્યે બોલી–"સ્વામી, તમે ધર્મનું છળ કરી મારા માત પિતાને અને મને છેતરી છે તે છતાં હું તમારાથી વિરક્ત થઈ નથી તેમજ મે મારા શીળરત્નને ગુમાવ્યું નથી તમે મારા નિગ્રંથ છો, મારા દેવ ગુરૂ અને ધર્મના વિચારમાંજ હું આપનાથી જુદી પડી છું મે જે પેલા પવિત્ર સાધુને કરેલું છે, તે મારા ધર્મની વિરૂદ્ધ કાંઇ કર્યું નથી, છતાં તમારા આ કુટુંબિઓ અનુચિત બોલે છે, તો મ્હારે હવે શું કરવું ?" આટલું કહી તે પવિત્ર સતીએ મનમાં ધારણા કરી કે, "જ્યાસુધી શાસનદેવી મને આ કલંકથી મુક્ત નહિ કરે, ત્યાંસુધી હું મારૂં ધ્યાન છોડીશ નહિ" આ પ્રમાણે કહી સતી સુભદ્રા દૃઢતાથી કાયોત્સર્ગે રહી એ મહાધ્યાન તેણીએ કેટલી વાર સુધી કર્યું–એટલે સતી સુભદ્રાના સાત્વિક પ્રભાવથી શાસનદેવી પ્રગટ થઇને બોલી–"હે સુભદ્રા, તારો કાયોત્સર્ગ પૂરો કર" તે સાંભળી સુભદ્રા કાયોત્સર્ગ પૂરો કરીને બોલી–"મહાદેવી, મારૂં કલંક ઉતારો વીર શાસનની

બાળિકા ઉપર વૃથા કલંક આરોપિત થાય એ શાસનની હીલણા કહેવાય છે" દેવીએ કહ્યુ, "સતી, કાલે સવારે તુ કલંકથી મુક્ત થઈશ તે વખતે હું આકાશમા રહી જે બોલુ, તે પ્રમાણે તારે કરવુ" આ પ્રમાણે કહી શાસનદેવી અતર્ધાન થઈ ગઈ અને સતી સુભદ્રા હૃદયમા હર્ષ પામી

બીજે દિવસે પ્રાત કાળે દ્વારપાળો જેવા નગરના દરવાજા ઉઘાડવા જાય છે, તો તે દરવાજા ઉઘડ્યા નહિ, તેના કમાડ લેશ માત્ર પણ હાલ્યા નહિ તે ખબર સાભળી તે નગરનો રાજા આશ્ચર્ય પામી ત્યા આવ્યો, તેણે ઘણો પ્રયત્ન કર્યો, તે પણ વૃથા ગયો નગરના લોકો આકુળ-વ્યાકુળ થઈ ગયા અને રાજા ચિંતાતુર થઈ ગયો ઘણા શાંતિક કાર્યો કર્યા, તોપણ કાંઈ થયુ નહીં એટલે શાસન દેવીએ અતરીક્ષમા રહીને કહ્યુ,—" જે સતી સ્ત્રી હોય, તેણીએ કાચે તાતણે કુવામાથી ચારણી વડે જળ કાઢીને કમાડને છાટવુ, એટલે તે ઉઘડશે," તે ઉપરથી રાજાએ નગરમા પટહ વગડાવ્યો કે, "જે સ્ત્રી એ પ્રમાણે કરી દરવાજા ઉઘડાવશે, તેણીને બહુ સન્માન આપવામા આવશે" તે સાભળી ચપાનગરીની ઘણી વનિતાઓ જળ કાઢવા લાગી, પણ જળતો ચારણી માથી ગળી જવાથી તેઓ વિલખી થઈને જતી રહેવા લાગી, આથી રાજાને ભારે ચિંતા થઈ પડી તેણે વિચાર્યું કે, "શુ મારા નગરમા કોઈ સતી સ્ત્રી નહિ હોય! હવે શુ કરવુ" અહિં સતી સુભદ્રાએ પોતાની સાસૂને કહ્યુ,—"જો તમારી ઈચ્છા હોય તો હું જઈને દરવાજા ઉઘાડુ" તે સાભળી સાસૂએ કહ્યુ, "એક વાર તો તે કુળને કલંકિત કર્યું છે, હવે તારે વધારે શુ કરવુ છે? તારા જેવી કુશીલા શુ કરવાની છે?" સતીએ વિનયથી કહ્યુ, "માતા, આપે જે કહ્યુ, તે પ્રમાણે છે, પણ હું સુશીલા છુ કે કુશીલા એ વાતનો હમણાજ નિર્ણય થશે" એમ કહી સુભદ્રા સતીએ પટહનો સ્પર્શ કર્યો ત્યાર પછી ચપાપુરના હજારો પુરૂષો અને સ્ત્રીઓની વચ્ચે શીલવતી સુભદ્રાએ શાસનદેવીના પ્રભાવથી કુવામાથી કાચે તાતણે ચારણી વડે જળ કાઢ્યુ અને તે નગરના દ્વારને છાટ્યુ, એટલે તત્કાળ તે દ્વાર ઉઘડી

ગયુ ' આ ચમત્કાર જોઇ સર્વ લોકો આશ્ચર્ય પામી ગયા અને સુભદ્રા સતીને ભારે ધન્યવાદ આપવા લાગ્યા એવી રીતે સુભદ્રાએ નગરના ત્રણ દ્વાર ઉઘાડી દીધા ત્યાર પછી પોતે ઉચે સ્વરેથી કહ્યું—" હવે આ નગરમા જો કોઇ બીજી સતી સ્ત્રી હોય, તો તે ચોથી પોળના દ્વાર ઉઘાડે " તેણીના આ વચન સાભળી રાજાએ તપાસ કરાવી પણ કોઇ સ્ત્રી તેવી નીકળી નહીં, અને તે નગરના દ્વારને ઉઘાડી શકી નહી અદ્યાપિ તે નગરનુ ચોથુ દ્વાર બધ રહેલ છે

સતી સુભદ્રાનો આ દિવ્ય ચમત્કાર જોઇ રાજા અને બધા નગરજનો ચમત્કાર પામી ગયા અને સુભદ્રા સતીને તેમણે જયધ્વનિથી વધાવી લીધી અને ચારે તરફ સતીધર્મના પ્રભાવની પ્રશસા થવા લાગી

સતી સુભદ્રાનો આવો દિવ્ય પ્રભાવ જોઇ તેણીની સાસૂએ ઉભા થઇ પોતાની કુળવધૂની ક્ષમા માગી તે વખતે વિનયવતી વહૂએ પોતાની સાસૂને પગે લાગી કહ્યુ – " પૂજ્ય માતા, આપે મનમા તે વિષે ક્ષોભ કરવો નહિ સર્વ વાત કર્મને આધીન છે શુભાશુભ કર્મ પ્રાણીને અનેક જાતની શુભાશુભ પ્રવૃત્તિ કરાવે છે " સતીના આવા શુભ વિચાર જાણી સર્વે ખુશી ખુશી થઇ ગયા અને જૈન ધર્મ ઉપર તેમની વિશેષ આસ્તા દૃઢ થઇ સતી સુભદ્રાએ પછી પોતાના સાસરાના બધા મિથ્યાત્વી કુટુબને ચુસ્ત જૈનધર્મી બનાવી દીધુ સતીની પ્રેરણાથી બુદ્દદાસ ખરેખરો શુદ્ધ શ્રાવક થઈ ગયો તેનુ સર્વ કુટુબ હૃદયથી આર્હત ધર્મની ઉપાસના કરવા લાગ્યુ તે સાથે ચપા નગરીના બીજા ઘણા બૌદ્ધલોકો, જૈન ધર્મના પરમ રાગી થઇ ગયા

હે બ્હેનો, આ ખબર વસતપુરમા સતીના માતા પિતાના જાણવામા આવતા તેઓ ઘણો આનદ પામ્યા હતા અને પોતે એક સતીના માતા પિતા છે, એવુ જાણી પોતાના માનવ જીવનને કૃતાર્થ માનવા લાગ્યા

છેવટે સતી સુભદ્રા [illegible] સસારને સુધારી કોઇ જૈનમુનિ પાસે દીક્ષા લઇ સાર્થ [illegible] એ પોતાના ચા[illegible]રિત્ર જીવનમા અનેક શ્રાવિકાઓ [illegible] તે મહા સ[illegible]

છે કોઇની આજ્ઞાને માન આપતી નથી છળથી ચાલે છે અને બોલે છે—કોઈ વિદ્યાનો ગર્વ ધારણ કરે છે માત્ર સામાન્ય જ્ઞાન મળ્યુ હોય, તોપણ જાણે મોટી વિદ્વાન્ હોય તેવુ અભિમાન રાખે છે કોઈ સ્ત્રી પોતાના રૂપનો મદ ધારણ કરે છે પૂર્વકર્મના યોગથી જો સારૂ રૂપ પ્રાપ્ત થયુ હોય, તો તે એટલુ બધુ અભિમાન રાખે છે કે, કોઇ કુરૂપી પુરૂષ કે સ્ત્રીને જોઇ તેની મશ્કરી કરે છે કોઇ સ્ત્રી પોતાની કળા પ્રાપ્ત કરી તે પોતાના મનમાં એમ માને છે કે, મારા જેવી કોઈ ચતુર સ્ત્રી નથી આવુ ધારી તે ગર્વના મોટા ગજેન્દ્ર ઉપર ચડે છે અને ઉન્મત્ત થઈ વર્ત્તે છે

બ્હેનો, તમારે કદિપણ વિદ્યાનો, દ્રવ્યનો, કળાનો અને રૂપનો ગર્વ કરવો નહિ, કારણકે આ જગતમા કોઇપણ વસ્તુ સ્થિર રહેતી નથી, માટે કોઇ જાતનો ગર્વ ટકી શકતો નથી ઉદય અને અસ્તનુ ચક્ર દરેક પ્રાણીની આસપાસ ફર્યા કરે છે કોઇ હમેશા ઉદય ઉપર કે કોઈ હમેશા અસ્ત ઉપર રહેતો નથી સર્વ પ્રાણી ઉદય અને અસ્તને વારાફરતી અનુભવ્યા કરે છે ઉદય અથવા અસ્ત એક ઉપર કોઇ કાયમ ટકી શકતુ નથી, માટે કોઇએ કોઇ જાતનો ગર્વ રાખવો ન જોઇએ તે ઉપર ગર્વવતી ગિરિજાની વાર્ત્તા સાભળવા જેવી છે જે કોઈ પ્રસગે હુ તમને કહી સભળાવીશ.

પૂર્ણા— ધર્મમાતા, જો તે વાર્ત્તા આજે કહેવાની કૃપા કરો તો અમને વધારે આનદ થશે

પ્રેમદા— આનદા બ્હેન, પૂર્ણાબેન જે કહે છે, તે બરાબર છે કૃપા કરી આજેજ તે વાર્ત્તા કહી સભળાવો

**ધર્મદાસશેઠ** કહેછે,— હે શ્રાવિકાઓ, પ્રેમદાની પ્રાર્થનાથી પછી આનદાએ તે **ગર્વવતી ગિરિજા**ની વાર્ત્તા કહી સભળાવવા માડી– તે તમે ધ્યાન દઇને સાભળજો

**આનદા**—કહેછે, હે બ્હેનો, નાગપુર નામના એક નગરનો **સતોષચદ્ર** નામે એક શ્રાવક રહેતો શ્રાવકસ તેની સ્ત્રીનુ નામ **પરમા** હતુ સતોષચદ્ર પોતાની સ્ત્રી [illegible] તેણીએ પણે ગૃહાવાસમા રહી આર્હતધર્મની ઉપાસના [illegible] કર્યો હતો તે મોટ

સમજી શકે અને સામાન્ય રીતે ઘરનો હીસાબ રાખી શકે તેવું જ્ઞાન તો તેનામા હોવુ જોઇએ તે સાથે આપણા શ્રાવકધર્મની ક્રિયાને લગતા તેમજ ભક્તિને લગતા કેટલાએક માગ જ્ઞાનને મેળવવાની પણ તેણીને જરૂર છે શું આપણી ગિરિજા તેવુ કાંઇ પણ નથી જાણતી?

**પરમા**—તમારા વિચાર મને પસંદ નથી કુમળા છોકરાંને કેળવણીના મોટા બોજામા નાખવા—એ તેમની જીદગીને જોખમમા નાખવા જેવુ છે વળી આપણી ગિરિજા જોઇએ તેટલુ થોડુ જ્ઞાન ધરાવે છે એટલે તે તદ્દન મૂર્ખ પણ રહી નથી

**મતોપચંદ્ર**—ને ધર્મ તથા નીતિનુ કેટલુ જ્ઞાન ધરાવે છે? તે મને જણાવ જોઇએ

**પરમા**—ગિરિજાને નવકાર મંત્ર સારી રીતે આવડે છે એક બે સ્તવન આવડે છે ને વળી આપણી ગુજરાતી ભાષાના બધા અક્ષરો ઉકલે છે તે શિવાય સો સુધી ગણતા આવડે છે, હવે બીજા જ્ઞાનની શી જરૂર છે?

**મતોપચંદ્ર**—આ સાભળી મને ઘણીજ દીલગીરી થાય છે આવડી મોટી વયેની ગિરિજા ફક્ત નવકાર મંત્ર જાણે, અને ગુજરાતી અક્ષરો વાચી જાણે તેમજ સો સુધી ગણતા આવડે-એ કેવુ જ્ઞાન કહેવાય? આ વાત સાભળી મને ઘણો પસ્તાવો થાય છે હુ મારા વેપાર વધામા રહ્યો, અને મે તારી ઉપર વિશ્વાસ મૂકયો— તેનુ આ ફળ થયુ હુ મારા મનમા સમજતો હતો, કે તે સારી કેળવણી લીધી છે, તેથી તુ પોતે ગિરિજાને સારી રીતે અભ્યાસ કરાવીશ પણ તે વિપરીત વિચાર લાવી આ બીચારી ગિરિજાને નિરક્ષરા રાખી તે છોકરી ઘણી સારી બુદ્ધિવાળી છે જો તેણીને સારી કેળવણી આપવામા આવી હોત તો એક સારી વિદુષી શ્રાવિકા થઇ શકતે ભદ્રે, તે આ મોટી ભૂલ કરી છે માતા તરીકેની તારી પવિત્ર ફરજમાથી તુ ભ્રષ્ટ થઇ છુ આ ઉપરથી મને જણાય છે કે, સમા ...કેળવણી નહીં હોય, કેળવણી પામેલી માતા પોતાની ... કેળવણી આપે છે અને તેનીજ ...નને ઉચિ

હેતુથી ગિરિજા કેળવણી મેળવી શકી નહિ એક વખતે સંતોષચંદ્ર અને પરમા પોતાના ઘરમાં બેઠા હતા, તેવામાં ટપાલ રસ્તે એક પુસ્તક આવ્યું સંતોષચંદ્રે તે પુસ્તક રજીષ્ટર હોવાથી સહી કરીને ગ્રહણ કર્યું સંતોષચંદ્રે તે પુસ્તક ફોડીને જોયું, તો તે ઘણું સુશોભિત માલુમ પડયું સુંદર પુઠું અને સારા બંધનથી તે સુશોભિત હતું તે જોઈ સંતોષચંદ્ર ખુશી થયો પુસ્તક ઉઘાડીને જોયું, ત્યાં તે ઉપર "શ્રાવિકા સુબોધ દર્પણ" એવું નામ વાચવામાં આવ્યું એટલે સંતોષચંદ્રે પ્રસન્ન થઈ ગિરિજાને બોલાવી અને કહ્યું કે, આ પુસ્તક તારે ઉપયોગી છે, તેને તું વાચજે આ વચન સાભળી પરમા બોલી–

**પરમા**–મારી ગિરિજાને એવી નકામી તસ્દી આપવાની નથી તેના મગજ ઉપર એવો બોજો નાખવો, એ મને યોગ્ય લાગતું નથી

**સંતોષચંદ્ર**–તું આ શું બોલે છે? શું વાચવાથી મગજને શો બોજો પડે? આવું વ્હેમ તારા મનમાં કયાંથી ભરાયું? તેણીને વાચતા આવડે છે કે નહીં

**પરમા**–હા, વાચતા તો થોડું ઘણું શીખી છે, પણ તેની તબીયત બગડવાના ભયથી હું તેને પુસ્તકો વાચવા આપતી નથી

**સંતોષચંદ્ર**–આતો જુલમ કહેવાય આવી મોટી ઉમ્મરની દીકરી જ્યારે આવા સુબોધક પુસ્તકો નહીં વાચે તો પછી તેણીનામાં જ્ઞાનનો વધારો શી રીતે થશે?

**પરમા**–જેટલું જરૂર૫ડે તેટલું મેં તેને શીખવ્યું છે તે બધા અક્ષરોને સારી રીતે ઓળખી શકે છે સ્ત્રીજાતિને તેથી વધારે ભણવાની શી જરૂર છે? સ્ત્રીઓને કાંઈ વધારે ભણી દુકાને બેસવું નથી, તેમ કોઈની નોકરી કરવાની નથી ફક્ત વાચતા લખતા આવડે એટલે બસ થયું

**સંતોષચંદ્ર**–આ તારા વિચાર જાણી મને દીલગીરી થાય છે તું આવા વિચાર ધરાવી આપણી ગિરિજાને મૂર્ખ રાખીશ નો કે, સ્ત્રીઓને અતિ વિશેષ વેપારને લગતું અથવા મોટા વહીવટને લગતું જ્ઞાન ન હોય તો ચાલે, પણ સારા સારા સુબોધક પુસ્તકો વાચી

સમજી શકે અને સામાન્ય રીતે ઘરનો હીસાબ રાખી શકે તેવુ જ્ઞાન તો તેનામા હોવુ જોઇએ તે સાથે આપણા શ્રાવકધર્મની ક્રિયાને લગતા તેમજ ભક્તિને લગતા કેટલાએક માન જ્ઞાનને મેળવવાની પણ તેણીને જરૂર છે શુ આપણી ગિરિજા તેવુ કાઇ પણ નથી જાણતી?

**પરમા**—તમારા વિચાર મને પસદ નથી કુમળા છોકરાને કેળવણીના મોટા બોજામા નાખવા—એ તેમની જીદગીને જોખમમા નાખવા જેવુ છે વળી આપણી ગિરિજા જોઇએ તેટલુ થોડુ જ્ઞાન ધરાવે કે એટલે તે તદ્દન મૂર્ખ પણ રહી નથી

**મતોપચદ્ર**—ને ધર્મ તથા નીતિનુ કેટલુ જ્ઞાન ધરાવે છે? તે મને જણાવ જોઇએ

**પરમા**—ગિરિજાને નવકાર મત્ર સારી રીતે આવડે છે એક બે સ્તવન આવડે છે તેમજ આપણી ગુજરાતી ભાષાના બધા અક્ષરો ઉકલે છે તે શિવાય સો સુધી ગણતા આવડે છે, હવે બીજા જ્ઞાનની શી જરૂર છે?

**મતોપચદ્ર**—આ સાભળી મને ઘણીજ દીલગીરી થાય છે આવડી મોટી થયેલી ગિરિજા ફક્ત નવકાર મત્રજ જાણે, અને ગુજરાતી અક્ષરો વાચી જાણે તેમજ સો સુધી ગણતા આવડે—એ કેવુ જ્ઞાન કહેવાય? આ વાત સાભળી મને ઘણો પસ્તાવો થાય છે હુ મારા વેપાર ધધામા રહ્યા, અને મે તારી ઉપર વિશ્વાસ મૂકયો—તેનુ આ ફળ થયુ હુ મારા મનમા સમજતો હતો, કે તે સારી કેળવણી લીધી છે, તેથી તુ પોતે ગિરિજાને સારી રીતે અભ્યાસ કરાવીશ પણ તે વિપરીત વિચાર લાવી આ બીચારી ગિરિજાને નિરક્ષરા રાખી તે છોકરી ઘણી સારી બુદ્ધિવાળી છે જો તેણીને સારી કેળવણી આપવામા આવી હોત તો એક સારી વિદુષી શ્રાવિકા થઇ શકતે ભદ્રે, તે આ મોટી ભૂલ કરી છે માતા તરીકેની તારી પવિત્ર ફરજમાથી તુ ભ્રષ્ટ થઇ છુ આ ઉપરથી મને જણાય છે કે, તારામા સારી કેળવણી નહીં હોય, કેળવણી પામેલી માતા પોતાની છોકરીને હોશથી કેળવણી આપે છે, અને તેણીના જીવનને ઉચિ

સ્થિતિમા મૂકવાને પ્રયત્ન કરે છે આમા તારા કરતા વધારે દોષ પાત્ર હુ પણ થયો છુ પિતાની પણ ફરજ છે કે, તેણે પોતાના સ તાનોની ક્ષણે ક્ષણે જ્ઞાનની સ ભાળ લેવી જોઈએ જેના મ તાનો અજ્ઞ કે મૂખ રહે છે, તે પિતા સર્વ રીતે દોષ પાત્ર થાય છે

આનદ્દ કહે છે, હે બ્હેનો, સ તોષચ દ્રના આવા વચનોએ પણ પરમાના હૃદય ઉપર કાંઇપણ અસર કરી નહિ તે બીરૂભા મિની પોતાના વિચારો આગ્રહ રાખીને બોલી—

**પરમા**—સ્વામી, તમે કહો છો, એ વાત મારા હૃદયને રૂચિ કર લાગતી નથી મને પણ મારી માતાએ વધારે કેળવણી આ પી ન હી માત્ર વાચના લખતા આવડે એટલુજ જ્ઞાન મે મેળ વ્યુ હતુ પાછળથી તમારા ગૃહવાસમા આ વ્યા પછી મે કેટલાએક પુસ્તકો વાચ્યા હતા, તેથી મારામા વિશેષ જ્ઞાન થયેલુ છે, પણ જ્યારથી આ ગિરિજાનો જન્મ થયો છે, ત્યારથી મારાથી કાંઈપણ પુસ્તક વાચી શકાતુ નથી તેમ વળી તમે તમારા વ્યાપારમા પ્ર વૃત્ત બન્યા છો એટલે આ ગિરિજાની માવજતમા પડી એટલે મારાથી કાંઇ પણ પુસ્તક વાચી શકાતુ નથી આ ગિરિજાના મોહમાજ હુ મારા પૂર્વજ્ઞાનને ભૂલી ગઈ છુ તેમ વળી મને જે થોડી ઘણી કેળવણી મારી માતા તરફથી મળી હતી તેનું મરણ એ હતુ કે, મારી મા તાને અમે ત્રણ બ્હેનો હતી તે સાથે અમારે ત્રણ ભાઇઓ હતા એટલે અમારા માબાપને અમારી તબીયતની ફીકર ન હતી અ- ને આપણે તો આ ગિરિજા એકજ પુત્રી છે, તેથી તે ઘણી ખોટની ગણાય માટે તેની તબીયત સાચવવાની ઘણી જરૂર છે આથી હુ તેને કેળવણી આપવામા પછાત પડી હતી અને હજીપણ મારો મક્કમ વિચાર છે કે, તેણીને કેળવણીના ભારે બોજામા નાખી દુ ખી કરવી નહી શરીર પહેલુ અને બીજી વાત પછી કરવી જો ઇએ

**સ તોષચ દ્ર**—તારા વિચાર જાણી મને ઘણીજ દિલગિરી પે દા થાય છે કેળવણીનો પ્રભાવ કેવો દિવ્ય છે! તેનાથી જેટલુ સુખ મળે છે, તેટલુ સુખ બીજા કોઇમાથી મળતુ નથી એવી સુખદા

ચિની કેળવણીને તું તણીયત બગાડનારી અને હું ખદાચિની ગણું છે એ કેવી મૂખતા કહેવાય ગિરિજાની બધી જીંદગી તારે હાથે બગડી જવાથી મને ઘણો અપશોષ થાય છે ગિરિજા આપણા ઉત્તમ શ્રાવકકુળમા જન્મ લઇ માત્ર નવકાર મંત્ર જાણે અને જેવુ તેવું વાચી લખી જાણે એ કેવા અપશોષની વાત છે હજી પણ જો તુ ભીરૂતા અને વ્હેમ છોડી દઇશ તો પણ ગિરિજાની જીંદગીનો કાંઇક ઉદ્ધાર થશે હું વેપારના મહામાર્ગમા મગ્ન થઇ પડયો છુ તેથી મારે તારી ઉપર વિશ્વાસ રાખવો પડે છે, તે છતા હું વખત મેળવી કોઇ કોઇવાર ગિરિજાના અભ્યાસની ખબર પુછતો રહીશ

પોતાની સ્રી પરમાને આ પ્રમાણે કહી તેણે ગિરિજાને ઉદ્દેશીને કહ્યુ,—" બ્હેન, ગિરજા, તુ હવે મોટી થઇ તારૂ હિત શેમા છે, એ વિચાર હવે તારે કરવો જોઇએ તારી ઉમ્મરની બીજી શ્રાવકબાળાઓ સારો અભ્યાસ કરી આગળ પડી છે આપણા સંઘમા ઘણી બાળકબાળિકાઓ વિદ્યાની સારી પ્રશંસા મેળવે છે તારા જેવી સુજ્ઞ અને કુલીનકન્યા જો અભણ રહે તો અમારે પણ શરમાવુ પડે જે કેકન્ય મૂર્ખ રહે છે, તેના માતાપિતાઓ દુનિયામા વગોવાય છે કદિ તારા ઉપરના સ્નેહને લઇને આ તારી માતા તને અભ્યાસની મહેનત કરવા ન આપે, પણ તારે તારા પોતાના હિતની ખાતર સારો અભ્યાસ કરવો જોઇએ "

પિતાના આવા વચન સાભળી ગિરિજા બોલી—" બાપા, તમે કહો છો, ને ખરી વાત છે પણ મારી બા મને અભ્યાસ કરતા અટકાવે છે વારંવાર મારી તબીયતના ખબર પુછયા કરે છે અને મને વારંવાર કહ્યા કરે છે કે, બેન, તુ કોઇ જાતની મહેનત કરીશ નહીં તે મને આખો દિવસ ન્હવરાવી સાફ રાખે છે, નવા નવા વસ્રાભૂષણો પેહેરાવે છે અને ઉંચી જાતના પદાર્થો ખવરાવે છે આથી અભ્યાસ કરવામા હું આગળ ચાલી શકી નહી હવે મારી ઉમ્મર મોટી થઇ, એટલે મારાથી અભ્યાસ થઇ શકશે નહીં મારી યાદ શકિત તદ્દન ઓછી થઇ ગઇ છે તેમ વળી નાની નાની છોકરીઓની સાથે બેશી અભ્યાસ કરતા મને શરમ થાય છે "

ત્પન્ન થઇ આવ્યો "પોતે ઘણી રૂપાળી છે અને તેણીના જેવું કોઈ સ્વરૂપવાન્ નથી" આ પ્રમાણે માની ગિરિજા સર્વનો અનાદર કરતી અને બીજાના ઉપહાસ્ય કરતી હતી તે હમેશા કલાકે કલાકે નવી નવી ઓઢણીઓ, ઘાઘરાઓ અને કબજા પહેરતી હતી નેત્રમાં બારીક કાજળ ઘાલી લલાટ ઉપર વિવિધ જાતના તિલકો કરતી હતી તે ક્ષણે ક્ષણે પોતાનું મુખ દર્પણમા જોયા કરતી અને તે વખતે હૃદયમાં પોતાના રૂપની મગરૂરી રાખી મનમાં ખુશી થતી હતી

બ્હેનો, ગિરિજાની આવી નઠારી અને હલકી રીતિ તેના પિતા સંતોષચંદ્રને ગમતી ન હતી પણ પોતાની સ્ત્રી પરમાના આગ્રહિક બળથી તેનું કાંઈ ચાલ્યું નહિ તે બીચારો તટસ્થ રહ્યા ગિરિજા પણ, માતાએ માથે ચડાવેલી, મોટી અને લાડમાં ઉછરેલી તેથી કોઈનું કહ્યું માને તેવી ન હતી તે સ્વતંત્ર રીને વર્તતી હતી તેણીના હૃદયમાં રૂપનો ગર્વ ઉત્પન્ન થયો હતો અને તેવી તે ગર્વને તૃણવત્ ગણતી હતી

સંતોષચંદ્રે તે ગિરિજાને પોતાના નગરમાં એક સારા ગૃહસ્થને ઘેર પરણાવી હતી તે ગૃહસ્થ ઘણો ધનવાન્ હતો તેના પુત્રનું નામ **મહાસુખ** હતું મહાસુખ પણ માત-પિતાની બેદરકારીથી અને ધનવતપણાના લાડથી સારી કેળવણી પામી શક્યો ન હતો, તે સાથે તે ઘણો બુદ્ધિહીન અને મૂર્ખ હતો, ગિરિજા અને મહાસુખની જોડી બધી રીતે મૂર્ખ બની હતી તે મૂર્ખ દંપતીને સંસાર પણ મૂર્ખતા ભરેલો હોય, તેમાં શું આશ્ચર્ય?

દૈવયોગે એવું બન્યું કે, મહાસુખને મોટી ઉમ્મરે શીળીનો રોગ ઉત્પન્ન થઇ આવ્યો તેના આખા શરીર ઉપર શીળીના મોટા દાણા પ્રગટ થઈ આવ્યા આ રોગથી તેને ભારે પીડા ઉત્પન્ન થઈ પણ આયુષ્યના બળથીજ તેનો બચાવ થઇ ગયો તથાપિ તેનું શરીર વિરૂપ બની ગયું શીળીના ચાઠાને લઈને તેનું મુખ અને બીજા અંગો કદ્રૂપા થઇ ગયા

મહાસુખના શરીરનો આ દેખાવ સુંદર ગિરિજાને ગમ્યો નહિ ગિરિજા તેના ઉપર તદ્દન વિરક્ત થઇ ગઈ તેણીના મનમાં રૂપનો

હે બ્હેનો, કર્મની ગતિ વિલક્ષણ છે મનુષ્ય ધારે છે કાંઈ અને
ને છે કાંઈ કેટલોક વખત ગયા પછી ગિરિજાના શરીર ઉપર કાળા
ઢનો વ્યાધિ ઉત્પન્ન થઈ આવ્યો કાળા કોઢથી તેણીનુ શરીર તદ્દન
ાણુ બની ગયુ અને તે ઘણીજ કુરૂપા થઇ ગઇ રૂપનો ગર્વ કર
ારી ગિરિજા જ્યારે આવી કુરૂપા થઈ ગઇ એટલે તે રાત્રિ દિવસ
અપશોષ કરવા લાગી અને ચોધારા અશ્રુથી રૂદન કરવા લાગી—
ોણીને તેના માત પિતા સમજાવી શાંત કરતા તોપણ પોતાના રૂપનો
ાશ થવાથી તે ઘણો શોક કરતી હતી આ બનાવથી ગિરિજાની
માતા પરમા પણ ઘણો અપશોષ કરતી હતી નાગપુરના લોકો કે
જેઓ તે ગિરિજાને રૂપગર્વા ગિરિજા કહી બોલાવતા હતા, તેઓ
તેની હાંસી કરવા લાગ્યા પોતાના કુરૂપની લજ્જાથી ગિરિજા હમેશા
ઘરની અંદરજ રહેતી હતી તેણી લોકોને પોતાનુ કદ્રુપુ મુખ બતા
વવાને ઘણી શરમાતી હતી

એક વખતે કુરૂપી ગિરિજા પોતાના ઘરમા બેઠી બેઠી વિચાર
કરતી હતી તેવામા તેણીના પૂર્વકર્મના સારા યોગે તેણીના હૃદય
મા આ પ્રમાણે વિચાર થઇ આવ્યો —"અરે ? હુ કેવી મૂર્ખ થ
ઇ મે મારા પિતાના વચનો માન્યા નહીં રૂપના ગર્વથી મે મારૂ
જીવતર બગાડી દીધુ, મે પતિ ગૃહનો ત્યાગ કર્યો, મારી જીંદગી હ
વે ઘણી હશે, આ પિતાને ઘેર રહી જીવનનો નિર્ગમન કરવુ એ
ઘણુ ખરાબ કહેવાય છે, માગ કર્મે મારો રૂપનો ગર્વ ઉતારી દી
ધો લોકોને મુખ બતાવવાને પણ હુ લાયક રહી નહી અરે આ
બધો દોષ મારી બાનો છે, તેણીએ મને બાળપણથીજ ઉન્માર્ગે દો
રી હતી જો હુ મારા પિતાના કહેવા પ્રમાણે ચાલી હોત તો મારી
આ સ્થિતિ ન થાત કદિ હુ કુરૂપા બનત પણ પતિની સાથે રહી
હોત તો મારો આવો અનાદર ન થાત વળી હુ ધર્મની સારી કે
ળવણી મેળવી શકી નહિ એ પણ ઘણુ અનુચિત થયુ છે જો મે
ધાર્મિક વિદ્યાનુ જ્ઞાન સારીરીતે સપાદન કર્યું હોત તો આ વખતે
તે મારા જીવનનો આધાર થઈ પડત હવે મારે શુ કરવુ તે કાંઇ
સુઝત નથી "

આ પ્રમાણે પશ્ચાત્તાપ કરી ગિરિજા પોતાના પિતા સતોષચદ્રની પાસે આવી તેણીએ પિતાના ચરણમા વદના કરી અને પછી તે વિનયથી બોલી—"પૂજ્ય પિતા આ અપરાધી પુત્રીના અપગધ ક્ષમા કરજો મેં તમારા પવિત્ર વચનોને માન આપ્યુ નહીં તેથીજ મારી આ સ્થિતિ થઈ છે, હવેનુ મારૂ જીવન કેવી રીતે સુધરે? તે માર્ગ મને દર્શાવો ધર્મ અને કેળવણીના અભાવથી હવે મારૂ જીવન શી રીતે નિગમન વશે હુ સધવા છતા વિધવાની જેવી સ્થિતિ ભોગવુ છુ ગમે તે ઉપાયથી મારા જીવનનો ઉદ્ધાર કરો "

આ પ્રમાણે પોતાની પુત્રી ગિરિજાના ઉત્તમ વચનો સાભળી સતોષચદ્ર હૃદયમા ખુશી થઈ ગયો તેણીના હૃદયનો પશ્ચાત્તાપ જાણી તેના મનમા આનદ ઉત્પન્ન થયો તે પ્રસન્ન વદને બોલ્યો —' બેટા, તારા આ સદ્‌વિચાર જાણી મને વિશેષ આનદ ઉત્પન્ન થાય છે હવે તુ કોઇ જાતની ચિતા રાખીશ નહી જો તારી આ સદ્વૃત્તિ કાયમ રહેશે તો તારા જીવનનો ઉદ્ધાર તત્કાળ થઈ શકશે આપણા જૈનધર્મના પ્રાચીન ધાર્મિક ઇતિહાસમા એવા ઘણા પ્રસગો બન્યા છે કે, જેઓ આખી જીદગી કુમાર્ગે પ્રસાર કરી છેવટે સન્માર્ગના સાથી બની ગયા છે ગમે ત્યારે પણ જો હૃદયમા સદ્‌વિચાર સ્ફુરે તો તે કદિપણ વ્યર્થ થતા નથી બ્હેન ગિરિજા, હવે તારા કોમળ હૃદયને શોકાગ્નિમા દગ્ધ કરીશ નહી તેને સદ્‌વિચારમા જોડી દેજે તુ અમુક વખત જ્ઞાનાભ્યાસ કરવાને નિયમિત કર નિયમ પ્રમાણે અભ્યાસ કરવાથી તને ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત થશે તારા પતિએ તો સસારનો આરભ બીજી કોઇ સ્ત્રીની સાથે કરેલો છે, એટલે હવે તે તારી સાથે સસાર ભોગવશે નહી, તેથી તારે હવે તારા જીવનને ધર્મમાર્ગમા જોડી દેવુ આ અસાર સસારની વાસના હૃદયમાથી નિર્મૂળ કરી નાખવી, અને સદાકાળ ધર્મની ભાવનાને બળ આપવુ "

પિતાના આ વચનો શાત અને ગર્વ રહિત થયેલી ગિરિજાએ અગીકાર કર્યા અને તેણીના હૃદયને સારૂ આશ્વાસન મળ્યુ હે

બ્હેનો, જ્યારે ગિરિજા ગવ રહિત થઈ ધર્મમાર્ગે જોડાણી, ત્યારે દૈવયોગે એવુ બન્યુ કે, તેણીના માતા પિતા અચાનક એક એક માસને આતરે મૃત્યુને શરણ થઇ ગયા ગિરિજા પિતાની મોટી સપત્તિની અધિકારિણી થઇ શુભ કર્મના ઉદયથી ગિરિજાની મનોવૃત્તિ શુભ સસ્કાર પામીને ઉજ્જ્વળ થઇ ગઇ તેણીની પવિત્ર વૃત્તિમા પોષણ, ઔદાર્ય, ધૈર્ય, ગાભીર્ય અને વિનય વિગેરે સદ્ગુણો સ્વત પ્રકટ થયા તત્કાળ તેણીએ નાગપુરના સઘના આગેવાનોને બોલાવી પોતાની પિતૃસમૃદ્ધિનો સદુપયોગ કરવાની પ્રાર્થના કરી કેટલાએક પવિત્ર મહાસતિઓની સલાહ લઇ તે પ્રબુદ્ધ યુવતિએ પોતાના પિતાના દ્રવ્યના ચાર ભાગ કર્યા એ ભાગના દ્રવ્યથી તેણીએ પોતાના પિતાના નામથી "સતોષાશ્રમ" એવા નામથી એક સત્રશાળા ઉઘાડી તેની અદર નિરાશ્રિત—અશરણ જૈન પ્રજાની વારવાર કરવાની ગોઠવણ કરી દ્રવ્યના બીજા ભાગમાથી પોતાની માતાના નામથી 'પરમા પુસ્તકાલય" ની સ્થાપના કરી તેની અદર લિખિત અને મુદ્રિત પુસ્તકોનો મોટો સગ્રહ કરવામા આવ્યો હતો દ્રવ્યના ત્રીજા ભાગમાથી "મહાસુખમહોદ્યોગાલય" એવા નામથી એક ઉદ્યોગાલય ઉઘાડયુ તેની અદર નિરાશ્રિત જૈનોને ઉદ્યોગ શીખવવાની અને મેળવવાની ઉત્તમ યોજના કરવામા આવી હતી દ્રવ્યના ચોથા ભાગમાથી ગિરિજાગ્રથમાળા એવા નામથી પ્રાચીન ગ્રથોનો ઉદ્ધાર કરવાને પુસ્તકોને શ્રેણીબધ પ્રગટ કરાવીને તેવુ ખાતુ સ્થાપિત કર્યુ હતુ આ પ્રમાણે દ્રવ્યના ચાર ભાગની વ્યવસ્થા કરી થોડા ભાગ પોતાના નિર્વાહને માટે રાખી ગિરિજાએ પોતાનુ પશ્ચિમ વય ગુજાર્યુ હતુ

આ વખતે પોતીએ વિનયથી આનદાને પુછયુ— ધર્મમાતા, ગિરિજાના પતિ મહાસુખે તો તેણીનો ત્યાગ કર્યો હતો, તો પણ ગિરિજાએ પોતાના પિતાના દ્રવ્યમાથી પતિના નામને કાયમ રાખવાને મહાસુખમહોદ્યોગાલય શામાટે સ્થાપ્યુ હશે કારણ કે, તેણીને પોતાના પતિની સાથે કાંઇ સતોષ ન હતો

પોતીનો આવો પ્રશ્ન સાંભળી આનંદા બોલી—પોતી બ્હેન, તમને જે શંકા થઇ છે, તે વ્યાજબી છે, પણ જ્યારે માણસના હૃદયમાં ધાર્મિકવૃત્તિ પ્રગટ થાય છે, ત્યારે તેના હૃદયમાં પછી કોઈ જાતનો દ્વેષ રહેતો નથી. તેથી રીતે ગિરિજાના પ્રસંગમાં બન્યું હતું પવિત્ર હૃદયવાળી ગિરિજાએ વિચાર કર્યો હતો કે, જેની અંતે માગે વિવાહ સંબંધ જોડાયો છે અને આ જગતમાં હું જેની સ્ત્રી ગણાઉં છું, એ મારા પતિ મારા પૂર્ણ સંબંધી ગણાય, તેથી મારી સાથે તેમનું નામ પણ આ નાશવંત સંસારમાં કાયમ રહે તો મેં માગી પવિત્ર ફરજ બજાવી ગણાય " આવા નિશ્ચયથી તેણીએ પોતાના પતિના નામથી મફાભું મમહોટો ગાજવાની સ્થાપના કરી હતી

હે બ્હેનો, તે પછી એવું બન્યું કે, ગિરિજાના પતિ મફાભુએ જે બીજી સ્ત્રી પરણ્યો હતો તે અચાનક મરણને શરણ થઇ ગઇ તે સ્ત્રીના મરણ પછી મફાભુએ પવિત્ર ગિરિજાને પોતાના ઘરમાં બોલાવી હતી અને કૃતજ્ઞતા પામીને ગિરિજાએ પોતાના પતિની ક્ષમા માગી હતી મફાભુએ અને ગિરિજાએ પછી ભારે જ્ઞાતમાં પ્રમાણ આપાર બન્યો હતો કેટલે ગિરિજા પુત્રવતી થઇ હતી અને તેણીએ પોતાના પશ્ચિમ જીવનમાં સર્વ પ્રકારનું સુખ સંપાદન કર્યું હતું

ધર્મદાસગોઠ કહે છે— હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનંદાએ તે ગર્વવતી ગિરિજાની વાર્તા કહી, તે સાંભળી—લલિતા, ખૂણી, પુરી, પ્રેમદા, વિગેરે બધી શ્રાવિકાઓ અતિશય આનંદ પામી હતી પછી આનંદાએ વિશેષમાં જણાવ્યું, બ્હેનો, આ ગિરિજાની વાત ઉપરથી તમારે કેટલોએક ઉત્તમ બોધ લેવાનો છે ગિરિજાની માતા પરમાએ પોતાના બ્હીકણ સ્વભાવથી પુત્રીને કેળવણી વગરની રાખી હતી, તેથી રીતે કોઈ પણ માતાએ પોતાની પુત્રી પ્રત્યે વર્ત્તવું ન જોઇએ ભણાવવાથી તણી વર્તન બગડે છે—એવો વ્હેમ રાખી પોતાના સંતાનોને મૂર્ખ રાખનાર માબાપો તે સંતાનોના શત્રુરૂપ થાય છે તેવા માબાપોએ વિચારવું જોઇએ કે, બાળક જેમ જેમ વયમાં આવે તેમ તેમને શારીરિક અને માનસિક બંને પ્રકારની કસરત આપવી જોઇએ જેવી શારીરિક કસરત લાભકારી છે, તેવી

માનસિક કશરત પણ લાભકારી છે શરીરની કશરત શરીરને અને મનની કશરત મનને ખીલાવી તેમ પ્રકારની ઉભયને પુષ્ટિ આપે છે

વિરિંતના ચરિત્રમાંથી પ્રાજ્ઞ સ્ત્રીઓએ જેવાનું છે કે, પોતાની માતાએ જ્યારે તેણીને સારી કેળવણી આપી નહીં પણ તેણી તેણીને મોઢે ચડાવી લાડમાં ઉછેરી, તેથી સિરિન્ત પેરિસના આડવા માર્ગમાં પડી ગઈ હતી અને આખરે તે રૂપગર્વિતા થઈ પડી હતી કોઈ પણ માતાએ પોતાના સંતાનોને મોંએ ચડાવી અને લાડ લગાવી બગાડવા ન જોઈએ એથી સંતાનોને તેના પ્રવર્તનમાં મોટી હાનિ થાય છે, અનેક જાતના અપરાધો અને દૂષણો તેમનામાં વધી જાય છે સિરિન્તએ પોતાના રૂપના ગર્વથી પોતાના કુરૂપી પતિનો ત્યાગ કર્યો હતો જેને માટે તેણીને પાછળથી પશ્ચાત્તાપ કરવાનો વખત આવ્યો હતો આ પ્રમાણે કોઈએ રૂપનો ગર્વ કરવો ન જોઈએ ધનમદ, કુળમદ, રૂપમદ અને બળમદ વિગેરે બધા પ્રકારના મદ કરવાથી કુકર્મના બંધ થાય છે જે કર્મના બંધનથી પ્રાણીને અનંત સંસારમાં ભટકવું પડે છે તેમાં ખાશ કરીને રૂપને માટે આપેલું આ દૃષ્ટાન્ત મનન કરવા જેવું છે જેને લોકો રૂપ કહે છે, તે પણ વસ્તુતાએ ખોટું છે, કારણકે તે પણ પુદ્ગલોનો વિકાર છે તેવા પુદ્ગલોના વિકારમાં મોહ કરવો, એ અનુચિત છે

હે બહેનો, જે સ્ત્રીઓ રૂપના મોહથી પોતાના રૂપ પ્રમાણે પતિની ઇચ્છા કરે છે, તેઓ ખરેખરી મૂર્ખ છે કારણકે કર્મની અનુકૂળતા સિવાય ગુણ અને રૂપમાં સરખી જોડ મળતી નથી જ્યાં ગુણ હોય છે, ત્યાં રૂપ હોતું નથી અને જ્યાં રૂપ હોય છે, ત્યાં ગુણ હોતા નથી પતિ અને પત્નીની સમાન જોડ મળવી ઘણી મુશ્કેલ છે કદિ પતિ અને પત્નીની જોડ સરખી મળે છે, તો તેઓ સર્વ રીતે સુખી હોતા નથી દ્રવ્ય અથવા સંતાનની તેમને ખોટ હોય છે તે ઉપર એક અનુભવી વિદ્વાને સંસ્કૃત કવિતા રચેલી છે, તે જાણવા જેવી છે

"यः सुंदरस्तद्वनिता कुरूपा
या सुंदरी सा पतिरूपहीना ।
यत्रोभय तत्र दरिद्रता च,
विधेर्विचित्राणि विचेष्टितानि " ॥ १

" જે પુરૂષ સુદર હોય તેની સ્ત્રી કુરૂપા હોય છે, જે સ્ત્રી સુ-
દર હોય તેનો પતિ રૂપરહિત હોય છે અને જ્યા બનેની સરખે
સરખી જોડ હોય છે, ત્યા ઘરમા દારિદ્ર હોય છે, તે ઉપરથી સમ
જવાનુ કે વિધિ—કર્મની ચેષ્ટાઓ વિચિત્ર છે "

આ સસ્કૃત કવિતા દરેક સ્ત્રી અથવા પુરૂષને મનન કરવા યો-
ગ્ય છે દરેકે કર્મની ગતિને માન આપીને પ્રવર્ત્તન કરવાનુ છે ક-
ર્મની વિચિત્ર ગતિ કોઈને એકજ સ્થિતિ રાખી શકતી નથી ક્ષણે
ક્ષણે સ્થિતિમા ફેરફાર થયા કરે છે માટે કોઇપણ ભવિઆત્માએ
પોતાના હૃદયમા કોઇ જાતનો ગર્વ ધારણ કરવો નહીં કર્મ ની
પ્રકૃતિઓ ગર્વરૂપી પર્વતને છેદવાને સમર્થ થઇ શકે છે કોઈપ
ણ પ્રાણીનો ગર્વ ટકી શકતો નથી તે ઉપર એક સુબોધક કવિતા છે
કે જે કવિતા પરમ પવિત્ર સાધ્વીશ્રી જ્ઞાનશ્રી પાસેથી મે સાભળી
હતી અને તે કવિતા મે મારા સ્મરણ પુસ્તકમા લખી રાખી છે
અને તેને મુખે કરી હમેશા તે કવિતાને સ્વાધ્યાયરૂપે ભણ્યા
કરૂ છુ

**પૂર્ણા**—ધર્મમાતા, તે કવિતા લલિતા બ્હેનને આવડતી હ-
શે, તો આપ આજ્ઞા કરો તો તે અમને ગાઇ સભળાવે

**લલિતા**—પૂર્ણાબ્હેન, તે કવિતા હુ શીખી નથી માટે આ
પોતેજ ગાઇ સભળાવશે

આ વખતે લલિતાની સખી ચચળ બોલી—બ્હેન લલિતા, એ
કવિતા મને આવડે છે અને તને ન આવડે તેનુ શુ કારણ?

**પ્રેમદા**—ચચળ, તુ કહે છે, તે ખરી વાત છે, લલિતા બ્હેન
અને તુ બને સહીયરે છો તમારો બનેનો અભ્યાસ પણ સરખો
છે, જેટલો બોધ લલિતાને છે એટલો બોધ તને પણ હોવા જો-

દઈએ અને જેટલો બોધ તને છે, તેટલો બોધ લલિતાને હોવો જોઈએ

**ચચળ**—ના બા, એમ નથી મારા કરતા લલિતા વધારે ભણેલી અને હોશીઆર છે મારા પૂજ્ય આનદા ડાકોના મદાના પ્રેમ ગથી લલિતાના બોધમા વધારો થઈ ગયો છે લલિતાને મારા કરતા ઘણી કવિતાઓ, અને ગીતો મોઢે આવડતા હશે

**પ્રમદા**—ત્યારે આ કવિતા તને આવડે અને લલિતાને ન આવડે તેનુ શુ કારણ?

**ચચળ**—તેનુ કારણ એ છે કે, એક વખતે હુ મારા મામાને ઘેર ગઈ હતી મારા મામા કોઈ ગરીબ શ્રાવકની પાસે રૂપીઆ માગતા હતા, તે રૂપીઆ વસુલ કરવાને મારા મામાએ ન્યાયાસનમા દાવો કર્યો હતો પ્રમાણિક ન્યાયાધીશે તેની તપાસ કરી તે રૂપીઆ મેળવવાને હુકમનામુ કરી આપ્યુ પછી મારા મામા તેને ઘેર જપ્તી લઈ ગયા જપ્તીમા તેના ઘરનો બધો સામાન કબજે કરાવ્યો તેની અદર તે બીચારા શ્રાવકના ધર્મના પુસ્તકો પણ જપ્ત થઈ ગયા તે બીચારો ગરીબ શ્રાવક મારા મામાની પાસે આજીજી કરવા આવ્યો તે વખતે હુ ત્યા હાજર હતી તે ગરીબ શ્રાવકે કહ્યુ, "શેઠજી, તમારા રૂપીઆ મારી પાસે લેણા છે, તે વ્યાજથી વધેલા છે તમારી મૂલ રકમ થોડી છે હુ તમને તે રકમ પતાવા આવ્યો હતો, તથાપિ તમે તે રકમ લીધી નહિ, અને મારી ઉપર વ્યાજસહિત મોટી રકમનો દાવો કર્યો તે તમે યોગ્ય કર્યુ નથી હુ અત્યારે નઠારી સ્થિતિમા આવી પડ્યો છુ, મારા કુટુબનો નિર્વાહ કરવાને પણ હુ અશક્ત છુ તે સાથે મારા ઘરમા એવી કોઈ વસ્તુ નથી કે, જેથી હુ તમારૂ કરજ પતાવી શકુ શેઠજી, કદિ તમે મારા ઘરની બીજી ચીજો ભલે જપ્ત કરી પણ તેની સાથે મારા ઘરના ધાર્મિક પુસ્તકો આવી ગયા છે, તે મને પાછા અપાવો જૈન ધર્મ પ્રવેશ પોથીના ભાગ, આનદ મગળ સ્તનાવળી, આનદ મન્દિર નવલકથા, શ્રાવિકા ભૂષણ વિગેરે પુસ્તકો કે જેમને સિદ્ધક્ષેત્રના **શ્રીજૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ** તરફથી મફત મળ્યા છે મારી ગરીબ સ્થિતિ જોઈ તે

ઉદારવર્ગે મને અભ્યાસ માટે ભેટ કર્યા છે, તે મને પાછા અપાવો તે પુસ્તકો વિના મારા કુટુંબના સ્વાધ્યાય ધ્યાનનો ભંગ થાય છે શેઠજી, હું તમારો સાધર્મી બંધુ છું આપણું બંને એકજ ધર્મના આશ્રિત અને ઉપાસક છીએ ”

તે ગરીબ શ્રાવકની આ વિનંતિ મારા મામાએ લક્ષમાં લીધી નહીં તેઓ ક્રોધ કરીને ઉંચે સ્વરે બોલ્યા—“અરે નાદાન શ્રાવક, તું લુચ્ચાઈ કરવા મારી પાસે આવ્યો છું, પણ તારૂં કાંઈ પણ વળવાનું નથી મારા લેણા રૂપીઆ વસુલ કરવા તેમાં શો દોષ છે? તારા ઘરમાંથી કાંઈ બીજી કીંમતી ચીજો નીકળી નથી કે, જેથી હું તને તેમાંથી કાંઈ ચીજ પાછી આપું તારા પુસ્તકોમાંથીજ મને કાંઇક પૈસા વસુલ થાય તેમ છે અહિંથી ચાલ્યો જા હું કાંઈપણ તારૂં સાંભળનારો નથી ”

મારા મામાના આવાં વચનો સાંભળી તે બીચારો ગરીબ શ્રાવક રોયા જેવો થઈ ગયો તે વખતે મારા હૃદયમાં દયા ઉત્પન્ન થઈ આવી મેં મારા મામાને નમ્રતાથી કહ્યું—‘ મામા, આમ ન કરવું જોઈએ આ બીચારો ગરીબ શ્રાવક દયાપાત્ર છે આપણે શ્રાવક દયા ધર્મના ધારણ કરનાર છીએ, માટે તે બીચારાને સહાય કરો ધર્મ બંધુનું દુઃખ દૂર કરવું, એ તમારો ધર્મ છે વળી તમે સારી સ્થિતિમાં છો તમારો આધાર તેના પૈસા ઉપર નથી તેમ છતાં લોભને લઈને તમારે તેના ઘરનો બીજો માલ ન આપનો હોય તો ભલે, પણ તે બીચારાના ધર્મના પુસ્તકો તો પાછા આપવા જોઈએ ધાર્મિક પુસ્તકોની જપ્તિ કરવી, એ અનુચિત છે

મારાં આવાં વચન સાંભળી મારા મામાએ ગર્વથી કહ્યું, “બ્હેન ચંચળ, આ શ્રાવક કાંઈ આપણા તપાગચ્છનો નથી, તે વિધિપક્ષનો છે બીજા ગચ્છના શ્રાવકને આપણે મદદ આપવી જોઈએ? વળી મારે તેની શી પરવા છે? આતો એક હલકો અને ગરીબ છે, પણ કદિ કોઈ પૈસાવાળો હોય તો મારે કાંઈ દરકાર નથી, મારી પાસે મારો પૈસો છે કોઈની પાસે કાંઈ લેવા જવાનું નથી હું કોઈનો ઓશીગણ થઉં તેમ નથી ”

મારા મામાના આ વચનો સાભળી મે નમ્રતાથી કહ્યુ, "મામા, તમારા મુખમાથી આવા વચનો નીકળવા ન જોઈએ તપાગચ્છ અને વિધિપક્ષનો ગચ્છ—એવી ભેદ બુદ્ધિ રાખવી ન જોઈએ બધા ગચ્છો શ્રીવીરશાસનના ઉત્તમ છે સર્વગચ્છની અદર શુદ્ધ આ હત ધર્મની જ ઉપાસના છે સમયને અનુસરી પૂર્વ આચાર્યોએ સામાચારીનો ભેદ કરી ગચ્છોની સ્થાપના કરી છે, પરતુ તેઓ બધા શ્રીવીરભગવતની જ વાણીને અનુસરે છે તે ગચ્છોની અદર કોઈ જાતની ઉત્સૂત્ર પ્રરૂપણા થતી નથી માટે આ શ્રાવકને પરગચ્છનો જાણી દુખ આપવુ, એ મને યોગ્ય લાગતુ નથી" મારા આવા વચન સાભળી મારા મામા કાઈ પણ બોલ્યા નહિ તેમ તેમના મનમા મારા વચનની કાઈ પણ અસર થઈ નહિ આ વખતે તે ગરીબ શ્રાવકના મનમા ક્ષોભ થઈ આવ્યો અને તે ઉચ્ચસ્વરે બોલ્યો—"શેઠજી આ બ્હેનના વચનોએ પણ તમારા હૃદયમા અસર કરી નહિ, તો હવે માન નવીબ હવે હુ નિરાશ થઈને જાઉ છુ તથાપિ છેવટે તમારા હિતની ખાતર જણાવુ છુ કે, તમારા હૃદયમા જે ગર્વ છે, તે રહેવાનો નથી કર્મની વિચિત્ર ગતિ તમારા જાણવામા નથી. સર્વ નાક્તિ સપન કર્મો શુ શુ કરી શકે છે? તે જો તમારા જાણવામા હોત તો તમે આવા ગર્વના વચનો બોલત નહિ કોઈ પણ પ્રાણી ગર્વ કરી શકે તેમ નથી, તેમ કોઈનો ગર્વ ચાલતો નથી કર્મની મહાન્ સત્તા કોઈના ગર્વને રહેવા દેતી નથી ધનવતને નિર્ધન કરનારા, નિર્ધનને ધનવત કરનારા, સુખીને દુખી કરનારા, માનીને નિર્માની કરનારા, નિર્માનીને માની કરનારા, પૂજ્યને અપૂજ્ય કરનારા અને અપૂજ્યને પૂજ્ય કરનારા કર્મોના સ્વરૂપને જાણનારા સુજ્ઞ પુરૂષો કદિ પણ ગર્વ કરતા નથી ન કરવા વિષે એક વિદ્વાન્ કવિએ રસિક કવિતા ગાયેલી છે, તે જો સાભળવાની ઈચ્છા હોય તો ગાઈ સભળાવુ

બ્હેનો, આ વખતે મારા મામા કાઈ પણ બોલ્યા નહી એટલે મે તે ગરીબ શ્રાવકને કહ્યુ કે, 'તે કેવી કવિતા છે, તે સભળાવો' આ પ્રમાણે મારા કહેવાથી તે ગરીબ શ્રાવકે તે કવિતા ગાઈ સભળાવી હતી તે કવિતા ગાઈ રહ્યા પછી મે તેને પુછ્યુ કે, આ કવિતા તમે

ક્યાથી સાભળી હતી? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે —' મારા ઘર-
માથી શ્રાવિકા હમેશા સાધ્વી જ્ઞાનશ્રીને ઉપાશ્રયે જાય છે એક
વખતે તે પરમ પવિત્ર સા ધ્વીજીએ કોઈ ઉપદેશને પ્રસ ગે શ્રાવિકા-
ઓની પાસે આ કવિતા ગાઈ હતી, તે અમારી શ્રાવિકાએ ક ઠે કરી
લીધી તેના મુખથી સાભળી તે કવિતાને મે કઠસ્થ કરી રાખી છે

**ધર્મદાસ શેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે લક્ષ્મી
ચ દ શેઠની દીકરી ચ ચળે કહ્યુ, એટલે આન દાએ તે કવિતા ગાઈ
બતાવાની તેણીને આજ્ઞા કરી તે ઉપરથી ચ ચળે તે કવિતા સવને
ગાઈ સ ભળાવી હતી, જે કવિતા અહિં અમારી શ્રાવિકા તમને ગાઈ
સ ભળાવશે —

પછી ગ ગાએ તે કવિતા નીચે પ્રમાણે ગાઈ સ ભળાવી હતી–

## ગર્વ ન રાખવા વિષે કવિતા.

### "મેનાવતી માતા"—(એ રાહ )

અતિ ગર્વ ન રાખો, ગર્વે ચડ્યારે પડે પ્રાણીઓ (ટેક )
ગર્વ કર્યેથી [૧]ગૌરવ જાયે,
ગર્વ ન રાખે માન,
અથડાવે આ અવની [૨] તલમા,
[૩]આ તરનું અભિમાનરે — અતિ ગર્વ ૧
નિ દા પાત્ર બને આ જગમા,
જે ધરનાર [૪]ગુમાન,
પશ્ચાત્તાપ કરી પાછ ળથી,
પસ્તાતા નાદાનરે — અતિ ગર્વ ૨
ગર્વ [૫]ગિરિપર ચડતા પ્રાણી,
[૬]ગિરપડતા તત્કાલ,
ક્ષણમા બનતા [૭]હાસ્ય પાત્ર તે,
થાતા હાલ હવાલરે — અતિ ગર્વ ૩

---

૧ પોતાનુ મહત્વ–મોટાઇ ૨ પૃથ્વી તલમા ૩ હૃદયનું ૪ ગર્વા
ભિમાન ૫ ગર્વરૂપી પર્વત ઉપર ૬ નીચે પડતા ૭ મશ્કરીનુ પાત્ર.

હમેશા ગર્વ રહિત રહેવુ બ્હેનો, આજે હવે આપણી ઉપદેશવાર્તા સમાપ્ત કરવાનો સમય થઇ ગયો છે માટે આજની ઉપદેશવાર્તા સમાપ્ત કરવામા આવે છે પછી આનદા, લલિતા, પૂર્ણા વિગેરે બધી શ્રાવિકાઓ આનદાને વદના કરી પોતપોતાને સ્થાને ચાલતી થઇ હતી

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આપણી પણ ધર્મવાર્તા પૂર્ણ કરવાનો સમય થઇ ગયો છે, તેથી આટલેથી ઉપદેશ વાર્તા સમાપ્ત કરવામા આવે છે–ધર્મદાસના મુખમાથી આ શબ્દો સાભળતાજ શ્રોતાઓના મુખમાથી "આદીશ્વર ભગવાનની જય" એવો ધ્વનિ ઉત્પન્ન થઇ આવ્યો પછી ધર્મદાસ શેઠ અને ગગા વિગેરે શ્રાવિકાઓ પોતપોતાના ગૃહ તરફ વિદાય થઈ હતી

# દિવસ ૨૭ મો.

ચપા અને કૃષ્ણા નામની બે છોકરીઓ સાર્વજનિક રાજકન્યાશાળામાથી મુક્ત થઈ પોતાને ઘેર આવે છે

**ચપા**— કૃષ્ણા બ્હેન, આવતી કાલે રજા પડવાની છે, એ વાત સાચી છે?

**કૃષ્ણા**— બ્હેન ચપા, મને તે વાત ની ખબર નથી તે તે વાત ક્યાથી સાભળી હતી?

**ચપા**— મને એક શ્રાવકની છોકરીએ તે વાત કહી હતી

**કૃષ્ણા**— શી રીતે કહી હતી?

**ચપા**— તેણીએ કહ્યુ કે, આવતી કાલે શ્રાવકોની જ્ઞાનપાચમ છે, એટલે કન્યાશાળામા રજા આપવામા આવશે

**કૃષ્ણા**— આપણા શ્રાવકોના તહેવારને દિવસે દરબારી કન્યાશાળા બધ થાય, એ વાત તો સભવતી નથી

ગર્વતણો [1]દાવાનલ બલતા,
નવ ઉગરે કોઇ વીર,
ગર્વ સર્વનો નાશ કરે છે,
નહિ રહેના કોઈ ધીરરે અતિ ગવ ૪
કર્મતણી શિક્તના બળમા,
ગર્વ ટક નહિ લેશ,
કર્મ ધરાવે સર્વ જીવને
ક્ષણમા [2]નવનવ વેષરે અતિ ૫
તે માટે ભવિજન નવ ધરશો,
ગર્વ હૃદયમા આપ,
ધરતા ગર્વ કદિ નવ મળશે,
સદ્દગતિ કેરી છાપરે અતિ ૬

ગંગાના મુખથી આ કવિતા સાભળી શ્રાવિકાશાળાની શ્રાવિકાઓ હૃદયમા અતિશય આનંદિત થઇ ગઈ અને તાળીઓના ધ્વનિ સાથે તેમણે તે કવિતાને વધાવી લીધી

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, ચ ચળે જ્યારે આ કવિતા ગાઇ સંભળાવી, તે સાભળી આનંદા પૂર્ણા વિગેરે બધી શ્રાવિકાઓ હૃદયમા હર્ષ પામી ગઈ હતી પછી પ્રમદાએ વિનયથી ચ ચળને પુછયુ —

પ્રેમદા—ચ ચળ બ્હેન, તે ગરીબ શ્રાવકે જ્યારે આ કવિતા ગાઈ ન સંભળાવી, તે પછી તારા મામાએ શુ કહ્યુ હતુ?

ચ ચળ—આ કવિતા સાભળી મારા મામાના હૃદયમા જરા દયા ઉત્પન્ન થઇ આવી અને તેમણે તે શ્રાવકને તેના ધર્મના પુસ્તકો પાછા આપ્યા હતા તે પછી થોડે દિવસે મારા મામાએ તે શ્રાવકને પોતાના કરજમાથી તદ્દન મુક્ત કર્યો હતો

આનંદા કહે છે—હે શ્રાવિકાઓ, તમારે પણ આ કવિતા હૃદયમા રાખી હમેશા ગર્વનો ત્યાગ કરવો જોઇએ, જ્ઞાનકે રૂપ સંબંધી ગર્વ કદી પણ ધારણ કરવો નહી કર્મની ગતિનો વિચાર કરી

1 દાવાગ્નિ 2 નવા નવા-જાત જાત ॥

મને તારા કરતા તારા માબાપ તરફ વધારે તિરસ્કાર આવે છે પોતાના સંતાનોને પોતાના ધર્મથી તદ્દન અજ્ઞાત રાખનારા માબાપો ખરેખરા દૂષિત ગણાય છે

**ચંપા**— ( જરા વિલખી થઇને ) બ્હેન, તારૂ કહેવુ ખરૂ છે હુ શ્રાવકની છોકરી કહેવાઉં છુ અને શ્રાવકના ધર્મનુ હું કાંઈ પણ જાણતી નથી બ્હેન કૃષ્ણા, હું તારો પૂરેપૂરો ઉપકાર માનુ છુ તેં મને ખરેખરી ચેતાવી છે હુ આજે ઘેર જઈ મારા બાપાને કહી ને, મને ધર્મ ની કેળવણી અપાવો

**કૃષ્ણા**— બેન, તારા આ વિચાર જાણી હુ ખુશી થઈ છુ જો તારા બાપા તને ધર્મની કેળવણી પોતે આપશે અથવા તારી માતા આપશે તો પણ તુ મેળવી શકીશ

**ચંપા**— ના બ્હેન, એવો બને એવુ નથી મારા બાપાને વેપારની ઉપાધિ ઘણી છે તે તો ક્ષણવાર પણ નવરા થતા નથી અને મારીમા તો કાંઈ પણ ભણેલા નથી, એટલે ધર્મની કેળવણી લેવામા મને માબાપની જાતની મદદ મળે તેમ નથી

**કૃષ્ણા**— બ્હેન, હવે સમજાયુ તારામા ધર્મની કેળવણી પ્રાપ્ત કરવાનુ મુખ્ય સાધન નથી, એટલે તને ધર્મનુ જ્ઞાન કયાથી પ્રાપ્ત થાય મને તો મારી માતાએ પોતેજ ધર્મનુ જ્ઞાન આપ્યુ છે વળી મારા બાપા પણ ઘણા આસ્તિક હોવાથી વારવાર મારી ધાર્મિક કેળવણીની સભાળ રાખે છે આથી હુ ધર્મની કેળવણી મેળવી શકુ છુ

**ચંપા**—બેન, ત્યારે તો તને ધર્મની કેળવણી મળે તેમા શુ આશ્ચર્ય? મારી પાસે તો તે કેળવણી મેળવવાનુ કાંઈપણ સાધન નથી તથાપિ હું આજે જઈને મારા બાપને કહીશ કે, મને ગમે તેમ કરીને પણ ધર્મની કેળવણી મળે તેવી ગોઠવણ કરો

**કૃષ્ણા**—બ્હેન, એમા શી ગોઠવણ કરવી છે આપણા ગામમા ધર્મદાસ શેઠે એક શ્રાવિકાશાળા સ્થાપેલી છે, તેની અંદર બાળા, યુવતિ અને વૃદ્ધા ત્રણે જાતની શ્રાવિકાઓને ધર્મનુ મફત શિક્ષણ

પતિને હલકે દરજ્જે રાખી પોતે તેની ઉપર સત્તા ભોગવત નહિ તેમ ની જે તેરી સ્થિતિ થઈ છે, તેનુ કારણ ધર્મની કેળવણીનો અભાવ છે

**ચ પા**—કૃષ્ણા બ્હેન, જો તેમનામા ધર્મ ન હોત તો તેઓ આવતી કાલે જ્ઞાનપચમીની રજા શામાટે પાડે?

કૃ'ષ્ણા—જ્ઞાનપચમીની રજા કાઇ તેમણે ધર્મની આસ્થાથી પાડી નથી આપણી કન્યાશાળામા શ્રાવકોની છોકરીઓ ઘણી છે, તેથી તેમના માબાપોના કહેવાથી તેમણે તે રજા પાડી હશે, એમ હુ ધારૂ છુ

**ચ પા**—તારૂ એ ધારવુ શા ઉપરથી છે?

કૃ'ષ્ણા—મને યાદ છે કે, ગયે વર્ષે તેમ થયુ હતુ

**ચ પા**—બ્હેન કૃષ્ણા, જ્ઞાનપચમીની રજા આપવાનુ શુ કારણ હશે? એ તો હું પણ સમજતી નથી

કૃ'ષ્ણા—તુ શ્રાવકની છોકરી થઈને જ્ઞાનપચમી વિષે કાઈ પણ સમજતી નથી—એ ઘણા અફસોસની વાત છે પરતુ તેમા તારો દોષ નથી, પણ તારા માતપિતાનો દોષ છે તેમણે તને ધર્મની કેળવણી આપી નહિ, તેનુ આ ફળ છે જે છોકરો અથવા છોકરી ધર્મની કેળવણી મેળવી શક્તા નથી, તે ધર્મથી તદ્દન અજ્ઞાત રહે છે આ ઉપરથી મને લાગે છે કે, તને આપણો નવકાર મ ત્ર પણ આવડતો નહિ હોય

**ચ પા**—બ્હેન, નવકારમ ત્ર તો આવડે છે, પણ તેમા હું કાઇ સમજતી નથી એટલે તે બોલવામા મને કટાળો આવે છે, તેથી હું કોઇવાર પણ તે બોલતીજ નથી તેમ મારા માતાપિતા તે બોલવાનુ મને કહેતા પણ નથી

કૃષ્ણા—ચપા, નવકારમ ત્ર બોલવા જોઇએ

ચ પા નવકારમ ત્ર બોલે છે, પણ તેની અદર કેટલાએક પદ તે ભૂલી જાય છે

કૃ'ષ્ણા—બ્હેન, ઘણીજ અફસોસની વાત કહેવાય કે તુ શ્રાવકની છોકરી થઈને નવકારમ ત્ર પણ પૂરો જાણતી નથી આ વખતે

ઉમર હજુ મારા જેટલી છે, તથાપિ તે મારાથી પણ વધારે ભોલકી અને ચાવળી છે વળી તે મારે તે કેટલીએક ધર્મ વિરૂદ્ધ વિચાર દર્શાવનારી ચોપડીઓને વાચનારી છે એવી એવી અનુચિત ચોપડીઓ વાચી તે મારી સાથે ઘણી વાર આપણા જૈનધર્મની નિંદા કરે છે, પુનર્લગ્ન કરવાની વાતો કરે છે, વર્ણ—જાતિને અભેદ રીતે માનવાનુ કહે છે, મૂર્તિપૂજાની નિંદા કરે છે અને ધર્મ, મત, દાન તથા તપને ઢોગ કરી વગોવે છે તે પુષ્પાના હમેશાના સહવાસથી મારા વિચાર પણ બદલાઇ ગયા હતા અને મારા હૃદયમા ધર્મની કોઇ પણ વાત રૂચિકર થતી નહીં બ્હેન કૃષ્ણા, હવે હુ તે નાસ્તિક પુષ્પાનો સગ કરીશ નહિ તેની જેમ નકારી ચોપડીઓ વાચીશ નહી તારા આજના સહવાસથી મને વધારે લાભ થયો છે હુ તને કન્યાશાળામા હમેશા જોઉ છુ અને મળુ છુ, પણ તારામા આવી આસ્તિક બુદ્ધિ જાગે, એ વાત મારા જાણવામા ન હતી બ્હેન કૃષ્ણા, હુ આ વખતે હૃદયથી તારો ઉપકાર માનુ છુ જો તે મને આ ધર્મની વાત ન કરી હોત તો હુ કદિપણ સારા વિચારને ધારણ કરનારી થઇ શકત નહીં એટલુજ નહિ પણ હુ આર્ય જૈનધર્મથી અને જૈન આચારથી ભ્રષ્ટ થઈ જાત મને હવે ખાત્રી થઇ છે કે, જે શ્રાવક માબાપો પોતાના છોકરાને ધર્મની કેળવણી આપ્યા વગર બીજી કેળવણી આપે છે, તેઓ પોતાના છોકરાના શત્રુરૂપ થાય છે ધર્મની કેળવણી વગરના છોકરાઓ ધર્મ, નીતિ અને આચારથી ભ્રષ્ટ થઈ આ લોક અને પરલોકમા દુ ખને ભોગવનારા થાય છે

કૃષ્ણા—ચપાબ્હેન, તુ હવે ખરેખરી શ્રાવકની છોકરી થઇ છે તારા હૃદય ઉપર ધર્મની નિર્મળ છાયા પડતી જાય છે ચાલો, હવે આપણે ઘેર જઇએ પછી આપણે મળીશુ

ચપા—બ્હેન, કહે, હવે ફરીથી આપણે ક્યારે મળીશુ ?

કૃષ્ણા—બ્હેન, જો તારી ઇચ્છા હોય તો આવતી કાલે જ્ઞાનપચમીની રજા છે, તેથી આપણે ધર્મદાન શેઠની શ્રાવિકાશાળામા ધર્મવાર્તા સાભળવાને જઇએ હુ રજાને દિવસે હમેશા ત્યા

આપવામા આવે છે અને અમુ- વખતે ધર્મદાસ શેઠ પોતે સર્વ શ્રાવિકાઓને ધર્મનો ઉપદેશ આપે છે

**ચ પા**—ત્યારે તો હુ તે શ્રાવિકાશાળામા દાખલ થઇશ, અને ધર્મનુ સારૂ જ્ઞાન મેળવીશ

**કૃષ્ણા**—બ્હેન, તેથી તને થોડા દિવસમા ધર્મનુ સારૂ જ્ઞાન થશે અને તુ એક શ્રાવકની શુદ્ધ બાળા થઇશ

**ચ પા**—બ્હેન કૃષ્ણા, આપણી મુગ્ધ શિક્ષિત ન દુબાઈ જોગે શ્રાવિકાશાળામા જાય, તો તેમને પણ ધર્મનુ સારૂ જ્ઞાન થાય

**કૃષ્ણા**—બ્હેન ચ પા, એ નદુબાઈને હવે ધર્મનુ જ્ઞાન થવુ મુશ્કેલ છે કારણ કે, તેમના હૃદયમા નવીનવિદ્યાની કેળવણીના કુસ સ્કારો પેશી ગયા છે સુધારાના નામથી ઓળખાતા કુધારામ તેઓ સપડાઇ ગયા છે હવે તેઓના હૃદયમા આપણા સનાતન જૈન ધર્મના સ સ્કારો લાગવા મુશ્કેલ છે તેઓ આર્ય જૈન નીતિ રીતિથી ભ્રષ્ટ થઇ ગયા છે તેમનો પેહેરવેષ, બદલાઈ ગયો છે તેમના ખોરાક પાણી જુદા થઇ ગયા છે તેમનુ પ્રવર્ત્તન કે છૂ ખલ થયેલુ છે રૂપ અને વિદ્યાના મદથી તેઓ ઘેરાઈ ગયા છે એ મદને લઇને નદુબાઈ પોતાના પૂજ્ય પતિને એક સેવકની દૃષ્ટિએ જુએ છે અને વડિલોને અજ્ઞ ગણી તેમનુ અપમાન કરે છે બ્હેન ચ પા, તુ પણ ધર્મના જ્ઞાનથી અજ્ઞાત રહી હોત તો, તારા હૃદયમા પણ તેવા નઠારા સ સ્કારો આવી જાત, અને તુ તે સ સ્કારના પ્રભાવથી શ્રાવકના કુલાચારથી તદ્દન ભ્રષ્ટ થઇ જાત જે છોકરીના મુગ્ધ હૃદયમા ધર્મની છાપ પડી હોય, તે છોકરી કદિ પણ પોતાના ધર્મ અને કુળના આચારથી ભ્રષ્ટ થતી નથી તે વિનયવતી દયાળુ સુશીલ અને નમ્ર થાય છે

**ચ પા**—કૃષ્ણા બ્હેન, તમારૂ કહેવુ સત્ય છે મારી પાડોશમા એક બ્રાહ્મણની પુ'પા નામે છોકરી રહે છે, તે અને હુ બન્ને સાથે રમીએ છીએ તે આધુનિક કેળવણીના પ્રભાવથી ધર્મને ધિક્કારનારી, સ્વતત્ર રીતે વર્ત્તનારી, સુધારાની છાપને ધારણ કરનારી અને વિદ્યા તથા રૂપના મદને ધારણ કરનારી છે તેણીની

**આનંદા**—બ્હેન, શેનુ ઇનામ મળ્યુ

**કુમુદ**—આ આપણા ગામમા જૈનમહિલા પરિષદ્ સ્થપાએલ છે, જેના તમે પ્રમુખ છો તે મહિલા પરિષદ્ જોવાને માટે ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છ તરફથી કેટલી એક વિદ્વાન્ શ્રાવિકાઓ આપણા નગરમા આવેલ છે, તેઓ અમારી કન્યાશાળા જોવાને આવ્યા હતા તેઓમા ઉદાર દિલ અને ધાર્મિક વૃત્તિવાળા એક કચ્છી શ્રાવિકાએ અમારામાથી કેટલીએક બાળાઓની પરીક્ષા લીધી હતી જે શ્રાવકબાળાઓએ સતોષકારક જવાબ આપ્યા, તેમણે સારા સારા પુસ્તકો અને ઉચી જાતની સાડીઓ ભેટ આપી અને બાકીની બાળાઓને પ્રભાવના કરી હતી તેઓમા **ધર્મરત્નપ્રકરણ, ઉપદેશપદ, આનંદમંદિર** અને **શ્રાવિકાસુબોધદર્પણ**—એ ચાર પુસ્તકો અને એક રેશમી સાડી મને ઇનામના આપ્યા છે જુવો તે આ રહ્યા

આ પ્રમાણે કહી કુમુદે તે પુસ્તકો અને સુદર સાડી આનંદાની સમક્ષ ધરી તેણીએ પ્રથમ માતાને અને પછી અનુક્રમે બીજી શ્રાવિકાઓને વદના કરી આનંદાએ અને બીજી શ્રાવિકાઓ તેણીના ઓવારણા લીધા

પછી આનંદાએ હૃદયમા હર્ષ પામી કુમુદને પુછ્યુ, બ્હેન, ત્હારી શી પરીક્ષા લીધી કુમુદે નમ્રતાથી જણાવ્યુ—તે કચ્છી શ્રાવિકાએ બધ તત્વનુ સ્વરૂપ પુછ્યુ હતુ

**આનંદા**—તે તેનો સતોષકારક ઉત્તર શો આપ્યો હતો

**કુમુદ**—મા, મે જૈન ધર્મની બીજી ચોપડીમા જે બધતત્ત્વની કવિતા આપી છે, તે ગાઇ સભળાવી હતી જે સાભળી તે શ્રાવિકા ઘણાજ ખુશી થયા હતા

આ વખતે પૂર્ણાએ કહ્યુ, કુમુદ બ્હેન, બધતત્ત્વની કેવી કવિતા છે, તે અમને ગાઈ સભળાવશો કુમુદે પોતાની માતાની સામે જોયુ, એટલે આનંદાએ આજ્ઞા આપી પછી કુમુદે તે કવિતા નીચે પ્રમાણે ગાઇ સભળાવી હતી —

જાઉં છું

ચંપા—બ્હેન, તે ઠીક યાદ આપ્યું એતો ઘણી ખુશીની વાત હું આવતી કાલે તને બોલાવાને તારે ઘેર આવીશ.

પછી ચંપા અને કૃષ્ણા જુદી પડી પોતપોતાને ઘેર ચાલી જાય છે

નિત્યનો સમય થયો એટલે ધર્મદાસ શેઠ પોતાની સ્રી ગંગા ની સાથે શ્રાવિકાશાળામાં આવે છે તેમને આવતા જોઇ બાળ, તરૂણ અને વૃદ્ધ શ્રાવિકાઓ આદીશ્વર ભગવાનની જય બોલાવી તેમને વધાવી લે છે પ્રથમ ધર્મદાસ શેઠ નીચે પ્રમાણે મંગળા ચરણ કરે છે—

## ગીતિ

સંઘ તીર્થના નાયક, [1]મોક્ષવિધાયક અનંત ઉપકારી,
વીર જિનેશ્વર જગમાં, જય પામો [2]કર્મ કષ્ટ ભયહારી ૧

## શાર્દૂલવિક્રીડિત.

જે ધારે નિજ ધર્મને હ્રદયથી સદ્બોધ શોભા ધરી,
ગણી સુંદર શીળ [3]સન્મતિ ધરે જે શ્રાવિકા સુંદરી,
નિત્યે જ્ઞાન રમે રમે [4]પરહરે પ્રેમે દુરાચારને,
તે થાઓ જયવંત આ જગતમાં સેવો સદાચારને ૧

આ પ્રમાણે મંગળાચરણ થઇ રહ્યા પછી ધર્મદાસ શેઠે પોતાની ઉપદેશ વાર્ત્તાનો આરંભ કર્યો—હે શ્રાવિકાઓ, નિત્યના નિયમ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતાને લઇને પોતાના ઉપદેશ આપવાના સ્થળ ઉપર હાજરથઇ, ત્યાં ચંપા, પ્રેમ, પૂતળી, પ્રેમદા, જયા, પૂર્ણા વિગેરે બધી શ્રાવિકાઓ હાજર થઇ ગઇ આ વખતે આનંદાની નાની પુત્રી કુમુદ ખુશી થતી આવી તેણીએ નમ્રતાથી આનંદાને કહ્યું, "બા, આજે મને એક મોટું ઇનામ મળ્યું"

---

૧ મોક્ષના કરનારા ૨ કર્મ ના કષ્ટના ભયનો નાશ કરનાર ૩ સારી બુદ્ધિને ધારણ કરે ૪ છોડીદે

કહ્યુ, ધર્મમાતા, આ કુમુદ બ્હેનના મુખની વાણી સાભળી ઘણો આનદ આવ્યો લલિતા બ્હેનને માટે જેટલો સતોષ ઉત્પન્ન થાય છે, તેટલો સતોષ આ કુમુદ બ્હેનને માટે થાય છે જેમના આવા સતાનો થાય, તે માતા પિતાને પૂર્ણ ધન્યવાદ ઘટે છે "સુશિક્ષિત માતાના સતાનો આગળ બને છે" એ અનુભવી વિદ્વાનોની વાણી ધર્મમાતા આનદાના કુટુબમા પૂર્ણ રીતે ચરિતાર્થ થઇ છે

**ધર્મદાસ શેઠ કહે છે**—હે શ્રાવિકાઓ, પૂર્ણા આ પ્રમાણે આનદાને ધન્યવાદ આપતા હતા, તેવામા એક બાળશ્રાવિકા ત્યા આવી અને તેણીએ પ્રેમદાને કહ્યુ, "માસીબા, ચાલો માગીબા તમને ઘેર બોલાવે છે"

**પ્રેમદા**—કસુ બ્હેન, તારી બાને મારૂ શુ કામ પડ્યુ છે?

**કસુ**—માસીબા, આજે મને જૈનશાળામા સારૂ ઇનામ મળ્યુ છે, તે જોવાને તમને બોલાવે છે

**પ્રેમદા**—કસુ, તને શુ ઇનામ મળ્યુ?

**કસુ**—મને જૈનધર્મ પ્રવેશ પોથીના ચાર પુસ્તકો મળ્યા છે અને એક રૂમાલ મળ્યો છે

**પ્રેમદા**—બ્હેન, તને શુ પુછ્યુ હતુ?

**કસુ**—મને વદના કરવાના પ્રકાર પુછ્યા હતા, તે મે નત્વર કહી આપ્યા, તેથી મને એ ઇનામ મળ્યુ છે

**પ્રેમદા**—કસુ બ્હેન, તને ઇનામ મળ્યાની વાત સાભળી હુ ખુશી થઈ છુ જા, તારી બાને કહે કે, "પ્રેમદા માગી ઉપદેશ વાર્ત્તા પૂર્ણ થયા પછી આવશે" પ્રેમદાના આવા વચન સાભળી કસુ ત્યાથી ચાલી ગઈ

આ વખતે પોતી બોલી—પ્રેમદા બ્હેન, આ કસુ તમારે શુ થાય?

**પ્રેમદા**—પોતી બ્હેન, એ મારી બ્હેનની દીકરી થાય છે તે બુદ્ધિમા ઘણી સારી છે, પણ એક વખતે તેણીના સ્રીશિક્ષકે તેને શિક્ષા કરી હતી, તેથી તે બિચારીએ જૈનકન્યાશાળાનો અભ્યાસ એક વર્ષ સુધી છોડી દીધો હતો હાલમા તે શિક્ષક કોઈ કારણથી

## * ભુજંગી છંદ

ભવે જંતુઓ જે થકી કર્મ બાંધે,
કહે બંધનું તત્ત્વ તે કર્મ સાંધે,
જુવો જેમ પાણી મળે દૂધ સાથે,
મળે કર્મના પુદ્ગલો તેમ[1] આથે          ૧
રહે જેમ કેદી પરાધીન દાપ,
રહે જીવ તે કર્મ આધીન આપ,
ગણ્યા મૂલ તે બંધના હેતુ ચાર,
બીજા ઉત્તરે[2] તે સતાવન સાર          ૨
ગણે આદિ[3] મિથ્યાત્વના ભેદ પાંચ,
સદા તે થકી જીવને થાય આંચ,[4]
નજી અવિરતિના બધા ભેદ બાર,
વધે જે થકી જીવને કર્મ ભાર          ૩
કષાયો તણા ભેદ પૂરા પચીશ,
પડે ભાર સંસારનો તેથી શીર્ષ[5]
ગણ્યા દશ[6] અને પાંચ જે યોગ ભેદ,
ન થાયે કદિ તે થકી કર્મ છેદ          ૪
ધરે કલેશ તે બંધથી જીવ રાશિ,[7]
પડે તે થકી જીવને કંઠ ફાંસી,
રહો દૂર સૌ તે થકી ભવ્ય પ્રાણી,
સદા અંતરે ધર્મની વાત આણી          ૫

આ વચનને તારાએ ઉભા થઈને કહ્યું, "ધર્મ પિતા, કુમુદે જે બંધતત્ત્વની કવિતા ગાઈ સંભળાવી હતી, તે કૃપા કરી અમને સંભળાવો" પછી ગંગાના કહેવાથી મણિએ તે કવિતા ગર્વને ગા[illegible] સંભળાવી હતી

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આનંદાની નાની પુ[illegible] કુમુદે જ્યારે એ કવિતા ગાઈ સંભળાવી, તે સાંભળી બાળવિધ[illegible] પૂર્ણાના હૃદયમાં ઘણો આનંદ વ્યાપી ગયો હતો તેણીએ આનંદા[illegible]

* જૈન ધર્મની બીજી ચોપડીમાંથી—પાઠ ૭૫ મો

૧ આમાં સાથે ૨ બીજા બંધના ઉત્તર હેતુ સત્તાવન છે ૩ પ્રથમ[illegible] ૪ દુખ ૫ માથે ૬ દશ અને પાંચ—પંદર ૭ જીવોનો સમૂહ.

ધર્મમાતા મારે એક બીજુ પણ આપને પુછવાનુ છે, તે એઠેકે, મારી બેનની દીકરી કમુએ જે વદના કરવાની પરીક્ષા આપી તે મારા સમજવામા આવ્યુ નથી વદના કરવામા વળી ની પરીક્ષા હશે? તે પ્રથમ સમજાવી પછી પૂર્ણાબેનના પ્રશ્નનુ સમાધાન કરો

આનદા— પ્રેમદાબ્હેન, વદના વિષે તો આ કુમુદ પોતેજ કહી આપશે

ધર્મદાસ શેઠ કહે છે— હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનદાએ કહ્યુ, એટલે તેની આજ્ઞા લઇ કુમુદ નમ્રતાથી બોલી—

કુમુદ— પૂજ્યમાતાઓ અને બ્હેનો, આપણા ધર્મશાસ્ત્રમા ત્રણ પ્રકારની વદના કહેલી છે ૧ ફેટાવદના, ૨ સ્તોભવદના અને ૩ દ્વાદશાવર્ત્ત વદના— એવા તેના નામ છે જે ફક્ત મસ્તક નમાવી વદના કરવી, તે ફેટાવદના કહેવાય છે આ વદના સઘને અથવા દરેક સાધર્મિ બધુઓને, સાધર્મિ બ્હેનોને કે પોતાના વડિલોને થાય છે જે પૂર્ણરીતે બે ખમાસણા પ્રમુખ કહીને કરવામા આવે, તે બીજી સ્તોભવદના કહેવાય છે આ વદના દરેક શુદ્ધગુરૂ— સાધુઓને થાય છે દ્વાદશ—બાર—આવર્ત્ત કરીને જે વદના કરવામા આવે છે, તે ત્રીજી દ્વાદશાવર્ત્ત વદના કહેવાય છે આ વદના ગણી, પન્યાસ, આચાર્ય વિગેરે પદવીને ધારણ કરનાર મહાનુભાવ મુનીઓને થાય છે આ પ્રમાણે આપણા જૈનશાસ્ત્રમા વદના કરવાનો પ્રકાર દર્શાવ્યો છે

કુમુદના મુખથી આ વદનાના પ્રકાર સાભળી આનદા વિગેરે બધી શ્રાવિકાઓ ખુશીખુશી થઇ ગઇ તે વખતે પ્રેમદા હૃદયમા હર્ષ લાવીને બોલી—

પ્રેમદા—બ્હેનો, આ વદનાનો વિધિ આનદા બ્હેનના પ્રસાદથી હુ થોડો ઘણો જાણતી હતી, પણ આવી રીતે સ્પષ્ટપણે તે મારા જાણવામા ન હતો, તો આજે તે ખાતે હુ કુમુદ બ્હેનનો પૂર્ણ આભાર માનુ છુ ધર્મમાતા, હવે પૂર્ણા બ્હેને જે દયાના સ્વરૂપ વિષે પ્રશ્ન કર્યો, તે કૃપા કરી સમજાવો

પ્રેમદાના આવા વચન સાભળીઆનદાઆનદ લાવીને બોલી—

કન્યાશાળામાંથી મુક્ત થયેલ છે, તેથી કમુ પાછી કન્યાશાળામાં ભણવા જાય છે

મોતી—તે શિક્ષક તેણીને શી શિક્ષા કરી હતી? અને હાલ તે શિક્ષક કન્યાશાળામાંથી શામાટે મુક્ત થયેલ છે?

પ્રેમદા—આ કમુ છોકરમતને લઈને કન્યાશાળામાં મોડે મોડી જતી હતી, તેમ તે વિનયથી વર્ત્તતી ન હતી, તેથી શિક્ષિકાએ તેણીને શિક્ષા કરી, જેથી કમુ કન્યાશાળાને છોડી નાશી આવી હતી જોકે તેણીની શિક્ષક સારી ચાલી હતી, પણ ક્રોધને વશ થઈ તેણીએ જરા વિશેષ પડતી શિક્ષા કરવાથી કમુ નિશાળ છોડીને ચાલી આવી હતી તે શ્રીશિક્ષક પોતે વિધવા છે, હાલ તે કન્યાશાળામાંથી મુક્ત થઈ પોતાની માતાની સેવા કરવાને રહેલ છે તેની માતા કર્મયોગથી અસાધ્ય રોગના વ્યાધિથી ગ્રસ્ત થઈ આવેલ છે તેથી તે શિક્ષિકા પોતાની માતાની સેવા કરવાને માટેજ ખાસ કન્યાશાળામાંથી મુક્ત થયેલ છે

મોતી—ધન્ય છે, તેના જીવિતને! જે પોતાની ઉપકારિણી માતાની સેવા કરવાને માટે બીજા કામ છોડી તત્પર થયેલ છે તે ઉપરથી લાગે છે કે, તે બાઈ પવિત્ર હશે. તેણીએ તમારી કમુને જે શિક્ષા કરી, તેમાં કાંઈ મોટું કારણ હશે. નહિ તો દયાધર્મને ધારણ કરનારી અને સારી કેળવણી પામેલી તે શ્રાવિકા કોઈને મારવાની શિક્ષા કરે નહિ

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે મોતીના વચન સાંભળી આનંદ બોલી—મોતી બ્હેન, તમે શિક્ષા વિષેની જે વાત કરોછો, તે વિષે આપણા જૈનશાસ્ત્રમાં સારો ખુલાસો કરેલો છે, અભ્યાસીના હિતની ખાતર તેના માતાપિતા કે ગુરૂ તેને કાંઈ પણ શિક્ષા કરે તો તેથી દયા ધર્મનો લોપ થતો નથી પણ તે એક જાતની દયાજ ગણાય છે

પૂર્ણા— ધર્મમાતા, કૃપા કરી તે દયાનું સ્વરૂપ અમને સારી રીતે સમજાવો

પૂર્ણાએ આ પ્રશ્ન કર્યો, તે વખતે પ્રેમદાએ વિનયથી કહ્યું,

પરમ પવિત્ર સાધ્વીજી જ્ઞાનશ્રીનો દાખલો પ્રત્યક્ષ છે એ મહાનુભાવા સાધ્વી ભાવદયા ધારણ કરીને આપણુ શ્રાવિકાઓને ધર્મોપદેશ આપે છે આવી દયાને ધારણ કરનારા બીજા પણ મહાશય ગૃહસ્થો પોતાની કોમના સાધર્મિ બંધુઓને અજ્ઞાનમાંથી ઉદ્ધાર કરવાને જૈનપાઠશાળાઓ, કન્યાશાળાઓ અને શ્રાવિકાશાળાઓ સ્થાપે છે તેમજ પરોપકારી વિદ્વાનો લોકોની અજ્ઞાનતા દૂર કરવાને દેશ વિદેશ ફરી સારા સારા ભાષણો આપે છે વિદ્વાન્ મુનિ મહારાજાઓ, અનેક પ્રકારના પરીષહોને સહન કરી વિવિધ ક્ષેત્રોમા વિચરી લોકોને ધર્મનો ઉપદેશ આપે છે એ બધો માત્ર દયાનોજ પ્રભાવ છે

આનંદાના આ વચન સાભળી પ્રસન્ન થયેલી પૂર્ણા પ્રેમમગ્ન થઈને બોલી—ધર્મમાતા, એનીજ ભાવદયા આપના હૃદયમાં પણ ઉછળે છે જે દયાના પ્રભાવથી આપ અમારી અજ્ઞાનતા દૂર કરો છો

**આનંદા**—બ્હેન પૂર્ણા, મારે પણ કહેવુ જોઈએ કે, તમારા હૃદયમા પણ એ ભાવદયા પરિપૂર્ણપણે વિલાસ કરી રહી છે. કારણકે, આવી બાલ્યવયમા વિધવા ધર્મને અનુસરી જૈનમહિલા પરિષદ્ સ્થાપન કરી પોતાની સાધર્મિ બ્હેનોની અજ્ઞાનતા દૂર કરવાનો પ્રયત્ન કરો છો—એ શુ ભાવદયા નથી?

**પૂર્ણા**—ધર્મમાતા, એ તો મારૂ કર્ત્તવ્ય છે એમા શુ વિશેષ કરૂ છુ હવે આપનો ઉપદેશ આગળ ચલાવો

**આનંદા**—બ્હેનો, બીજી સ્વદયા છે આ દયાનુ સ્વરૂપ તમે તમારા હૃદયમા આરૂઢ કરી તેનુ સર્વદા મનન કરજો આપણા આત્માની હિંસા ન થાય, તેને માટે દરેક શ્રાવક અથવા શ્રાવિકાએ દયા રાખવી જોઈએ મિથ્યાત્વ, અશુદ્ધ ઉપયોગ, અશ્રદ્ધા, નઠારી પ્રવૃત્તિ અને ક્રોધ વિગેરે કષાયો—એ શસ્ત્રો કહેવાય છે. એ શસ્ત્રો આપણા આત્માનો ઘાત કરી નાખે છે, તે દ્રવ્યઘાત નથી પણ ભાવઘાત છે, એટલે તે શસ્ત્રો આપણા આત્માના જ્ઞાનાદિ ગુણરૂપ ભાવપ્રાણોનો ઘાત કરે છે તેથી તે આત્માની ભાવહિંસા થઈ

**આનંદા**—હે બ્હેનો, આપણા શાસ્ત્રમા દેવ, ગુરૂ અને ધર્મ —એ ત્રણ તત્ત્વોનુ સ્વરૂપ સારી રીતે દર્શાવ્યુ છે તેમા જે ધર્મ તત્ત્વ છે, તે દરેક શ્રાવક અને શ્રાવિકાએ યથાર્થ જાણવુ જોઈએ ધર્મતત્ત્વના મુખ્ય બે ભેદ છે ૧ વ્યવહાર **ધર્મ** અને નિશ્ચય **ધર્મ** તેમા જે પહેલો વ્યવહાર ધર્મ છે, તેની અંદર મુખ્ય દયા છે અને સત્ય બોલવા વિગેરે બીજા વ્રત છે, તે દયાની રક્ષાને માટે છે હવે **દયા** એટલુ શુ ? અને તે દયા કેવી રીતે કરવી જોઈએ ? તે દરેક શ્રાવક અને શ્રાવિકાએ જાણવુ જોઈએ તે દયાના આઠ પ્રકાર છે તેના નામ આ પ્રમાણે છે—૧ **દ્રવ્યદયા**, ૨ **ભાવદયા**, ૩ **સ્વદયા**, ૪ **પરદયા**, ૫ **સ્વરૂપદયા**, ૬ **અનુબંધદયા**, ૭ **વ્યવહારદયા** અને **નિશ્ચયદયા** આ આઠ પ્રકારની દયા સમજવાથી ભવી આત્મા સારી રીતે દયા પાળવાને સમર્થ થઈ શકે છે

પ્રિય બ્હેનો, આ દયાનુ સ્વરૂપ તમે તમારા હૃદયમા ધારણ કરી લેજો પ્રથમ તો દરેક શ્રાવક અથવા શ્રાવિકાએ પોતાનો કુળધર્મ જાણવો જોઈએ જ્યારથી આપણો જૈન—શ્રાવક કુળમા જન્મ થયો ત્યારથી આપણે સર્વ પ્રકારની દયા પાળવાને માટે બધાએલા છીએ દયા એજ આપણા ધર્મનુ કેંદ્ર સ્થાન છે દયાના પ્રભાવથી આ આપણા ધર્મની વિજય ધ્વજા ફરકે છે દયારૂપી સૂર્યની પ્રભાથી આપણા ધર્મરૂપી પદ્માકરનો વિકાશ થઈ રહ્યો છે દયારૂપ મહા દેવી આપણા સનાતન ધર્મના રક્ષક છે દયાદેવીના દરબારમાજ આપણા જીવનનો મહિમા છે

બ્હેનો, આપણા કુળધર્મ પ્રમાણે વર્ત્તી આપણે યતના પૂર્વક જીવ રક્ષા કરવી તે પેહેલી **દ્રવ્યદયા** કહેવાય છે આ દયા પાળવાને આપણ બધાએ બંધાયા છીએ અને દ્રવ્યદયા પાળવામાજ આપણા શ્રાવક કુળના જન્મની સાર્થકતા છે

બીજી ભાવદયા ઘણી ઉત્તમ પ્રકારની દયા કહેવાય છે મૂર્ખ અને ગુણ વગરના લોકોને દેખી તથા પાપકર્મ કરી દુર્ગતિમા પડતા જીવોને અવલોકી, તેમના રક્ષણ માટે જે હૃદયમા દયા–અનુકંપા ઉત્પન્ન થાય, તે **ભાવદયા** કહેવાય છે તેને માટે આપણ

નગરની બહેર આવે, ત્યારે આપણે મોટા આડબરથી તે મહા ત્માને વદના કરવા જઈએ છીએ અથવા તેમનો પ્રવેશોત્સવ કરાવીએ છીએ —તે પ્રસગે હિંસા થવાનો પૂર્ણ સભવ છે, તથાપિ અતે તે પોતાને અને બીજાને લાભનુ કારણ હોવાથી તે દયા છે શાસનના પ્રવર્ત્તક—નિયામક આચાર્યો તથા સઘના આગેવાનો પોતાના શિષ્યોને અને લોકોને યોગ્ય પ્રસગે શિક્ષા કરે છે, કોઈને અનુચિત કાર્ય કરતા નિવારે છે, કોઈને વારવાર કહે છે અને તેમ કરતા ન માને તો તેઓની ઉપર ક્રોધ પણ કરે છે—આ બધા કાર્યોમા જો કે હિંસા જેવુ દેખાય છે, તથાપિ તે પરિણામે લાભકારક હોવાથી દયા કહેવાય છે

બ્હેનો, આ અનુબધ દયાને માટે તમારે ઘણો ઉડો વિચાર કરવાનો છે બ્હેન લલિતા, તારે તો ખાસ એ વાત લક્ષમા રાખવાની છે કારણકે, તારે હવે થોડા રોજમા સાસરે જવાનુ છે જો કદિ તારી સાસૂ તારી ઉપર નાખુશ થાય અને તારા હિતની ખાતર તને શિક્ષાના વચનો કહે તો તારે દુખ લગાડવુ નહિ તેમજ તેની ઉપર અભાવ રાખવો નહીં કે દ્વેષ કરવો નહીં તે તારા પૂજ્ય સાસૂ અનુબધ દયા પાળે છે, એમ સમજવુ તે પ્રીના હૃદયમા તારે માટે હિત બુદ્ધિ રહેલી છે બ્હેનો, આ વાત તમારે બધાને પણ લક્ષમા રાખવાની છે કોઈ વડિલ તમને શિક્ષા કરે અથવા ઠપકો આપે તો તમારે તે શાતિથી સહન કરવો કારણકે, તે અનુબધ પાળીને તમારી સાથે વર્ત્તે છે

હે બ્હેનો, તે પછી સાતમી વ્યવહાર દયા છે જે આસ્તિક માણસ વિધિમાર્ગને અનુસરીને દયા પાળે એટલે ધર્મની સર્વ ક્રિયાઓ ઉપયોગ રાખીને કરે, તે વ્યવહારદયા કહેવાય છે આ દયાનો પ્રચાર ધર્મની ક્રિયાઓ કરવામાજ રહેલો છે

આઠમી નિશ્ચય દયા છે આ દયા સર્વદયાઓની અદર ઉત્કૃષ્ટ ગણાય છે જે સાધના યોગ્ય વસ્તુમા એકત્વ ભાવ રાખવો અથાત્ અભેદ ઉપયોગ રાખવો તે નિશ્ચયદયા કહેવાય છે આ દયાથી પ્રાણીમાત્રમા કે સર્વ વસ્તુમા ભેદ બુદ્ધિ રહેતી નથી જે દયા

જાય છે આવી હિંસા ન થાય-એવી પોતાના આત્માની દયા ના ખવી, તે **સ્વદયા** કહેવાય છે જે મનુષ્ય આર્હતવાણીનું શ્રવણ કરી, શુદ્ધ ઉપયોગ રાખી અને કષાયથી દૂર રહી પ્રવર્તે છે તે એ **સ્વદયા** પાળી શકે છે સ્વદયા પાળવાની ઈચ્છા રાખનારા આ ત્માએ પોતાની પરિણતિ શુદ્ધ કરવાને જિનપૂજા, તીર્થયાત્રા વિ ગેરે શુભ પ્રવૃત્તિ કરવી જોઈએ એવી પ્રવૃત્તિ કરવાથી આત્માની શુભ પરિણતિ થાય છે અને તે શુભ પરિણતિ થવાથી આ ત્માની અશુદ્ધ પરિણતિ દૂર થઈ જાય છે જ્યારે અશુભ પરિ ણતિ દૂર થઈ એટલે આત્મા ગુણગ્રાહી થાય છે અને જ્યારે આ ત્મા ગુણ ગ્રાહી થયો એટલે આપણે સ્વદયાને સારી રીતે પાળી કહેવાય છે

બ્હેનો, તે પછી ચોથી **પરદયા** છે આ જગત્‌માં રહેલા છ કાય જીવોની દ્રવ્ય અને ભાવથી રક્ષા કરવી, તે **પરદયા** કહેવાય છે જ્યાં સ્વદયા રહેલી છે, ત્યાં આ પરદયા અવશ્ય હોય છે અને જ્યાં પરદયા છે, ત્યાં સ્વદયા અવશ્ય હોતી નથી, અર્થાત્ હોય પણ ખરી અને ન હોય પણ ખરી પરદયાના પ્રભાવ ઉપરજ આપણા જૈન ધર્મનો મહિમા છે

તે પછી પાંચમી **સ્વરૂપદયા** છે આ સ્વરૂપ દયા કેવળ સ્વા ર્થી હોવાથી-તે વખાણવા યોગ્ય દયા કહેવાતી નથી પોતાના સુખ ને માટે તથા લોકોની ભેખાઢેખીથી જે જીવની રક્ષા કરવા દયા લાવવી, તે સ્વરૂપ દયા કહેવાય છે પોતાને દૂધ મળે છે, તેવા સ્વાર્થથી જે ગાય તથા ભેંસની રક્ષા કરે છે પણ જ્યારે તે ગાય તથા ભેંસ દૂધ આપતી ન હોય, ત્યારે તે તેની ઉપેક્ષા કરે છે— એવો પુરૂષ સ્વરૂપ દયાનો ધારણ કરનાર છે એ સ્વરૂપ દયા દે ખવામાં દયા લાગે છે, પણ ખરી રીતે દયા કહેવાતી નથી તે દ્ર વ્યથી દયા છે, પણ ભાવથી તો હિંસાજ છે

છઠી **અનુબંધ દયા** છે જે ઉપકાર બુદ્ધિથી બીજા જીવોને સન્માર્ગમાં લાવવા માટે શિક્ષા કરે-અથવા માર મારે-તે સ્વરૂ પદયા કહેવાય છે તેમ વળી જ્યારે કોઈ મહાત્મા મુનિ આપણ

દ્રવ્યદયા તે પ્રેમે નિત્ય ૧પ્રમાણજોરે — દિલ ૧
પાપ કરી દુર્ગતિમાં પડતા,
જીવ બચાવો દિલથી ડરતા,
ભાવદયા ભાવી સહુ જનને તારજોરે — દિલ ૨
૨મિથ્યા કષાય શસ્ત્રો હણતા,
નિજ આત્માને અતિ અવગણતા,૩
સ્વદયાથી આત્માને તેથી ઉગારજોરે — દિલ ૩
છકાય જીવો રક્ષો પ્રીતે,
દયા ધર્મની સુંદર રીતે,
પ્રમાદથી પરદયા૪ કદિ ન વિસારજોરે — દિલ ૪
વિષય સુખતણી ઇચ્છા રાખી,
પાલો જીવ સ્વાર્થ મન રાખી,
સ્વરૂપદયા૫ તે ઉત્તમ મન નવ ધારજોરે — દિલ ૫
પરહિત ખાતર શિક્ષા આપો,
પરઉપકાર મતિ મન સ્થાપો,
એ અનુબંધ દયા હૃદયે નિર્ધારજોરે — દિલ ૬
ક્રિયા કરો ઉપયોગ ધરીને,
દયા હૃદયમાં પૂર્ણ ભરીને,
તે વ્યવહાર દયાને નિત્ય વિચારજો — દિલ ૭
નિત્ય અભેદ ધરો ઉપયોગે,
કરી એ-ના જ્ઞાન સુયોગે,
તે નિશ્ચય૬ શુભ દયા ગ્રહ અવધારજોરે — દિલ ૮

---

૧ જેનાજો ૨ મિથ્યાત્વ ચાર કષાય વિગેરે શસ્ત્રોથી હણતા આત્માને ઉગારો તે સ્વદયા કહેવાય છે ૩ નહિ ગણતા ૪ અન્ય જીવની રક્ષા કરવી, તે પરદયા કહેવાય છે ૫ પોતાના સુખના સ્વાર્થ માટે દયા પાળવી તે સ્વરૂપદયા છે, તે મનમાં ધારણ કરવા જેવી નથી ૬ સાધ્ય વસ્તુમાં અભેદ બુદ્ધિ રાખી—આત્માનું જ્ઞાન કરવું, તે નિશ્ચય દયા કહેવાય છે

હૃદય ઉપર રહ્યા કરે તો જીવ ગુણસ્થાનકોમાં આગેહણ કરી શકે છે તેથી આ દયા ઘણીજ ઉત્કૃષ્ટ કહેવાય છે

આ પ્રમાણે આ આઠ પ્રકારની દયાનું સ્વરૂપ આપણાં જૈનશાસ્ત્રમાં દર્શાવ્યું છે, નર્મદા બ્હેન, તમારી બ્હેનની દીકરી કમુને જે તેણીના શ્રીશિક્ષકે શિક્ષા કરી તે અનુબંધદયા કહેવાય છે તે કોઈ જાતની હિંસા ગણાતી નથી અનુબંધદયાના પ્રભાવથી મુનિ અને ગૃહસ્થોનો વ્યવહાર ચાલે છે શિક્ષક અને શિક્ષણીયનો સંબંધ પરંપરાએ પ્રવર્તતો આવ્યો છે— એ સંબંધની અંદર શિક્ષાની આવશ્યકતા છે

**ધર્મદાસ શેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આનંદાએ આ પ્રમાણે દયાના આઠ પ્રકારનું વર્ણન કર્યું, તે સાંભળી બધી શ્રાવિકાઓ હૃદયમાં ખુશી ખુશી થઇ ગઇ તે વખતે પૂર્ણાએ પ્રસન્ન થઇને કહ્યું, "ધર્મમાતા, આ આઠ પ્રકારની દયા હંમેશા સ્મરણમાં રહે, તેને માટે કાંઈ કવિતા હોય તો વધારે સારૂં"

**આનંદા**—પૂર્ણા બ્હેન, તને માટે એક કવિતા છે

**પૂર્ણા**—તે કવિતા જો લલિતા બ્હેનને આવડતી હોય, તો આપ આજ્ઞા કરો એટલે તે કવિતા લલિતા બ્હેન ગાઈ સંભળાવશે

**આનંદા**—પૂર્ણા બ્હેન, લલિતા તે કવિતા સારી રીતે શીખી છે પછી આનંદાએ લલિતાને આજ્ઞા કરી એટલે લલિતાએ તે કવિતા ગાઈ સંભળાવી હતી

**ધર્મદાસશેઠ**—કહે છે—હે શ્રાવિકાઓ, તે ઉપયોગી કવિતા અમારી શ્રાવિકા તમને ગાઇ સંભળાવશે

પછી ગંગાએ તે કવિતા નવ શ્રાવિકાઓને આ પ્રમાણે ગાઇ સંભળાવી હતી

### દયા વિષે કવિતા

"નિમળાનાથ કરશો"—એ રાહ

દિલદાર દયાળુ જીવ દયા દિલ ધારજો રે એ ટેક
જીવ તણો કુળ ધર્મ તમારો,
યતનાથી સહુ જીવ ઉગારો,

દ્રવ્યદયા તે પ્રેમે નિત્ય ૧પ્રમારજોરે દિલ ૧
પાપ કરી દુર્ગતિમા પડતા,
જીવ બચાવો દિલથી ડરતા,
ભાવદયા ભાવી બહુ જનને તારજોરે દિલ ૨
૨મિથ્યા કષાય શત્રુ હણતા,
નિજ આત્માને અતિ અવગણતા,૩
સ્વદયાથી આત્માને તેથી ઉગારજોરે દિલ ૩
છકાય જીવો રક્ષો પ્રીતે,
દયા ધર્મની સુન્દર રીતે,
પ્રમાદથી પરદયા૪ કદિ ન વિસારજોરે દિલ ૪
વિષય સુખતણી ઇચ્છા રાખી,
પાળો જીવ સ્વાર્થ મન રાખી,
સ્વરૂપદયા૫ તે ઉત્તમ મન નવ ધારજોરે દિલ ૫
પરહિત ખાતર શિક્ષા આપો,
પરઉપકાર મતિ મન સ્થાપો,
એ અનુબંધ દયા હૃદયે નિત્ય ધારજોરે દિલ ૬
ક્રિયા કરો ઉપયોગ ધરીને,
દયા હૃદયમા પૂર્ણ ભરીને,
તે વ્યવહાર દયાને નિત્ય વિચારજો દિલ ૭
નિત્ય અભેદ ધરો ઉપયોગે,
કરી એકતા જ્ઞાન સુયોગે,
તે નિશ્ચય૬ શુભ દયા શ્રેષ્ઠ અવધારજોરે દિલ ૮

---

૧ જે ટાળજો ૨ મિથ્યા ૧ ચાર કષાય વિગેરે શત્રુઓથી હણતા આત્માને ઉગારો તેને સ્વદયા કહેવાય છે ૩ કરૂણા ના ૪ છ કાય જીવની રક્ષા કરવી, તે પરદયા કહેવાય છે ૫ પોતાના નામ માટે સ્વાર્થ માટે દયા પાળવી તે સ્વરૂપ દયા છે, તે મનમા ધારવું કરવા જેવી નથી ૬ સર્વ વસ્તુમા અભેદબુદ્ધિ રાખી—એકતાનું જ્ઞાન કરવું, તે નિશ્ચય દયા કહેવાય છે

આઠ દયા એ આ તર[1] જાણી,
વૃત્તિ કરી નિજ સુખકર[2] શાણી
દયા ધર્મથી હિતને નિત્યે ટાળજો. હિત ૯

આ પ્રમાણે દયાની કવિતા ગાઈ ગાઈ સંભળાવી, તે સાંભળી સર્વ શ્રાવિકા સમાજ આનંદિત થઈ ગયો હતો.

**ધર્મ** ઇમ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, લલિતાએ જ્યાં આ કવિતા ગાઇ સંભળાવી, તે વખતે તેણીના સ્વરના માધુર્યથી અને કવિતાના ગંભીર અર્થથી પૂર્ણાના હૃદયમાં જે આનંદ ઉત્પન્ન થયો હતો, એ અવર્ણનીય હતો. પવિત્ર પૂર્ણાના હૃદય ઉપર દયાની શીતળ છાયા પ્રસરી ગઈ. તેણીના શરીરમાં દયાના અંકુરો ઉત્પન્ન થઇ આવ્યા. દયાની કોમળ ભાવના પ્રગટ થઈ આવી. શરીર રોમાંચિત થઇ ગયું અને જાણે દયાની પ્રત્યક્ષ મૂર્તિ પોતેજ બની હોય, તેવી તે થઇ ગઈ. ઘણીવાર દયાના સ્વરૂપનું ચિંતવન કરી પૂર્ણા પ્રમોદ થઈને બોલી— ધર્મમાતા, લલિતા બેનના મુખથી આ બધા ધર્મની કવિતા સાંભળીને મને જે આનંદ થયો છે તે અપૂર્વ છે. મારે મુખે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. આપના મુખથી વ્યવહાર ધર્મનું સ્વરૂપ જાણી અમને સારો બોધ પ્રાપ્ત થયો છે, હવે બીજા નિશ્ચય ધર્મનું સ્વરૂપ સમજાવવા કૃપા કરો.

પૂર્ણાના આ વચન સાંભળી આનંદા આનંદિત થઇને બોલી—પ્રિય સાધર્મિ બ્હેનો, હવે હું સંક્ષેપમાં નિશ્ચય ધર્મનું સ્વરૂપ કહું છું, તે આપ સાવધાન થઈને સાંભળજો—પોતાના આત્માના સ્વરૂપને જાણવું, તથા આ જગતની અંદર રહેલ દરેક વસ્તુના સ્વભાવને જાણવો —તે **નિશ્ચયધર્મ** કહેવાય છે, તે ઉપર એક જયંત મહાત્માની કથા છે, તે સાંભળવા જેવી છે. તે કથા ઉપરથી નિશ્ચયધર્મનું યથાર્થ સ્વરૂપ તમારા જાણવામાં આવશે—

વિવિધ જાતની સમૃદ્ધિઓથી ભરપૂર **પ્રેમપુર** નામે એક ન

---

1 હૃદયમાં 2 સુખને કરનારી

ગર હતુ તે નગરની અદર જૈનધર્મને પાળનારી જૈનપ્રજા રહેતી હતી જૈનપ્રજાના ધર્મના ઉદ્યોતથી એ નગરની ધાર્મિક ભાવના સર્વોત્તમ ગણાતી હતી સારા સારા જૈન વિદ્વાનો અને જૈન કવિઓ એ નગરમા વાસ કરીને રહ્યા હતા ધાર્મિક અને શ્રદ્ધાળુ જૈનપ્રજાના નિવાસથી સુશોભિત એવા એ નગરમા વિદ્વાન, વિનીત, શાત, વિરક્ત અને મ યોગથી અલકૃત એવા જૈન મુનિઓ વિહાર કરી તે નગરમા આવ્યા કરતા હતા તેને ઉત્તમ ક્ષેત્ર ધારી ઘણા વિદ્વાન્ અને વિરક્ત મુનિઓ તે સ્થળે ચાતુર્માસ્ય પણ કરતા હતા

આવા ઉત્તમ નગરમા **નરપાળ** નામે રાજા રાજ્ય કરતો હતો તે રાજા સ્વભાવે સારો હતો, પણ મિથ્યાત્વીઓના સગના સહવાસથી તેની બુદ્ધિ જૈનધર્મ ઉપર આસ્થા રહિત થઈ હતી તેથી તે હમેશા જૈનધર્મ તરફ અનાદરની દ્રષ્ટિએ જોતો હતો જો કે તે 'પોતે સર્વ ધર્મનો પાળક અને સમાન દષ્ટિ છે' એવુ સમજતો હતો, તથાપિ હૃદયથી તે પોતે સ્વીકારેલા ધર્મ શિવાયના બીજા ધર્મ ઉપર અભાવ ધારણ કરતો હતો રાજા નરપાળને તેના મિથ્યાત્વી આશ્રિત વિદ્વાનોએ એવુ સમજાવ્યુ હતુ કે, "જૈન ધર્મમા જીવદયા શિવાય બીજુ કાઈપણ તત્ત્વ છેજ નહી તેઓ ભગવતને માને છે, તેમની પૂજા કરે છે અને તેને માટે મોટા આડબરથી મહોત્સવો કરે છે, પણ આત્મા સબધી કાઈપણ વિચાર તેમના ધર્મમા બતાવ્યો નથી તેથી તે ધર્મ સર્વ રીતે અનાદર કરવા યોગ્ય છે"

આવી સમજાતીને લીધે મહારાજા નરપાળ જૈનધર્મ તરફ અનાદર બતાવતો હતો અને તે ધર્મ ઉપર કરવામા આવતા અનેક જાતના આક્ષેપો સાભળતો હતો

એક વખતે રાજા નરપાળ જૈનધર્મના સસ્કારથી રહિત હોવાને લીધે મૃગયા કરવાની ઈચ્છાવાળો પ્રેમપુરની નજીક આવેલા એક વનમા આવ્યો પોતે એક પ્રચડ વેગવાલા અશ્વઉપર ચડયો હતો બીજા બેચાર અગરક્ષકો અશ્વઉપર આરૂઢ થઈ તેની પાછળ ચાલ્યા આવતા હતા આ સમયે એક સુદર જલાશય તેના જોવા

રીત છે હું પણ પ્રથમ મારા બ્રાહ્મણ ધર્મને લઇને તેવુજ જાણતો હતો, પણ જ્યારે આ મહાત્માએ મને એ શ્લોક સભળાવ્યો, ત્યારથી મારી મનોવૃત્તિ જૈન ધર્મ તરફ આકર્ષાણી હતી તે એટલે સુધી કે, આ જૈન દીક્ષા ગ્રહણ કરી હું આ સ્થિતિમા અત્યારે આવ્યો છુ આ મહાત્માએ મને ખાત્રી કરાવી છે કે, જૈન ધર્મ આર્ય ધર્મમા સર્વોપરિ છે અને તત્ત્વ જ્ઞાનથી ભરપૂર છે

નરપાલે કહ્યુ, "ભદ્ર, આ મહાત્માના મુખથી પ્રથમ તમે જે શ્લોક સાભળ્યો હતો, તેનો અર્થ મને કહી સભળાવો "—

મુનિએ કહ્યુ,—રાજન્, તે શ્લોકનો અર્થ એવો છે કે, "જીવ, અજીવ, આશ્રવ, સવર, નિર્જરા, બધ, મોક્ષ, પુણ્ય અને પાપ—એ નવતત્ત્વોનુ સક્ષેપથી અથવા વિસ્તારથી જે બોધ, તે **સમ્યગ્-જ્ઞાન** કહેવાય છે " આ પ્રમાણે એ શ્લોકનો સક્ષિપ્ત અર્થ છે પ્રથમ આ સક્ષેપ અર્થથી હુ સમજ્યો ન હતો, પછી આ મહાત્માએ મને તેનો વિસ્તારથી અર્થ કહી સભળાવ્યો હતો તે ઉપરથી મારા હૃદયમા આર્હત ધર્મ ઉપર પૂર્ણ આસ્થા ઉત્પન્ન થઈ હતી

**આનદા** કહે છે–હે બ્હેનો, તે મુનિના આ વચન સાભળી રાજા નરપાલે તે શ્લોકનો વિસ્તારથી અર્થ જાણવાની ઈચ્છા બતાવી એટલે તે મુનિએ પોતાના ગુરુને પ્રાર્થના કરી તે ઉપરથી તે જયત યોગીદ્ર રાજા નરપાળને તે શ્લોકનો અર્થ વિસ્તારથી કહી સભળાવ્યો હતો તે સવિસ્તર અર્થ સાભળી રાજાના હૃદયમા આર્હત ધર્મ ઉપર આસ્થા થઈ હતી, તથાપિ રાજાએ તે યોગીદ્રને કેટલીએક શકાઓ પુછી હતી, જેમા આત્મા કર્મ રહિત થઇ લોકાતમા કેવી રીતે જાય છે? એ વાતનુ વિવેચન કરવામા આવ્યુ હતુ

**ધર્મદાસગેક** કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનદા નિશ્ચય ધર્મ ઉપર તે મહાત્મા જયતયોગીની વાત કરી હતી—આ વખતે પૂર્ણાએ પ્રાર્થના કરી "ધર્મમાતા, નરપાળ રાજાએ યોગીદ્રને જે પુછ્યુ હતુંકે, કર્મરહિત આત્મા પરલોકે કેવી રીતે જાય છે? એ પ્રશ્નના ઉત્તરમા યોગીદ્રે શુ કહ્યુ હતુ, તે કૃપા કરી અમને સભળાવો એવી તત્ત્વ જ્ઞાનની વાતો સાભળવામા મને ઘણો આનદ

આવે છે ”

આ વખતે પ્રેમદા બોલી—“ પૂર્ણા બ્હેન, તમે કહો છો, તે ખરી વાત છે, પણ આપણાથી એ વાત સમજાશે નહીં કારણ, તત્ત્વજ્ઞાનની વાતો ઘણી ગહન હોય છે

પૂર્ણા—પ્રેમદા બ્હેન, એ વાત ખરી છે, પણ આપણા ધર્મ માતાના કહેવામા એવી ખુબી રહેલી છે કે, તેઓ ગમે તેટલી કઠિન આમન હોય તોપણ સ્પષ્ટતાથી કહી બતાવે છે

પ્રેમદા—પૂર્ણા બ્હેન, એ વાત ખરી છે ત્યારે ધર્મમાતા આ પણને એ તત્ત્વજ્ઞાનની વાત સભળાવે તો વધારે સારૂ

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પછી આનદા નરપા ળરાજા અને જયતયોગીદ્રની સાથે જે તત્ત્વજ્ઞાનની વાતચીત થઇ હતી, તે પૂર્ણા વગેરે સર્વ શ્રાવિકાઓને સભળાવવા લાગી

આનદા—બ્હેનો, રાજા નરપાળ અને જયતયોગીની વચ્ચે આત્મા વિષેના જે પ્રશ્નોત્તર થયા હતા, તે તમે સાવધાન થઇને સાભળો

નરપાળે પ્રથમ નમ્રતાથી પુછયુ—મહાનુભાવ, આ આત્મા કર્મ રહિત થઇ લોકાન્તમા શી રીતે જાય છે ? તે સમજાવો

જયત યોગીદ્રે ઉત્તર આપ્યો—“ રાજા, જે આત્મા કર્મથી રહિત થયો, તે સિદ્ધ કહેવાય છે તે સિદ્ધ આત્મા કર્મના બોજા થી હલવો થઇ ઉર્ધ્વગતિમા જાય છે—તેને માટે જૈનશાસ્ત્રમા ચાર હેતુઓ કહેલા છે તેમા આત્માનુ એક અચિન્ત્ય વીર્ય પહેલો હે તુ છે કર્મની પચાશી પ્રકૃતિનો ક્ષય કરવા માટે આત્માએ પો તાના વીર્યનો પ્રારભ કરેલો છે, તેજ વીર્યના પ્રભાવથી તે સિદ્ધ આત્માની ઉર્ધ્વગતિ થઇ શકે છે તે ઉપર કુભારના ચક્રનુ દૃ ષ્ટાન્ત છે જેમ કુભારે પોતાના ચક્રને પૂર્વ પ્રયોગથી—પ્રથમ ફેર વવાના પ્રયોગથી ચલાવ્યુ હોય, પછી તે પ્રથમના વેગને અનુસા રે તે ચક્ર સ્વત ફર્યા કરે છે તેવી રીતે આત્માની પૂર્વ પ્રયોગથી ઉ ર્ધ્વગતિ થાય છે

કર્મનો ભાર ઉતરવાથી હલકો થયેલો આત્મા ઉર્ધ્વગતિમા

આવે છે, એ બીજો હેતુ છે તે ઉપર માટીના લેપવાળા તુંબડાનું દ્રષ્ટાંત છે જેમ કોઈ તુંબડાને માટીનો લેપ કર્યો હોય, તે માટીનો લેપ જ્યારે દૂર થઈ જાય, ત્યારે તે તુંબડું જળની ઉપર પોતાની મેળે તરી આવે છે તેવી રીતે આત્માને આ૦ કર્મનો લેપ લાગેલો છે, તે જ્યારે દૂર કરવામા આવે તો તે આત્માની ઉર્ધ્વગતિ થઈ જાય છે તુંબડું જેમ જળથી ઉર્ધ્વગતિ પામે છે, તેમ આત્મા ધર્માસ્તિકાય રૂપ જળથી ઉર્ધ્વગતિ પામે છે

આત્મા અતિશય ગાઢ બંધનથી રહિત થાય છે, એટલે તેની ઉર્ધ્વગતિ થાય છે, આ ત્રીજો હેતુ છે તે ઉપર એરંડાના ફળનો દાખલો આપેલો છે જેમ એરંડાના ફળમાંથી બીજ વગેરેના બંધન કાઢી લઈએ, એટલે તેની ઉર્ધ્વગતિ થાય છે તેવી રીતે આત્મામાંથી કર્મ બીજના બંધનો વિચ્છેદ થતા તે ઉર્ધ્વગમન કરે છે

કર્મ રહિત થયેલા આત્માનો ઉર્ધ્વગમન કરવાનો સ્વભાવ છે,—એ ચોથો હેતુ છે તે ઉપર અગ્નિનું દ્રષ્ટાંત છે જેમ અગ્નિની જ્વાળાનો ઉર્ધ્વગમન કરવાનો સ્વભાવ છે, તેમ આત્માનો પણ ઉર્ધ્વગમન કરવાનો સ્વભાવ છે

આ ચાર હેતુઓથી આત્મા ઉર્ધ્વગતિ કરી લોકાંતમા જઈ શકે છે

જયતપોગીના મુખથી આ ઉત્તર સાંભળી ગજાનરપાળ પ્રસન્ન થઈ ગયો તથાપિ તેણે વિનયથી તેજ વખતે બીજી શંકા પુછી—'મહારાજ, તમારા કહેવા ઉપરથી મને ખાત્રી થઈ છેકે, આત્માની ઉર્ધ્વગતિ થાય છે, તથાપિ મારા મનમા એક બીજી શંકા ઉત્પન્ન થઈ છે, તે હું આપને પુછુછુ આપના કહેવા પ્રમાણે જેમ આત્માની ઉર્ધ્વગતિ સિદ્ધ થાય છે, તેવી રીતે કોઈવાર તેની અધોગતિ અથવા તિર્છી ગતિ પણ સિદ્ધ થાય છે કારણકે, જેમ હલકો પદાર્થ ઉચે ચડી જાય છે, તેમ કોઈનાર તિરછો તથા નીચો પણ આવી જાય છે"

જયતપોગી—રાજન, તમારૂ કહેવુ સત્ય છે કર્મરહિત આત્માની અધોગતિ તથા તિરછી ગતિ થતી નથી, તેને માટે જે સમા

આવે છે ”

આ વખને પ્રેમદા બોલી—“ પૂર્ણા બ્હેન, તમે કહો છો, તે ખરી વાત છે, પણ આપણાથી એ વાત સમજાશે નહીં કારણ, તત્ત્વજ્ઞાનની વાતો ઘણી ગહન હોય છે

પૂર્ણા—પ્રેમદા બ્હેન, એ વાત ખરી છે, પણ આપણા ધર્મ માતાના કહેવામા એવી ખુબી રહેલી છે કે, તેઓ ગમે તેટલી કઠિન બાબત હોય તોપણ સ્પષ્ટતાથી કહી શકે છે

**પ્રેમદા**—પૂર્ણાબ્હેન, એ વાતનો ખરી છે ત્યારે ધર્મમાતા આ પણુને એ તત્ત્વજ્ઞાનની વાત સભળાવે તો વધારે સારૂ

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, પછી આનદા નરપાળરાજા અને જયતયોગીદ્રની સાથે જે તત્ત્વજ્ઞાનની વાતચીત થઇ હતી, તે પૂર્ણા વગેરે સર્વ શ્રાવિકાઓને સભળાવા લાગી

**આનદા**—બ્હેનો, રાજા નરપાળ અને જયતયોગીની વચ્ચે આત્મા વિષેના જે પ્રશ્નોત્તર થયા હતા, તે તમે સાવધાન થઇને સાભળો

નરપાળે પ્રથમ નમ્રતાથી પુછયુ—મહાનુભાવ, આ આત્મા કર્મ રહિત થઇ લોકાતમા શી રીતે જાય છે ? તે નામહતો

**જયત** યોગીદ્રે ઉત્તર આપ્યો—“ રાજા, જે આત્મા કર્મ રહિત થયો, તે સિદ્ધ કહેવાય છે તે સિદ્ધ આત્મા કર્મના બોજ થી હલકો થઇ ઉર્ધ્વગતિમા જાય છે—તેને માટે જૈનશાસ્ત્રમા હેતુઓ કહેલા છે તેમા આત્માનુ એક અચિંત્ય વીર્ય પહેલે તુ છે કર્મની પચાશી પ્રકૃતિનો ક્ષય કરવા વાસ્તે આત્મા તાના વીર્યનો પ્રારભ કરેલો છે, તેજ વીર્યના પ્રભાવથી તે આત્માની ઉર્ધ્વગતિ થઇ શકે છે તે ઉપર કુભારના ચક્રનુ ષ્ટાત છે જેમ કુભારે પોતાના ચક્રને પૂર્વ પ્રયોગથી—પ્રથમ વવાના પ્રયોગથી ચલાવ્યુ હોય, પછી તે પ્રથમના વેગને અનુ રે તે ચક્ર સ્વત ફર્યા કરે છે તેવી રીતે આત્માની પૂર્વ પ્રયોગ ર્ધ્વગતિ થાય છે

ર્મનો ભાર ઉતરવાથી હલકો થયેલો આત્મા

આકાર કેવો હશે?

**યોગીંદ્ર—** જેમ કુલડીમા મીણ ભરીને ગાળીએ તે ગળી જવાથી આકારાનો જેવો આકાર થાય, તેવો સિદ્ધોના આત્મ પ્રદેશનો આકાર થાય છે

**નરપાલ—** મહારાજ, તે સિદ્ધોના જ્ઞાનદર્શન કેવા હશે?

**યોગીંદ્ર—** આ ત્રણ લોકમા ગુણ પર્યાયવાળી જેટલી વસ્તુઓ છે, તે સર્વ વસ્તુઓને સિદ્ધ પરમાત્મા જાણી શકેછે તે સિદ્ધોને જ્ઞાનાવરણ કર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાન પ્રગટ થયેલ છે દર્શનાવરણીય કર્મના ક્ષયથી કેવળદર્શન પ્રાપ્ત થયેલ છે વેદનીય કર્મના ક્ષયથી અનંત સુખ પ્રાપ્ત થયેલ છે દર્શનમોહનીય તથા ચારિત્રમોહનીયના ક્ષયથી શુદ્ધ સમ્યક્ત્વ ક્ષાયકરૂપ ચારિત્ર પ્રાપ્ત થયેલ છે આયુ કર્મનો ક્ષય થવાથી તેઓ અક્ષયગતિને પ્રાપ્ત થયેલા છે નામકર્મનો ક્ષય થવાથી તેમનામા અમૂર્ત્તપણુ પ્રાપ્ત થયેલુ છે, ગોત્રકર્મનો ક્ષય થવાથી તેમનામા અનંત અવગાહના પ્રગટ થયેલ છે અને અંતરાયકર્મનો ક્ષય થવાથી તેમણે અનંતવીર્યને પ્રાપ્ત કરેલુ છે

**નરપાળ—**હે યોગીંદ્ર, તેવા સિદ્ધ આત્માને કેવુ સુખ મળતું હશે? તે યથાર્થ રીતે વર્ણન કરી બતાવો જે સાભળવાથી મને બહુ આનંદ પ્રાપ્ત થશે

**યોગીંદ્ર—**રાજા, તે સિદ્ધ આત્માના સુખનુ વર્ણન મારાથી થઇ શકે તેમ નથી તથાપિ આગમથી જે મારા જાણવામા આવ્યુ છે, તે હુ તમારી સમક્ષ કહુ છુ આ લોકમા સર્વ રીતે [illegible]ીમા સુખી ચક્રવર્ત્તી અને ઇંદ્રો ગણાય છે તે ચક્રવર્ત્તી અને [illegible] પદવીના કરતા સિદ્ધોનુ સુખ અનંત ગણું છે ચક્રવર્ત્તી[illegible]ના સુખમા રાગ, દ્વેષ, અભિનિવેશ વિગેરે ક્લેશો રહેલા [illegible] સિદ્ધોનુ સુખ એ સર્વ પ્રકારના ક્લેશોથી રહિત છે ચ[illegible] ઇંદ્રોનુ સુખ ક્ષયવાળુ છે અને સિદ્ધોનુ સુખ અક્ષય [illegible]ાઓએ જે પદ પ્રાપ્ત કરેલુ છે, તે પદ આરાધકોને [illegible] છે, સાધકોને સાધવા યોગ્ય છે અને ધ્યાતાઓને

ન છે, તે તમે ધ્યાન દઈને સાભળો—

સિદ્ધ થયેલો આત્મા કર્મના ગૌરવનો અભાવ થવાથી હલકો થયો છે, પણ તે અધોગમન કરતો નથી, તેમ તેનામા કોઈ જાતુ પ્રેરક કર્મ રહેલ નથી, તેથી તે તિરછી ગતિ પણ કરતો નથી એમજ તેની અદર અસ્તિકાયનો અભાવ હોવાથી તે લોકની ઉપર પણ જઈ શકતો નથી

યોગીંદ્રના આ વચન રાજા નરપાળના હૃદયમા આરૂઢ થઇ ગ । પુન તેણે નમ્રતાથી પ્રશ્ન કર્યો—મહારાજ, એ સિદ્ધના જીવ પરના લોકોમા જઈને કયા રહેતા હશે?

જય તયોગી—રાજા, આ ચૌદ રજ્જુ પ્રમાણ (ચૌદ રાજ લોક) લોકના મસ્તક ઉપર એક સિદ્ધશિલા રહેલી છે તેનુ બીજુ નામ ઈષત્પ્રાગભારા એવુ છે સિદ્ધો તેની પાસે હોવાથી, તે સિદ્ધશિલાના નામથી ઓળખાય છે

નરપાળ—યો ગિ્ર તે શિલા ઉપર શુ બેસે છે?

જય તયોગી—રાજ ્, તેની ઉપર સિદ્ધ પુરૂષો કાઈ બેસતા નથી, પણ સિદ્ધ પુરૂષો તો તે શિલાથી ઉચે લોકાતમા વિગજે છે

નરપાળ— મહારાજ, તે સિદ્ધશિલા કેવી હશે?

જય તયોગી— રાજન્, તે શિલા ઘણી સુદર છે તેમા ઘણી મનોહર સુગ ધી રહેલી છે તેનામા ઘણી ઉચી જાતની કોમલતા છે તે શિલાના બધા અવયવો ઘણાજ સુક્ષ્મ છે તેની અદર ઘણી ઉત્તમ પ્રકારની પવિત્રતા છે તેમાથી ઉત્કૃષ્ટ તેજની પ્રભા પ્રસરે છે તેની આકૃતિ મનુષ્ય લોકના જેવી સરખી લાબી પોહોળી અને આકારે છે સર્વાર્થસિદ્ધ વિમાનથી બાર યોજન ઉપર તેની સ્થિતિ છે તેની જમીન મધ્યભાગે આઠયોજન [illegible] છે અને પ્રાતભાગે ઘટતી ઘટતી માખી ની પાખથી પણ પાતળી [illegible] તે શિલાની ઉપરે એકયોજન લોકાત છે, તે યોજનનો જે [illegible] ચોથો કોશ છે, તેના છ ભાગમા સિદ્ધોની અવગાહના છે એટલે તેટલા ભાગમા સિદ્ધોના આત્મ પ્રદેશોની અવગાહના છે

નરપાલ— યોગીંદ્ર,તે આત્મ પ્રદેશની [illegible] અવગાહનાનો



# દિવસ ૨૮ મો.

( મણિને ઘેર અજવાળી આવે છે )

અજવાળી—મણિબ્હેન, શુ કરોછો ?

મણિ—આવો બ્હેન, આ રહી આજે બ્હેન તુ કયાથી આવી ?

અજવાળી—મણિબ્હેન, આપણા ધર્મપિતા ધર્મદાસ શેઠની ધર્મવાર્તા સાભળી મારા હૃદય ઉપર એટલી બધી અસર થઇ ગઈ છે કે, તે પ્રગટ કરવાને મારામા શક્તિ નથી મને હવે ખાત્રી થઇ છેકે, આ લોકમા ધાર્મિક કેળવણી એજ અમારા ઉદ્ધારનુ સાધન છે દરેક સ્ત્રીએ પોતાના સ સારના આર ભ પહેલા ધાર્મિક કેળવણી લેવી જોઇએ આપણા ધર્મની અ દર કેટલી મહત્તા છે, તેનો ખ્યાલ આપણા ધર્મપિતાના ઉપદેશમાથી જણાઇ આવે છે તેમનો ઉપદેશ સાભળી ઘણી શ્રાવિકાઓએ પોતાની બાળાઓને ધાર્મિક કેળવણી આપવાને શ્રાવિકાશાળામા દાખલ કરવા માડી છે હુ પણ મારી એક નાની બ્હેનને આજે ત્યા દાખલ કરવા જાઉ છુ જતા જતા મારા મનમા એક શ કા ઉત્પન્ન થઇ આવી, તેનુ નિરાકરણ કરવાને હુ તમારી પાસે આવી છુ

મણિ—બ્હેન, હુ કાંઈ વિદ્વાન નથી તમારી શ કાનુ સમાધાન મારાથી શી રીતે થઇ શકે ? આપણા ધર્મપિતાને પૂછી તે શ કાનુ સમાધાન કરજો

અજવાળી—મણિબ્હેન, એ શ કા ધર્મપિતાને પૂછી શકાય તેવી નથી

થઈ ગયો તત્કાલ તેણે તે મહાત્માની પાસે આર્હત ધર્મનો અંગી કાર કર્યો પછી તે મહાનુભાવને વંદના કરી રાજા નરપાળ પોતા ના અંગરક્ષકોની સાથે નગરમાં આવ્યો હતો ત્યાં તેણે મિથ્યાત્વ ત્યાગ કરી આર્હતધર્મનો મહાન ઉદ્યોત કર્યો હતો

**આનંદા** કહે છે— હે બ્હેનો, તે જયતયોગીંદ્રે નરપાળ રા જાને નિશ્ચય ધર્મનો ઉદ્યોત કર્યો હતો, તે મે તમારી આગળ કહી સંભળાવ્યો છે એ નિશ્ચય ધર્મના સ્વરૂપને તમારા હૃદયમાં સ્થા પન કરજો અને તેનું સર્વદા મનન કરી તમારી ધર્મ ભાવનાને પોષિત કરજો એ નિશ્ચય ધર્મની ભાવના ભાવવાથી હૃદયમાં અતિ આનંદ ઉત્પન્ન થાય છે

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે આનં દાએ તે જયતયોગીની વાર્તા કહીને જે નિશ્ચય ધર્મનું સ્વરૂપ સમ જાવ્યું, તે ચારાગી પૂર્ણા વગેરે બધી શ્રાવિકાઓ હૃદયમાં આનંદિત થઈ ગઈ હતી તે વખતે આનંદાએ કહ્યુ,—બ્હેનો, આજે આપણી ઉપદેશ વાર્તા સમાપ્ત કરવાનો સમય થઇ ગયો છે માટે હવે આ ઉપદેશ વાર્તા સમાપ્ત કરવામાં આવે છે આનંદાના આ વચન સા ંભળી ચચરા, પૂર્ણા, પ્રેમદા, પોતી વગેરે બધી શ્રાવિકાઓ ઉઠી આનંદાને વંદના કરી પોતપોતાને સ્થાને ચાલતી થઈ હતી

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આપણો સમય પણ ધર્મવાર્તા પૂર્ણ કરવાનો થઇ ગયો છે તેથી તેની સમાપ્તિ કરવામાં આવે છે ધર્મદાસ શેઠના મુખમાથી આ શબ્દો સાંભળતાંજ આ ઇશ્વર ભગવાનના જયધ્વનિથી શ્રાવિકાશાળા ગાજી ઉઠી હતી

---



# દિવસ ૨૮ મો.

( મણિને ઘેર અજવાળી આવે છે )

અજવાળી—મણિબ્હેન, શુ કરોછો ?

મણિ—આવો બ્હેન, આ રહી આજે બ્હેન તુ કયાથી આવી ?

અજવાળી—મણિબ્હેન, આપણા ધર્મપિતા ધર્મદાસ શેઠની ધર્મવાર્ત્તા સાભળી મારા હૃદય ઉપર એટલી બધી અસર થઇ ગઈ છે કે, તે પ્રગટ કરવાને મારામા શક્તિ નથી મને હવે ખાત્રી થઇ છેકે, આ લોકમા ધાર્મિક કેળવણી એજ ખરેખર ઉદ્ધારનુ સાધન છે દરેક સ્ત્રીએ પોતાના સસારના આરભ પહેલા ધાર્મિક કેળવણી લેવી જોઇએ આપણા ધર્મની અદર કેટલી મહત્તા છે, તેનો ખ્યાલ આપણા ધર્મપિતાના ઉપદેશમાથી જણાઈ આવે છે તેમનો ઉપદેશ સાભળી ઘણી શ્રાવિકાઓએ પોતાની બાળાઓને ધાર્મિક કેળવણી આપવાને નાવિકાશાળામા દાખલ કરવા માડી છે હુ પણ મારી એક નાની બ્હેનને આજે ત્યા દાખલ કરવા જાઉ છુ જતાજતા મારા મનમા એક શકા ઉત્પન્ન થઇ આવી, તેનુ નિરાકરણ કરવાને હુ ત મારી પાસે આવી છુ

મણિ—બ્હેન, હુ કાઈ વિદ્વાન નથી તમારી શકાનુ સમાધાન મારાથી શી રીતે થઇ શકે ? આપણા ધર્મપિતાને પૂછી તે શકાનુ સમાધાન કરજો

અજવાળી—મણિબ્હેન, એ શકા ધનપિતાને પૂછી શકાય તેવી નથી

મણિ—તેનુ શું કારણ?

અજવાળી—તે પૂછતા શરમ લાગે તેમ છે

મણિ—બ્હેન, ત્યારે કહો જોઈએ તે શકા કેવી છે?

અજવાળી—તમારા બનેવી અને મારી વચ્ચે એક વાદ વિવાદ થયો છે એટલે એ વાત ધર્મપિતાની પાસે શી રીતે કહેવાય?

મણિ—હા, એ ખરીવાત ત્યારે કહો, શી શકા છે? જો મારાથી બનશે તો તેનો ઉત્તર આપીશ

અજવાળી—મણિબ્હેન, મને ખાત્રી છે કે, તમે તેનો ઉત્તર આપી શકશો કારણકે, તમે ધર્મપિતા ધર્મદાસશેઠના અને તેમના પવિત્ર શ્રાવિકા ગગાના સહચારી છો, તે સાથે તમે આપણા જૈન ધર્મના ઘણા પુસ્તકો વાચ્યા છે અને વાચો છો

મણિ—બ્હેન, એ ખરી વાત, પણ વખતે તમારી શકા મોટી હોયતો મારાથી તેનુ સમાધાન શી રીતે થઈ શકે?

અજવાળી—મણિબ્હેન, ના, એવી મોટી શકા નથી પણ મારા જેવી સાધારણ શ્રાવિકાને તે મોટી શકા લાગે છે

મણિ—બ્હેન, ત્યારે કહો જોઈએ

અજવાળી—મણિબ્હેન, મારે ત્રણ બ્હેનો છે, તેઓ કેળવણી વગરની છે, તથાપિ સ્વભાવે સારી છે તેમા જે સૌથી નાની બેન છે, તે કેળવણી લઈ શકે તેવી છે, તેને આજે શ્રાવિકાશાળામા વિદ્યાભ્યાસ કરવાને હુ બેસારવા જાઉંછુ બીજી જે બે બ્હેનો છે, તે માથી એક મારાથી મોટી છે અને એક મારાથી નાની છે તેમને કેળવણી આપવાની મારી ઈચ્છા છે મારા કહેવાથી તે બ્હેનો કેળવણી લેવાને તૈયાર થયેલી છે, પણ તેઓ મોટી ઉમ્મરની હોવાથી કન્યાશાળામા જવાને શરમાય છે જોકે શ્રાવિકાશાળામા મોટી ઉમ્મર સ્ત્રીઓને પણ શીખવવાની ગોઠવણ કરી છે, તથાપિ તેઓ ત્યા જવાને પણ શરમાય છે કારણકે, તેઓ કહે છેકે, આટલી ઉમ્મરે પ્રથમથી અક્ષર જ્ઞાન મેળવવાને શ્રાવિકાશાળામા જવું, એ અમને શરમ ભરેલુ છે મે તેમને ઘણીએ સમજાવી, તો પણ તેમના હૃદયમા તે વાત ઉતરતી નથી છેવટે એવો વિચાર કર્યો કે, તેમને

મારે ઘેર બોલાવવી અને જેટલું મને આવડે છે, તેટલું તેમને શીખવવું, પણ હું કાંઇપણ શીખવવાની પદ્ધતિ જાણતી નથી તેમ વળી મારામા એવું ગંભીર જ્ઞાન નથી એટલે મે તમારા બનેવીને કહ્યું કે, તમે મારી બ્હેનોને વિદ્યાભ્યાસ કરાવો મારૂં આ વચન સાભળી તમારા બનેવીએ કહ્યું કે, "હું બીજી સ્ત્રીઓના સહવાસમા રહેવાની ઈચ્છા રાખતો નથી કારણકે, સ્ત્રીઓ ચોથી મદિરા છે અને તેઓના પ્રસંગમા ચતુ પથ—ચોક રહેલો છે તેથી તેમના સહવાસમા રહેવાની મારી ઇચ્છા નથી" આ તેમના કહેવાનો અર્થ હું સમજી નહી એટલે મે તેમની પાસે તેનો ખુલાસો માગ્યો તેમણે કહ્યું કે, તું હમેશા શ્રાવિકાશાળામા જાય છે, તો તારે એ વાત સમજવી જોઇએ આથી હું વિચારમા પડી અને તે વાત સારી રીતે સમજવાની મારા મનમા ઈચ્છા થઈ પછી મે નિશ્ચય કર્યો કે, આ મારી બેનને શ્રાવિકાશાળામા મૂકવા જવું અને તે પ્રસંગે રસ્તામા મણિબેનને ઘેર જવું અને આ શંકાનું સમાધાન કરૂં મણિબ્હેન, આ વિચારથી હું અત્યારે તમારે ઘેર આવી છું, માટે કૃપા કરી આ મારી શંકા દૂર કરો

મણિ— મંજવાળીબ્હેન, તમારા પતિએ જે કહ્યું છે, તે બરાબર છે આપણું સ્ત્રી જાતિ ચોથા પ્રકારની મદિરા છીએ અને આ પણા પ્રસંગમા ચાર માર્ગ રહેલા છે તે વિષે હુ તમને સમજાવું, તે તમે ધ્યાન દઈને સાભળજો—આપણા જૈનશાસ્ત્રમા **શ્રીચદ્રકુમાર** નામે એક ધર્મવીર કેવળી પુરૂષ થઈ ગયેલ છે તેના રમણીય અને બોધક ચરિત્ર ઉપર **આનદમદિર** એવા નામથી એક નવલકથા પ્રકાશિત થએલ છે તેની અદર બાસઠમા પ્રકરણમા **કાષ્ટભક્ષણનો** પ્રસંગ આવે છે ધર્મવીર શ્રીચદ્રકુમાર કુડળપુરના રાજા અરિમર્દનની પુત્રી સરસ્વતીને વાનરી કર્યા પછી એક યક્ષ મદિરમાથી નીકળી રણ ભૂમિમા થઈને પ્રસાર થઈ ગયો હતો તે કુજર સારથીવાળા સુવેગ રથમા બેશી આગળ ચાલ્યો હતો માર્ગમા રાત્રિ પડતા શ્રીચદ્રકુમાર અને તેનો સારથિ કુજર વાત ચીત કરતા હતા, તેવામા સગીતનો ધ્વનિ તેમના સાભળવામા આવ્યો

તે ધ્વનિને અનુસારે એક યક્ષ મ દિરમા આવ્યો ત્યા મદનસુદરીને તેણે ગુપ્ત રીતે અવલોકી, તે બાળા બીજી આઠ કન્યાઓને નૃત્ય તથા હાવભાવ શીખવતી હતી મદનસુ દરી પોતાની પ્રેમપાત્ર સ્ત્રી હતી તેને જોઇ શ્રીચ દ્ર અતિ ખુશી થઇ ગયો થોડીવાર પછી મદનસુ દરી તે આઠ કન્યાઓને લઈ ત્યાથી પ્રસાર થઈ શ્રીચ દ્ર અદૃશ્ય ગુટિકા લઈ તેની પાછળ પાછળ ગયો હતો આગળ જતા તે બાળા કોઇ પર્વતની ગુફામા આવેલા મેહેલની અ દર દાખલ થઇ શ્રીચ દ્ર પણ તેણીની પાછળ અ દર દાખલ થયો તે વખતે કોઇ સખીએ આવી મદનાને કહ્યુ કે, પ્રિયબ્હેન, તમને માતા રત્નવેગા જમવાને બોલાવે છે આ વખતે શુભ શુકન થવાથી મદનસુન્દરી પોતાના પતિ શ્રીચદ્રને મળવાની ચિંતા કરતી હતી તે બધી વાત જાણી ધર્મવીર શ્રીચદ્ર ત્યા પ્રત્યક્ષ થયો હતો શ્રીચદ્રને જોતાજ તે રમણીને અતિ આન દ થયો હતો, તે વખતે પેલી આઠ બાળાઓએ રત્નવેગાની આજ્ઞાથી શ્રીચદ્રના ક ઠમા વ માળા આરોપણ કરી હતી તે વખતે શ્રીચદ્રના પૂછવાથી રત્નવેગા વિ ાધરીએ પોતાનો વૃત્તાન્ત જણાવ્યો હતો તે પછી ધર્મવીર શ્રીચ દ્ર ત્યાથી આગળ ચાલી એક સુદરસ્થ ળમા આવ્યો હતો, ત્યા રૂદ્રપ ની નગરીના રાજા વજ્રસિહની હ માવળી નામે કુમારી કાષ્ટ ભક્ષણ કરવાને તૈયાર થયેલી તેને શ્રીચ દ્ર મળ્યો હતો અને તેણે તે બાળાને ઘણો સારો બોધ આપ્યો હતો તે પ્રસ ગ ખરેખર વાચવા જેવો છે કુ ડળપુરના રાજાનો ચ દ્રસેન કુમાર શ્રીચદ્રનુ ખોટુ નામ લઇ, તે હ માવળીને છલ-કપટથી પ રણી ગયો હતો, આખરે તે વ ત હ માવળીના જાણવામા આવવાથી તે બાળા કાષ્ટ ભ ક્ષણ કરવાને તૈયાર થયેલી તે વખતે શ્રીચ દ્રે તેણી ના શુદ્ધ પ્રેમની પરીક્ષા કરવાને જે વચનો કહ્યા હતા, તે ખરેખરા મનન ક વા જેવા છે દયાળુ શ્રીચ દ્રે તે કપટી ચ દ્રસેનને હ માવળી ના પિતા વજ્રસિ હ પાસેથી છોડાવ્યો હતો અને હ માવળીને કાષ્ટ ભક્ષણથી આત્મ ઘાત કરતી અટકાવી હતી

જ્યારે રાજા વજ્રસિહ કપટી ચ દ્રસેનને શિક્ષા કરવા તૈયાર થયેલો, તે વખતે મહાનુભાવ શ્રીચ દ્રે જે વચનો કહ્યા હતા, તે વચ-

તોને અનુસારેજ તમારા પતિનુ કથન છે સ્ત્રીને ચોથી મદિરા અને સ્ત્રીના પ્રસગમા જે ચાર માર્ગ રહેલા છે, તે સર્વ વિષય તે સ્થળે દર્શાવેલો છે મે તે સ્થળે તે વાત સારી રીતે વાચેલી છે, બ્હેન અજવાળી, [1]"આ જગત્મા ત્રણ પ્રકારની મદિરા કહેવાય છે પિષ્ટની, મધુની અને ગોળની, એ ત્રણ પ્રકારની મદિરા ઉપરાત ચોથી મદિરા કામિની છે એ મદિરાનો નિઃસો બીજી બધી મદિરાથી વિલક્ષણ છે એ મદિરાથી આ જગત્ મોહિત થઈ ગયુ છે બીજી મદિરા પીવાથી મદ કરે છે માટે સ્ત્રી એ વિલક્ષણ ચોથી મદિરા છે"

વળી સ્ત્રીઓના પ્રસગમા ચાર માર્ગ છે તે ચતુષ્પથ—ચોક કહેવાય છે તેઓ ૧ સકટમાર્ગ, ૨ વિષમમાર્ગ, ૩ મહામાર્ગ અને ૪ સમમાર્ગ—એવા નામથી ઓળખાય છે એ ચાર માર્ગ ખરેખર ઉલ્લઘન ન થાય, ત્યાસુધી મોક્ષનો માર્ગ મળી શકતો નથી મોક્ષમાર્ગે જવામા એ માર્ગ વિઘ્નરૂપ થઈ પડે છે એ ચાર માર્ગનુ સ્વરૂપ આ પ્રમાણે છે—પરસ્ત્રી એ સકટનો માર્ગ છે, વિધવા સ્ત્રી એ વિષમમાર્ગ છે, વેશ્યા એ મહામાર્ગ છે અને પોતાની સ્ત્રી એ સમમાર્ગ છે એ ચારમાગોમા બીજા માર્ગોનો ત્યાગ કરી પુરૂષે સમમાર્ગે ચાલવુ જોઇએ સમમાર્ગ શિવાયના બીજે માર્ગે ચાલનારા પુરૂષનુ શીલરત્ન હરાઈ જાય છે"

અજવાળીબ્હેન, આ વિચારને હૃદયમા લાવી તમારા પતિએ તમારી તરૂણ બ્હેનોના સહવાસમા રહેવાની ના કહી હશે, તે વાત મને તો બહુજ સારી લાગે છે બનતા સુધી આપણે પુરૂષને તેવો કદાપિ પ્રસગ આપવો ન જોઇએ

**અજવાળી**—મણિબ્હેન, હવે હુ મારા પતિના આશયને સારી રીતે સમજી ગઇ

જો કે, એ વાત મને યોગ્ય લાગે છે પણ તમારા બનેવી ધાર્મિક અને પવિત્ર વૃત્તિવાળા છે તેઓ સ્ત્રીઓના પ્રસગમા આવે તો પણ ચલિત થાય તેવા નથી

**મણિ**—અજવાળી બ્હેન, એમ માનવુ યોગ્ય નથી, કારણકે

[1] "આનદ મદિર" નોવેલ માથી

સ્ત્રી એવી મોહક વસ્તુ છે કે, વખતે યોગીના મનને પણ આકુળ-વ્યાકુળ કરી દે છે તેથી તેઓના પ્રસગમા પુરૂષને વિશેષ રહેવુ યોગ્ય નથી નીતિશાસ્ત્રમા પણ લખે છે કે, " એકાતે પુત્રીનો પણ ત્યાગ કરવો " તેથી હુ તમારા પતિના વિચારને સમત છુ, ત મારે પણ તે વિષે વિશેષ આગ્રહ રાખવો નહી આ જગતમા મનને લોભાવનાર છ પદાર્થો છે અને એ છ પદાર્થોમા જે વિરક્ત થાય છે, તેઓ ખરેખરા વદનીય છે

અજવાળી—મણિ બ્હેન, એ છ પદાર્થો કયા છે ? તે કહો

મણિ—અજવાળી બ્હેન, તેને માટે લખેલુ છે —

" पुप्फ फलाण च रस
सुराइ मंसाण महिलियाण च ।
जाणता जे विरया
ते दुक्कर कारय वंदे" ॥ १ ॥

" પુષ્પ, ફળ, રસ, મદિરા, માસ અને સ્ત્રીઓથી વિરક્ત થયા છે, તે દુષ્કર કાર્ય કરનારા પુરૂષો ખરેખર વદન કરવા યોગ્ય છે " ૧

માટે કોઈ પણ પુરૂષે સ્ત્રીઓના વિશેષ સહવાસમા રહેવુ ન જોઈએ તમારા સ્વામીએ જે નિશ્ચય કર્યો છે, તે ઘણોજ પ્રશસનીય છે

અજવાળી—મણિ બ્હેન, તમારૂ કહેવુ મને યોગ્ય લાગે છે હવે હુ મારા પતિને તે વિષે આગ્રહ નહીં કરૂ મારી યુવાન બ્હેનોને ધર્મશિક્ષા શ્રાવિકાશાળામાજ મોકલીશ

મણિ—તમારો આ વિચાર જાણી હુ પણ ખુશી થઈ છુ

અજવાળી—મણિ બ્હેન, મારા મનમા વળી એક શકા થાય છે કે, જ્યારે પુરૂષોને સ્ત્રીનો સહવાસ કરવો યોગ્ય નથી, ત્યારે સ્ત્રીઓએ પણ પુરૂષોનો સહવાસ ન કરવો જોઈએ

મણિ—હા, એ તો છેજ જેવી રીતે પુરૂષોને સ્ત્રીના સહ

વાસનો નિષેધ છે, તેવી રીતે સ્ત્રીઓને પણ પુરૂષોના સહવાસનો નિષેધ છે

**અજવાળી**—તે કેવી રીતે?

**મણિ**—પુરૂષોના પ્રસ ગમા પણ તેવી રીતે ચાર માર્ગ છે પરપુરૂષ-એ સ કટનો માર્ગ છે વિધુર અથવા વાઢો પુરૂષ-એ વિષમ માર્ગ છે, વ્યભિચારી પુરૂષ એ મહામાર્ગ છે અને પોતાનો પુરૂષ-એ સમમાર્ગ છે એ ચ ર માર્ગોમા બીજા માર્ગોનો ત્યાગ કરી સ્ત્રીએ સમમાર્ગે ચાલવુ જોઈએ સમમાર્ગ શિવાયના બીજા માર્ગે ચાલનારી સ્ત્રીનુ શીળરત્ન હણાઈ જાય છે

**અજવાળી**—મણિ બ્હેન, આ તમારો નવો ઉપદેશ સાભળી હુ અતિ આન દિત થઈ છુ હવે હુ રજા લઉ છુ તમને આટલીવાર ખોટી કર્યા, તે ક્ષમા કરશો

**મણિ**—એમા ક્ષમા શી કરવી છે? તમારા પ્રશ્નને લઈને મને પણ ઘણો લાભ થયો

**અજવાળી**—બ્હેન, એમા તમને શો લાભ થયો?

**મણિ**—તમારે લીધે આન દમ દિરના ઉત્તમ પ્રસ ગનુ મને સ્મરણ થયુ અને તે ઉપદેશ પાછો તાજો થયો

**અજવાળી**—મણિ બ્હેન, એ વાત સાચી ઠીક ત્યારે હુ જાઉ છુ, પાછા આપણે ધર્મપિના ધર્મદાસ શેઠના ધર્મવાર્તાના સમાજમા મળીશુ

**મણિ**—અજવાળી બ્હેન, આવજો પછી અજવાળી પોતાની નાની બ્હેનને લઈ મણિને ઘેરથી ચાલી જાય છે

નિત્યનો સમય થયો એટલે ધર્મદાસ શેઠ અને ગ ગા શ્રાવિકાશાળામા આવેછે બધી શ્રાવિકાઓ આદીશ્વર ભગવાનની જય બોલાવી તેમને વ દના કરે છે સર્વ સમાજ શાન થયા પછી ધર્મદાસ શેઠ નીચે પ્રમાણે મ ગળાચરણ કરે છે —

વસ તતિલકા

જે બોધથી હૃદયમા [1]સતત પ્રકાશે,

---

1 નિરંતર

જે ¹અંતરે ²સુકરૂણા રસથી વિકાશે,
જે સર્વદા જગતમાં કરૂણા ધરે છે,
જે જ્ઞાનથી ³અઘ બધા જનના હરે છે
જે ⁴નિર્વિકલ્પ ઉપકાર સદા કરે છે, ૧
જે જ્ઞાન કેવળ ધરી ⁵શિવ આચરે છે,
તે શ્રી જિને દ્રચરણે કરજો પ્રણામ,
તેથી મળે ⁶શિવપુરી સુખકાર ધામ ૨

આ પ્રમાણે મંગળાચરણ કર્યા પછી ધર્મદાસ શેઠ બોલ્યા— હે શ્રાવિકાઓ, નિત્યનો સમય થયો એટલે આનંદા પોતાની પુત્રી લલિતાને ઉપદેશવાર્ત્તા કરવાને હમેશના સ્થાન ઉપર આવી તે વખતે ચંચળ, જયા, પોતી, પ્રેમ, પ્રેમદા વિગેરે શ્રાવિકાઓ તે ઉપદેશવાર્ત્તા સાંભળવાને હાજર થઈ, પણ બાળવિધવા પૂર્ણા આવી નહિ, તે વખતે આનંદાએ પ્રેમદાને પુછ્યું—

**આનંદા**—પ્રેમદા બ્હેન, આજે હજી સુધી પૂર્ણા બ્હેન કેમ આવ્યા નથી?

**પ્રેમદા**—આનંદા બ્હેન, મને ખબર નથી પરંતુ તે ખરેખરા કારણ સિવાય રોકાય તેવી નથી

**આનંદા**—ત્યારે તો હમણાજ આવશે

**પ્રેમદા**—આનંદા બ્હેન, મે એક વાત સાંભળી છે કે, આજે તમારી જૈન મહિલા પરિષદ્‌ની કાંઈક ધામધૂમ છે

**આનંદા**—હા, એ ખરી વાત છે કાલે આપણા પૂજ્ય માસ્થીજી જ્ઞાનશ્રી જૈન મહિલા પરિષદ્‌ના પધારવાના છે અને તે પ્રસંગે "નારીમ ધર્મ" ઉપર વ્યાખ્યાન આપવાના છે તેને માટે આમંત્રણની યોજના આજે થવાની છે તેથી પુર્ણા બ્હેન રોકાયા હશે

**પ્રેમદા**—ધર્મમાતા, એ તો ઘણી સારી વાત થઇ, ત્યારે તો આપણને કાલે ઘણો લાભ મળશે

**ધર્મદાસ શેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે

---

૧ હૃદરે. ૨ દયારસથી ૩ પાપ ૪ વિકલ્પ ૫ જિન ૫ મોક્ષ ૬ મોક્ષ રૂપી નગરી સુખકારક ધામ મળે છે

આનદા અને પ્રેમદા વાતચીત કરતા હતા, તેવામા પૂર્ણા આનદથી પર્ણા વતી આવી તેને જોતાજ સર્વે ખુશી થઇ ગયા તે વખતે પ્રેમદાએ કહ્યુ , પર્ણા બ્હેન, તમારી આયુષ્ય ઘણી છે કારણ કે, તમને સભારતાજ તમે આવી ચડયા

પુર્ણા—મારા જેવી વિધવાની લાબી આયુષ્ય શા કામની છે ?

**આનદા**—પૂર્ણાબ્હેન તમારા જેવી પરોપકારિણી વિધવાનુ જીવન ઘણુજ ઉપયોગી છે તમારી દીર્ઘ આયુષ્ય અનેક ઉપકાર નુ કારણ છે, જે વિધવાઓ પોતાના જીવનને વિપરીત માર્ગે દોરે છે અકૃત્યના મલિન માર્ગને ધારણ કરે છે, અને પોતાના નિરૂપયોગી જીવનને ઉપયોગી બનાવતી નથી તેવી વિધવાઓનુ જીવન નકામુ છે—તે ચિરકાળ રહેવાને લાયક નથી પણ તમારા જેવી વિધવાઓનુ ચિરકાળ જીવન ઉપયોગી છે, તે જીવન સહસ્ર ગમે શ્રાવિકાઓના ઉપકારને કરનારૂ છે

**ચચળ**—આનદા કાકી એ વાત ખરી છે, પૂર્ણા બ્હેન ચિરકાળ આયુષ્ય ભોગવે એવી અમારી ઇચ્છા છે,

પ્રેમદા-પૂર્ણા બ્હેન, આજે વિલબ થવાનુ શુ કારણ હતુ?

પૂર્ણા-આવતી કાલે આપણા પૂજ્ય સાધ્વીજીજ્ઞાનશ્રી આપણી મહિલા સમાજમા પધારવાના છે અને તે પ્રસગે "શ્રાવિકા ધર્મ" ઉપર સુબોધક વ્યાખ્યાન આપવાના છે તે કાર્યની યોજના કરવાને હુ જરાવાર રોકાણી હતી, તથાપિ તે કાર્યની યોજના કરી હુ આ તરફ સત્વર આવતી હતી, તેવામા એક ધનાઢ્ય વિધવા શ્રાવિકા મારે ઘેર આવી ચડ્યા તેમણે મને કહ્યુ કે, પૂર્ણા બ્હેન, હુ એક વિધવા શ્રાવિકા છુ મારા પતિ ઘણું દ્રવ્ય મૂકી સ્વર્ગવાસી થયા છે તે દ્રવ્યનો મારે શી રીતે ઉપયોગ કરવો? તમે ધર્મવત, પ્રમાણિક પરોપકારી અને વિદુષી છો, માટે મને દ્રવ્યનો સદુપયોગ કરવાની સલાહ આપો તે શ્રાવિકાના આ વચન સાભળી મે કહ્યુ કે, "આપણા નગરમા આર્હત ધર્મનો અને શ્રાવિકા ધર્મનો ઉદ્યોગ કરનારા ધર્મમાતા આનદા છે, તેમની પાસે આવી તમે તેનો ખુલાસો માગો " મારા આ વચન સાભળી તેણીએ જણાવ્યુ કે, આવતી

કાલે મહિલા પરિષદમા સાધ્વીજી જ્ઞાનશ્રીના મુખથી વ્યાખ્યાન સાભળી બીજે દિવસે હુ લાબી યાત્રાને માટે જવાની છુ, તેથી હાલ આનદામાતાનો ઉપદેશ સાભળવાને મારાથી આવી શકાશે નહીં યાત્રા પૂર્ણ કર્યા પછી હુ હમેશા નિયમિત રીતે ઉપદેશ સાભળવા આવીશ યાત્રાના પ્રસગમા મારે કેવા કેવા કાર્યમા દ્રવ્ય વાપરવુ, તે જાણવાને માટે તમારી સલાહ લેવાને આવી છુ મારૂ નામ કેશર છે અને મારૂ ઘર તમારા ઘરથી દૂર છે તમારી ધાર્મિકપણાની અને પ્રમાણિકતાની મોટી ખ્યાતિ સાભળીને હુ તમારે ઘેર ખાસ આવી છુ તેણીના આવા વચન સાભળી મે તેણીને ધન્યવાદ આપીને કહ્યુ, “કેસર બ્હેન, તમારા સદ્વિચાર જાણીને હુ ખુશી થઈ છુ, અત્યારે હુ ધર્મમાતા આનદાને ઘેર ઉપદેશ સાભળવા જાઉ છુ તે ધર્મમાતા આનદાને આ વિષે પુછી તેમની સલાહ લઈ હુ આવતી કાલે તમને તેનો ખુલાસો આપીશ ”

મારા મુખથી આ વચન સાભળી તે પવિત્ર વિધવા કેસર ખુશી થઈ અને મારો ઉપકાર માની પોતાને ઘેર ચાલતી થઈ તેને વિદાય કરીને હુ અહીં આવી છુ તેથી મને આવતા વિલબ થયો છે

આનદા—ધન્ય છે, એ પરોપકારી વિધવાને—આપણા નગરમા આવા ભદ્રિક જીવો વસે છે, તે ઘણુજ ખુશી થવા જેવુ છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પછી પૂર્ણાએ આનદાને કહ્યુ—ધર્મમાતા, એ વિધવા કેસર શ્રાવિકાને મારે કેવી સલાહ આપવી? તેણીના દ્રવ્યનો ઉપયોગ કયે માર્ગે કરવો? તે વિષે આજનો ઉપદેશ આપવામા આવે તો ઘણોજ લાભ થશે આપના ઉપદેશને અનુસારે હુ તે પવિત્ર શ્રાવિકાને સલાહ આપી શકીશ, અને હુ પણ મેળવી શકીશ.

પૂર્ણાના આ વચન સાભળી આનદાએ આનદપૂર્વક જણાવ્યુ, “પૂર્ણા બ્હેન, એ વિષય ઘણો જાણવા જેવો છે આપણા પવિત્ર સાધ્વીજી જ્ઞાનશ્રીએ એક વખતે તેજ વિષય ઉપર સારો ઉપદેશ આપ્યો હતો જે મે સારી રીતે સાભળી મનન કર્યો છે હુ તમારી આગળ તે ઉપદેશનો સાર કહુ, તે તમે સાવધાન થઈને સાભ

ભજ્ઞે-" બ્હેનો, આપણા ધર્મ શાસ્ત્રમા રૂદ્ધિના ત્રણ પ્રકાર પાડેલા છે ૧ ધર્મ રૂદ્ધિ, ૨ ભોગ રૂદ્ધિ અને ૩ પાપ રૂદ્ધિ તે ધર્મધન, ભોગધન, અને પાપધન-એવા ત્રણ નામથી પણ ઓળખાય છે જે ગૃહસ્થનુ ધન ધર્મકાર્યમા વિશેષ ખરચાય, તે ધર્મ રૂદ્ધિ કહેવાય છે જે ભોગ વિલાસમા ખરચાય તે ભોગ રૂદ્ધિ કહેવાય છે અને પાપ કાર્યમા ખરચાય તે પાપ રૂદ્ધિ કહેવાય છે શ્રેષ્ઠ શ્રાવક અથવા શ્રાવિકાએ પોતાના ધનનો અમુક હીસ્સો સાત ક્ષેત્રોમા વાપરવો જોઈએ જે દ્રવ્યનો ઉપયોગ-એ સાત ક્ષેત્રોમા થાય છે, તે દ્રવ્ય સાર્થક ગણાય છે ઉદ્યોગ તથા વ્યાપારનુ ફલ ધન પ્રાપ્તિ છે અને ધન પ્રાપ્તિનુ ફળ ધર્મકાર્યોમા ધનનો વ્યય છે દરેક ગૃહસ્થે પોતાના ધનને ધર્મરૂદ્ધિ ગણી દાનાદિ ધર્મકાર્યમા તેનો વ્યય કરવો જોઈએ પ્રથમ ગૃહસ્થે ન્યાયથી દ્રવ્ય મેળવવુ જોઈએ ન્યાયોપાર્જિત દ્રવ્યથી દાનાદિ ધર્મ કરવા વડે ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે ન્યાયોપાર્જિત ધન સત્પાત્ર વગેરેમા વાપરવા ને તેના ચાર પ્રકાર કહેલા છે ૧ ન્યાયોપાર્જિત સત્પાત્ર વિનિયોગ, ૨ ન્યાયોપાર્જિત અસત્પાત્ર વિનિયોગ, ૩ અન્યાયોપાર્જિત સત્પાત્ર પરિપોષણ અને ૪ અન્યાયોપાર્જિત કુપાત્ર પરિપોષણ—એવા એ ચાર પ્રકારના નામ છે દ્રવ્યને ન્યાયથી મેળવી તેનો સત્પાત્રમા ઉપયોગ કરવો, અર્થાત્ સત્પાત્રને આપવુ, તે ન્યાયોપાર્જિત સત્પાત્ર વિનિયોગ કહેવાય છે અહીં સત્પાત્રના બે પ્રકાર છે એક **વ્યષ્ટિ સત્પાત્ર** અને બીજો **સમષ્ટિ સત્પાત્ર** જેને આપવાથી માત્ર તે એકજ વ્યક્તિને લાભ થાય, તે વ્યષ્ટિ સત્પાત્ર કહેવાય છે સવેગધારી સાધુ, વિદ્વાન્ ગૃહસ્થ, વિદ્યાભ્યાસી અને દુ ખી સાધર્મિ બધુ—એ વ્યષ્ટિ સત્પાત્રમા ગણાય છે જેને આપવાથી અનેક વ્યક્તિઓને લાભ થાય, તે **સમષ્ટિ સત્પાત્ર** કહેવાય છે ધાર્મિક પાઠશાળા, ચૈત્ય, ધર્મશાળા, ધર્મ પ્રચારિણી સસ્થાઓ પુસ્તકોદ્ધારિણી સસ્થાઓ અને બીજા શુભ ખાતાઓ—તે બધા સમષ્ટિ સત્પાત્ર કહેવાય છે કારણ કે, તેની અદર આપેલુ દ્રવ્ય અનેકને લાભ દાયક થઈ પડે છે

એ દ્રવ્યનો વ્યય પુણ્યાનુબંધી પુણ્યનો હેતુ હોવાથી વૈમાનિક દેવતાપણું, ભોગભૂમિ યુગ્લ મનુષ્યપણુ, સમ્યક્ત્વ વિગેરેની પ્રાપ્તિ અને નિકટ મોક્ષનુ ફળ પ્રાપ્ત થાય છે એ ફળને માટે ધન સાર્થવાહ અને શાલિભદ્ર વગેરેના દૃષ્ટાંતો આપણા શાસ્ત્રમા પ્રસિદ્ધ છે

દ્રવ્ય ન્યાયથી ઉપાર્જિત હોય, પણ તેનો ઉપયોગ અસત્પાત્રમા થાય તે ન્યાયોપાર્જિત અસત્પાત્ર વિનિયોગ નામે બીજો પ્રકાર છે આ ધનનો ઉપયોગ ઉત્તમ ગણાતો નથી, કારણકે, સત્પાત્રને ન આપવાથી તે પાપાનુબંધી પુણ્યનો હેતુ થાયછે તેમા પુણ્ય રહેલુ છે, પણ અસત્પાત્રને લઇને તેની અંદર પાપનો બંધ થાય છે તેનાથી માત્ર ભોગનુ ફળ મળે છે, પણ પરિણામે તે વિરસ છે તે ઉપર આપણા શાસ્ત્રમા સેચનકનુ દૃષ્ટાંત છે સેચનકે લાખો મનુષ્યોને ભોજન કરાવ્યુ હતુ, પણ તે મનુષ્યો ઇર્ષ્યા દોષથી દૂષિત હતા અર્થાત્ સત્પાત્ર ન હતા તેથી સેચનકે અનેક ભવોમા ભોગ સુખ મેળવ્યુ, પણ પરિણામે કુપાત્ર દાનથી તેણે સુલક્ષણભદ્ર હસ્તીનો અવતાર મેળવ્યો હતો

જે દ્રવ્ય અન્યાયથી મેળવ્યુ હોય, પણ તેનો ઉપયોગ સત્પાત્રે કરવામા આવ્યો હોય, તે અન્યાયોપાર્જિત સત્પાત્રપરિપોષ નામે ધનના વ્યયનો ત્રીજો પ્રકાર છે આવા દ્રવ્યના વ્યયથી પુણ્ય તો થાય છે પણ તેવા દ્રવ્યનો સર્વથા ધર્મ કાર્યમાજ વ્યય થવો જોઈએ તેનો ઉપયોગ ભોજનમા જરા પણ લેવો ન જોઈએ એથી તે સુખાનુબંધી થાય છે સારા ક્ષેત્રમા સારો વાવ્યો હોય તેના જેવુ તેનુ ફળ મળે છે જો તે સર્વ ધર્મકાર્યમાજ વાપરવામા આવે તો આબુ પર્વત ઉપર જિનમંદિરો બંધાવનાર વિમળચંદ્ર, તથા વસ્તુપાળ, તેજપાળ મંત્રીની જેમ લાભકારક થાય છે જો તેનુ ધન ધર્મકાર્યમા વાપરવામા ન આવે તો મમ્મણશેઠની જેમ તેનાથી દુર્ગતિ અને અપકીર્તિનુ ફળ મળે છે

અન્યાયથી દ્રવ્ય મેળવી તેનો ઉપયોગ કુપાત્રમા કરવો, એ ચોથો અન્યાયોપાર્જિત કુપાત્રપરિપોષ નામે ચોથો પ્રકાર છે આ

પ્રકાર સર્વ રીતે ત્યાગ કરવા યોગ્ય છે તે નિંદનીય પ્રકારને ઉત્તમ પ્રકારના ભદ્રિક જીવો કદિ પણ આચરતા નથી તે ઉપર એક શાસ્ત્રીય કહેવત છે કે, જેમ ગાયને મારી તેના માંસથી કાગડાનું પોષણ કરવું તેમ અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યનું કુપાત્રે દાન આપવું છે તે ઉપરથી આસ્તિક ગૃહસ્થે વિચારવાનું છે કે, ન્યાયથી દ્રવ્ય મેળવવું અને સત્પાત્રમાં તેનો ઉપયોગ કરવો શ્રાવક અને શ્રાવિકાએ દ્રવ્યનો વ્યય કરવાના આ ચાર પ્રકાર ધ્યાનમાં રાખી દ્રવ્યનો સદુપયોગ કરવાનો છે બ્હેનપૂર્ણા, આ ઉપરથી વિચાર કરી તે કેશર વિધવાને તમે યોગ્ય સલાહ આપજો તે પવિત્ર વિધવાના પતિનું દ્રવ્ય ન્યાયોપાર્જિત હોય એમ લાગે છે તો તેનો ઉપયોગ સમષ્ટિ સત્પાત્રમાં કરાવજો વર્ત્તમાનકાળે સમષ્ટિસત્પાત્રનો મહિમા મોટો છે જૈનપ્રજાની ધાર્મિક અને સાંસારિક ઉન્નતિ જોઈએ તેવી દેખાતી નથી જ્ઞાન કળાકૌશલ્ય અને વ્યાપાર બળ જેનાથી પ્રાપ્ત થાય તેવા ઉપાયો યોજવામાં એ દ્રવ્યનો સદુપયોગ કરાવજો જૈનધર્મની વિદ્યાને પ્રસાર કરનારી જે સંસ્થા હોય—વર્ગ હોય—તેને સહાય કરવામાં અને જૈનના નિરાશ્રિત બાળકોને પોષણ પૂર્વક જ્ઞાન કરનારા ઉત્તમ ક્ષેત્રને પલ્લવિત કરવામાં તે વિધવાના દ્રવ્યનો ઉપયોગ કરાવજો ”

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આનંદાના મુખથી આ ઉત્તમ પ્રકારની સલાહ સાંભળી પૂર્ણાના હૃદયને અતિશય સંતોષ થઈ આવ્યો હતો હૃદયમાં પ્રસન્ન થયેલી પૂર્ણા પ્રેમપૂર્ણ થઈને બોલી—

પૂર્ણા—ધર્મમાતા, આપે આપેલી સલાહ ખરેખર વિચારવા જેવી છે દરેક ધનવંતોએ આ વાત ધ્યાનમાં રાખી પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરવો જોઈએ આ વિષે કાંઈપણ કવિતા હોય તો સંભળાવવા કૃપા કરશો, કારણકે, એ કવિતાના સ્મરણથી આ ઉપયોગી ઉપદેશનું સ્મરણ અમારા હૃદયમાં સદા જાગ્રત રહેશે

આનંદા—પૂર્ણાબ્હેન, દ્રવ્યના સદુપયોગ વિષે એક સુંદર કવિતા લલિતાને શીખવાડી છે, તે તમને ગાઈ સંભળાવશે

ધર્મદાસશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પછી માતાની આજ્ઞાથી લલિતાએ તે કવિતા ફરીને ગાઇ સંભળાવી હતી જે કવિતા શ્રાવિકા તમને ગાઇ સંભળાવશે પછી તે ગાએ તે કવિતા નીચે પ્રમાણે ગાઇ સંભળાવી હતી—

## દ્રવ્યનો સદુપયોગ કરવા વિષે.

### કવિતા

રાગ: ધીયાનો કહાનડો.

સત્ [1]ઉપયોગે નિજ ધન ધારો,
તે ધનવંત છે ધન્ય તમારો (એ ટેક)
[2]ન્યાયોપાર્જિત દ્રવ્ય ધરીને,
પુણ્ય તણો સુપ્રભાવ [3]પ્રસારો સત્ ૧
[4]ધર્મ ભોગને પાપ પ્રકારે,
દ્રવ્ય તણા ત્રણ ભેદ વિચારો સત્ ૨
ધર્મ ધનેથી ધર્મ વધે છે,
તે ધનથી શુભ કર્મ વધારો સત્ ૩
ભોગ ધનેથી વૈભવ સુખને,
પ્રાપ્ત કરે જન એહ વિચારો, સત્ ૪
પાપ ધનેથી પાપ [5]ઉપાર્જન,
કરવા હૃદયે [6]અલ્પ ન ધારો સત્ ૫
સત્પાત્રે શુભદાન કરીને,
પુણ્ય તણું બળ આપ વધારો સત્ ૬
[7]છાત્ર નિરંતર [8]દીન જનોને,
દાન કરી ધન ભોગ સુધારો, સત્ ૭

---

૧ સારા ઉપયોગમાં પોતાના ધનને વાપરો ૨ ન્યાયથી ઉપાર્જન કરેલા ધનને ૩ વિસ્તારો ૪ ધર્મધન ભોગધન અને પાપધન—એવા દ્રવ્યના ત્રણ ભેદ છે ૫ મેળવવાને ૬ જરાપણ ૭ વિદ્યાર્થીઓ ૮ ગરીબ લોકોને

જ્ઞાન ક્ષેત્રને પોષણ કરવા,
[1] ધન જળ વર્ષી [2] જીવિત તારો સત્
દાનવીરની કીર્તિ પામી,
[3] શ્રાવક જીવન [4] સત્ર સુધારો સત્ ૯

આ પ્રમાણે દ્રવ્યનો સદુપયોગ કરવા વિષેની મનોહર કવિતા ગગાના મુખથી સાભળી બધી શ્રાવિકાઓ હૃદયમા અતિ હર્ષ પામી ગઇ હતી

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, જ્યારે લલિતાએ એ કવિતા ગાઈ સભળાવી ત્યારે પૂર્ણા વિગેરે બધી શ્રાવિકાઓ આનદથી પરિપૂર્ણ થઇ હતી તે વખતે પ્રેમદાએ આનદાને કહ્યુ—આનદા માગી, આ કવિતા દરેક શ્રીમતીને વાચવા જેવી છે આવતી કાલે મહિલા પરિષદ્મા જો આ કવિતા વાચવામા આવે તો ઘણોજ લાભ થાય

પૂર્ણા—તમે ઠીક કહ્યુ, કાલે જરૂર આ કવિતા મહિલા પરિષદ્મા વચાવવી પણ જો ધર્મમાતાની આજ્ઞા હોય તો લલિતા બ્હેનના મુખથીજ આ કવિતા વચાવવી—એવો મારો વિચાર છે

આનદા—જો તમારા સર્વની ઇચ્છા હોય તો, એ વાતમાં હુ ખુશી છુ લલિતા એ કવિતા ખુશીથી ગાશે

લલિતા—હા, તમારી આજ્ઞા હોય તો હું એ કવિતા ગાવાને ખુશી છુ, પણ હુ કોઇવાર સભાની અદર બોલી નથી, તેથી વખતે મને શરમ લાગશે તો પછી મારાથી બોલી શકાશે નહીં

પૂર્ણા—ના બ્હેન, તમને કોઇ જાતની હરકત નહીં આવે મને લાગે છે કે, તમને સભાક્ષોભ પણ નહીં થાય કારણકે, તમારા પવિત્ર માતાના પ્રભાવથી તમારા હૃદય ઉપર એવા સસ્કારો પડી ગયા છે કે, તમારા મુખમાથી ક્ષોભ વગરની અને શુદ્ધ વાણી પ્રગટ થાય છે

**પ્રેમદા**—પૂર્ણા બ્હેન, તે યથાર્થ છે, લલિતા ઘણી સારીરીતે

---

1 દ્રવ્યરૂપી જળને 2 મનુષ્ય જન્મને તારો 3 શ્રાવક જન્મને 4 તત્કાળ

સભામા બોલી શકશે એવી મને પણ ખાત્રી છે,

**આનંદા**—લલિતા, આ સર્વ બ્હેનોની આશીષથી અને તેમની તારી તરફની ઉત્તમ લાગણીથી તારામા સભા વચ્ચે બોલવાની શક્તિ સ્ફુરી આવશે તે છતા મારે તને કહેવુ જોઈએ કે, દરેક કેળવાયેલી શ્રાવિકાએ પોતાની ધર્મ માતાઓ અને ધર્મ બ્હેનોની વચ્ચે કાંઈપણ બોલવાની ટેવ રાખવી જોઈએ તે વખતે સભાક્ષોભ ન થવો જોઈએ દરેક વક્તાએ પોતાના હૃદયમા એવી ભાવના લાવે કે આ બધો સમાજ મારે પૂજ્ય અને માન્ય છે, મોટી વયની શ્રાવિકાઓ મારે માતા સમાન છે, નાની વયની બાળ શ્રાવિકાઓ મારે બ્હેન સમાન છે, અને સમાનવયની શ્રાવિકાઓ મારે સખી સમાન છે—આ પ્રમાણે હૃદયમા ભાવના કરવાથી વક્તા સ્ત્રીને કદિ સભાક્ષોભ થતો નથી તે સાથે પોતાનામા વિનયગુણનુ ચિંતવન કરવુ, વક્તાએ તે વખતે વિચાર કરવો કે પોતે કોઈ સમર્થ વિદ્વાન્ નથી, અથવા મહાન્ વક્તા નથી, પણ માત્ર પૂર્વના વિદ્વાન્ ના વચનોને પ્રગટ કરવાને પોતે તૈયાર થયેલ છે આવી આવી ભાવના ભાવનાર વક્તા કદિપણ સભાક્ષોભ પામતો નથી તે સાથે પોતે જે કહેવાની ઈચ્છા રાખે છે તે સત્ય છે—ધર્મવિરુદ્ધ નથી, તેથી તે નિર્ભય અને ક્ષોભરહિત થઈ પોતાની વાણીનુ વીર્ય ફોરવી શકે છે, લલિતા બ્હેન તુ પણ એ પ્રમાણે વર્તજે એટલે તને સભાક્ષોભ થશે નહીં

આ વખતે પોતીએ આનંદાને કહ્યુ ધર્મમાતા, કાલે લલિતા બ્હેન સમાજમા બોલવાના છે તો તેમને સારો પોશાક પેહેરાવજો સુંદર શૃંગાર ધારણ કરનાર વક્તા સારી રીતે શોભે છે

**પુતળી**— ધર્મ માતા, મારો મત તો એવો છે કે, આપણા જુના પોસાકના કરતા ચાલતા સુધારાના સમયનો પોશાક પેહેરાવશો તો લલિતા બ્હેન ઘણાજ સારા દીપી નીકળશે, શરીરે રેશમી પોલકુ, પાર સીધાની સાડી અને ચાળીઓ, પ ને બુટ તથા હાથમા રેશમી રૂમાલ એવો પોશાક શાક વક્તાને ઘણો સારો દીપાવે છે

**આનંદા—** પુતળીબ્હેન, હું દીલગીર છું કે, તમે હમેશા ધર્મોપદેશ સાભળો છો, તે છતા તમારા મનમા ચાલતા સમયની નઠારી રૂઢી તરફ હજુ તિરસ્કાર છુટતો નથી વર્ત્તમાન કાળના સુધારાની રીતિ ઘણી નિંદવા યોગ્ય છે જૈન આર્ય પ્રજાએ કેટલીક બાબતમા તેનુ અનુકરણ કરવુ યોગ્ય નથી પશ્ચિમના સુધારામા જ્ઞાન, કળાકૌશલ્ય અને ઉદ્યોગ શિવાય બીજી કોઇ પણ વસ્તુ અનુકરણ કરવા યોગ્ય નથી તેમા પણ જે જ્ઞાન આપણી ધાર્મિક વૃત્તિને ભંગ કરનારૂ હોય જે કળા આપણા આર્ય નીતિ રીતિનો નાશ કરનારી હોય અને ઉદ્યોગ આપણા દયાધર્મનો લોપ કરનારો હોય, તેને આપણે નદિપણ ગ્રહણ કરવો ન જોઇએ, તે શિવાય પશ્ચિમની કુરીતિને તો આપણે કોઇ રીતે અનુસરવુ ન જોઇએ આપણ જૈન આર્ય પ્રજાએ પોતાના આર્યદેશને અનુસરી વર્ત્તવાનુ છે આપણો વેશ પણ ઉદ્ભટ હોવો ન જોઇએ વિદેશી સ્ત્રીઓના પોશાકને અનુસરી આપણે પોશાક પહેરવો કોઇ રીતે યોગ્ય નથી આ જૈન બાળા પોતાના આર્ય વેશમા જેવી શોભે છે, તેવી વિદેશી વિપરીત વેશમા શોભતી નથી તેવા ઉદ્ભટ વેશથી મનોવૃત્તિ પણ ઉદ્ભટ બની જાય છે બ્હેનો, હું તમને વિનંતિ પૂર્વક કહુંછુ કે, તમારે કદિપણ ઉદ્ભટ વેશ ધારણ કરવો નહીં પોતાના દેશ અને કુલના આચારને અનુકૂળ જે વેશ છે, તેનેજ ધારણ કરવો "સાધારણ અને કુળને શોભતુ પેહેરવુ—" એ આપણી નીતિનુ પ્રથમ સૂત્ર છે

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, આનંદાના આ વચનો સાભળી પુતળી જરા શરમાઇને બોલી—"ધર્મમાતા, આપના સહવાસથી હું તેવા ઉદ્ભટ અનાર્ય વેશને ધીક્કારનારી છુ વળી આ વખતે ઉપહાસ્યમા મજા કરવાને મે કહ્યુ હતુ માટે મને ક્ષમા આપશો"

**આનંદા—**પુતળી બ્હેન, મારા મનમા એમ આવ્યુ કે, તુ હૃદયથી બોલે છે, તેથી મારે આટલા વચનો કહેવા પડયા તેને માટે તુ મને પણ ક્ષમા આપજે

નિત્ય સમર કરીને ન્હાવેરે,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૦
જે કાન વિરૂદ્ધે ચાલેરે,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૧
તે આ [1]ભવનું ફળ ટાળેરે,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૨
કદિ રાજ વિરૂદ્ધ ન કરજો રે,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૩
તે નતે [2]પાય ન ધરજો રે
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૪
જે રાજ વિરૂદ્ધે ચાલેરે,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૫
તે [3]સત્વર દુખને ભાળેરે,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૬
જો નારે પ્રગ ધરીને રે,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૭
નિત્ય રહેવું સ પ કરીને રે,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૮
જે લોક વિરૂદ્ધ ચાલનાર,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૧૯
તે આ જગમા નરમ્હાનારે,
એ શિક્ષણ મન નિત્ય ધરો, ૨૦
એક મારી શિક્ષા વરજો રે,
એ શિક્ષણ મન નિત્ય ધરો ૨૧
કદિ ધર્મ વિરૂદ્ધ ન કરજો રે,
એ શિક્ષણ મન નિત્ય ધરો
જે ધર્મ વિરૂદ્ધે ચડિઆરે
એ શિક્ષણ મન નિ

[1] સંસારનું [2] પગ [3] જલદી

તે નરક વિષે સૌ પડિયા રે,
એ શિક્ષણ મન નિત્ય ધરો　　　　૨૮
એ પાચ વિરૂદ્ધ ન કરશો રે,
એ શિક્ષણ મન નિત્ય ધરો　　　　૨૫
શ્રાવક બાળા સુખ ધરશો રે,
એ શિક્ષણ મન નિત્ય ધરો　　　　૨૬

ધમદામશેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આ પ્રમાણે પાચ પ્રકારના વિરૂદ્ધ વિષે લવિતાના મુખથી કવિતા સાભળી સર્વ શ્રાત્રી શ્રાવિકાઓ આનદમગ્ન થઈ ગઇ તેમા ખાશ કરીને પૂર્ણાના હૃદયમા તો એટલો બધો આનદ થયો કે, તે અવર્ણનીય હતો, તે વખતે પૂર્ણા પ્રેમ પૂર્વક બોલી—ધર્મમાતા, લવિતા બ્હેનના મુખમાથી નીકળેલી આ કવિતાએ મારા હૃદયને આનદ મગ્ન બનાવી દીધુ છે આ ગસાર કે જેને જૈન મહાત્માઓએ અસાર અને દુખ'યક તરીકે વર્ણવેલો છે, પણ જો મનુષ્ય પોતાના કર્ત્તવ્યને અનુસરી પ્રવર્ત્તે તો તે સસાર એને સુખદાયક થઈ પડે, એવી પ્રતીતિ થાય છે આ સુબોધક કવિતાએ મારી એ પ્રતીતિને પૂર્ણ પુષ્ટિ આપી છે મે એક વખતે કોઈ ઉત્તમ ગ્રથકારના લેખમાથી વાચેલુ હતુ, તે મને આ વખતે યથાર્થ લાગે છે

પૂર્ણાના આ વચનો સાભળી પુતળી બોલી—પૂર્ણા બ્હેન, તમે વાચેલુ હતુ, તે કહો જોઇએ?

પુતળીની ઇચ્છા પૂર્ણ કરવાને પૂર્ણા બોલી—બ્હેનો, એક ગ્રથકારે પોતાના ગ્રથમા પ્રવૃત્તિના વિષય ઉપર લખેલુ છે તે મહાશય લખે છે કે "આ જગતમા પુરૂષ અથવા સ્ત્રીએ પોતાના કર્ત્તવ્યને અનુસરીને પ્રવૃત્તિ કરવી જોઇએ" અર્થાત્ જે પ્રવૃત્તિ કરવી, તે કર્ત્તવ્યનીજ કરવી જોઇએ કર્ત્તવ્યની પ્રવૃત્તિ તેજ ખરી પ્રવૃત્તિ છે આ સસારના—વ્યવહારની પ્રવૃત્તિ પણ પારમાર્થિક પ્રવૃત્તિથી પ્રતિકૂલ નહીં હોવી જોઇએ પણ અનુકૂલ જોઇએ તોજ આ સસારમા જે પ્રાપ્તવ્ય છે, તે મેહેવાઈથી પ્રાપ્ત કરી શકાય છે અને સસાર—વ્યવહારમા પણ સુખ મેળવી શકાય છે આલસ

નો ત્યાગ અને ઉદ્યોગનો આદર કરવો જોઇએ અને તે ઉદ્યોગ પણ આલોક તથા પરલોક બ નેની પ્રવૃત્તિને અનુકૂળ હોવો જોઇએ એવી પ્રવૃત્તિ વાસ્તવીક રીતે ધર્મરૂપ ગણાય છે અને તેથી તે પરમસુખ નુ મૂળ છે "આવી પ્રવૃત્તિ સારા સારા લેખો અને સુબોધક કવિ નાઓ વાચવાથી અથવા સાભળવાથી થ ય છે"

પૂત ળી બ્હેન, આજે તે બાબત આપણને પ્રત્યક્ષ થઈ છે લ લિતા બ્હેને ગાયેલી આ કવિતાએ મારા મનમા ઘણીજ અસર કરી છે હું ધારૂ છુ કે, તમને બધાને પણ તેવી અસર થઈ હશે

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, પછી આન દાએ કહ્યુ કે, બ્હેનો, નિત્યના નિયમ પ્રમાણે આપણી ઉપદેશ વાર્તા સમાપ્ત ક રવાનો સમય થઇ ગયો છે, તેથી તે ઉપદેશ વાર્તા સમાપ્ત કરવામા આવે છે આન દાના આ વચનો સાભળતાજ સર્વ શ્રાવિકાસમાજ આદિનાથ પ્રભુની જય બોલાવી પોત પોતાને ઘેર ચાલતો થયો આપણો પણ ધર્મવાર્તા સમાપ્ત કરવાનો સમય થઇ ગયો છે, તેથી ધર્મવાર્તા સમાપ્ત કરવામા આવે છે ધર્મદાસશેઠના મુખ કમળમા થી આ વાણીનો આવિર્ભાવ થતાજ આદિનાથ પ્રભુના જયધ્વનિથી શ્રાવિકાશાળા ગાજી ઉઠી હતી ધર્મદાસ અને ન ગા લોકો વ દ નાને અ ગીક ર કરતા ક્રમે પોતાના ઘર તરફ વળ્યા હતા માર્ગમા ચાલતા લોકો તે પવિત્ર દ પતીની પ્રશ સા કરતા હતા અને તેમના જીવિતને ધન્યવાદ આપતા હતા

---

# દીવસ ૨૯ મો

તાપીદાસની સ્ત્રી લહેરી પ્રાત કાલે ઉઠી નીચે પ્રમાણે પ્રભુની પ્રાર્થના કરે છે

"હે અરિહ ત ભગવન, હે પ્રભુ, આ અજ્ઞાન શ્રાવિકાના અપરાધોને ક્ષમા કરજો, અને મારા હૃદયમાથી નઠારી ભાવનાને દૂર કરાવજો

મે મારા પતિના અનેક અપરાધો કરેલા છે મારૂ દરેક પ્રવર્ત્તન મન, વચન અને કાયાની અશુદ્ધિથી થયેલુ છે કારણ વગર પરોપકાર કરનારા ધર્મદાસ શેઠ અને તેમના ધર્મપત્ની ગગા કે, જેમનો ઉપદેશ સાભળી મને મારા સ્વરૂપનુ ભાન થયેલુ છે, તેમની મે અનેકવાર નિંદા કરેલી છે, તે મારૂ મહાપાપ દૂર થજો ”

આ પ્રમાણે લેહેરી પશ્ચાત્તાપ કરતી હતી, ત્યા તેનો પતિ તાપીદાસ આવે છે તાપીદાસને જોઇ લેહેરી સભ્રમથી બેઠી થાય છે.

**તાપીદાસ—** કેમ શ્રાવિકા, શો વિચાર કરોછો ?

**લેહેરી—** સ્વામીનાથ, મારા પાપનો પશ્ચાત્તાપ કરી પ્રભુની પ્રાર્થના કરૂ છુ

**તાપીદાસ—** હવે તારામા કાઇપણ પાપ રહ્યુ નથી ધર્મદાસ શેઠ અને ગગાની નિર્મળ વાણીરૂપ ગગામા સ્નાન કરી તુ પવિત્ર થઇ ગઇ છુ

**લેહેરી—** સ્વામિનાથ, એ ખરીવાત છે, ધર્મપિતા ધર્મદાસ શેઠની ઉપદેશ વાણી ગગારૂપજ છે, તથાપિ મારા પેહેલાના આચરણો મને સાભરી આવે છે, અને તેથી મારા મનમા પશ્ચાત્તાપ ઘણો થાય છે

**તાપીદાસ—** શ્રાવિકા, હવે વૃથા પશ્ચાત્તાપ કરવો નહીં ગઇ વાતને સભારવી યોગ્ય નથી

**લેહેરી—** સ્વામિ, હુ ઘણી રીતે તે વાત ભૂલવાનો પ્રયત્ન કરૂ છુ, પણ મારાથી તે વાત ભૂલાતી નથી પ્રાણનાથ, મને તમારા સબધી વિચાર કરતા ઘણો અપશોષ થાય છે, સ્રીને પોતાના પતિ ઘણી રીતે પૂજ્ય અને માન્ય છે મે અજ્ઞાનતાથી તમારો તિરસ્કાર કરેલો છે એટલુજ નહીં પણ મે પાપણીએ તમારી પાસે ગૃહકાર્ય કરાવી મહાપાપ બાધ્યુ છે સ્વામિનાથ, એ મહાપાપમાથી મારી મુક્તિ કયારે થશે ?

**તાપીદાસ—** શ્રાવિકા, હવે એ અપશોષ કરવો યોગ્ય નથી તે અજ્ઞાનતાથી જે વાત કરી, તેને હવે ભૂલી જવી જોઇએ 'જ્યારથી જાગ્યા ત્યારથી સવાર' એ ન્યાય પ્રમાણે હવે તારે તારા કર્ત્તવ્ય

ને મનેરમાની એક ઉપકથા આપી તે પ્રસંગેસાગે બોધ આપ્યો હતો, એકપૂર્ણા નામે બાળવિધવાનો પ્રસંગ લઇ આનંદાના સુખમાથી વૈરાગ્ય રમનો સારો પ્રવાહ પ્રસરાવ્યો હતો વળી તે પ્રસંગે જૈન મહિલા પરિષદની એક નવી વાત જણાવી, તેની અંદર જૈન મહિલા પરિષદથી કેવા લાભ થાય, એ વિષે સારો ઈસારો કર્યો છે વળી થોડાજ દિવસ પેહેલા આનંદાની વાર્તામાં અજવાળીની બ્હેન રામકુંવરનુ દૃષ્ટાંત ઘણુ ઉપયોગી આપ્યુ હતુ, સ્વામિનાથ, આપણી કોમમા ચાલતા એ નઠારા રીવાજને દૂર કરવા માટે એ ઉપદેશ ઘણો મનન કરવા જેવો હતો મને તો નિશ્ચય થયો છે કે, મારે મારા કુટુંબમા કદિપણ કજોડુ કરવુ નહીં તે શિવાય તે ધર્મપિતાએ નિશ્ચય ધર્મના સ્વરૂપ વિષે તથા આત્માના સ્વરૂપ વિષે એવુ બધુ સમજાવ્યુ છે કે, મારા જેવી અલ્પમતિ સ્ત્રી પણ તે સમજી સારો બોધ પામી છે

સ્વામિનાથ, મારા હૃદયમા સદ્બોધનો પ્રકાશ કરાવનારા તમે પોતેજ છો, તમારા પ્રતાપથીજ હું મારા સ્વરૂપને સમજી છુ

**તાપીદાસ**-પ્રિયા, તારા સદ્બોધમા હું તો માત્ર નિમિત્ત કારણ છુ, પણ તેનુ મૂળ કારણ તારા પૂર્વના પુણ્ય છે, પૂર્વના પુણ્ય ઉદય આવવાથી તારી બુદ્ધિમા આવા વિચાર ઉત્પન્ન થયા છે

લેહેરી—સ્વામિનાથ, એ વાત સત્ય છે પણ મારા નજીક ઉપકારી તો તમે છો હવે મને સર્વદા આપની સેવાનો લાભ આપ્યા કરજો, અને મને જ્ઞાન પ્રાપ્ત થાય, તેનો અભ્યાસ કરાવજો પૂર્વના જ્ઞાનાતરાય કર્મથી હું અદ્યાપિ નિરક્ષરા રહી છુ, તેથી જો તમે મને જ્ઞાનદાન આપશો તો મારા જીવનનો ઉદ્ધાર થઈ જશે ધર્મપિતા ધર્મદાસ શેઠના પવિત્ર પત્ની ગંગા પ્રસંગે ધર્મના ઉપદેશની કવિતાઓ ગાઇ સંભળાવે છે તે કવિતાઓને ભણેલી શ્રાવિકાઓ લખી યાદ કરી શકે છે અને મારા જેવી અભણ અબલા પ્રીચારી બેશી રહે છે, માટે કૃપા કરી મને જ્ઞાનનો અભ્યાસ કરાવજો. તમારા શિવાય બીજુ કોણ મારા આત્માને સર્વ રીતે ઉદ્ધાર કરશે ?

**તાપીદાસ**—શ્રાવિકા એ તમારી પ્રાર્થના કૃતાર્થ કરવાને હું તત્પર રહીશ મારાથી બનશે તેવી રીતે તમારા હૃદયમા જ્ઞાનનો પ્રકાશ કરવાને પ્રયત્ન કરીશ

**લેહેરી**—સ્વામિનાથ, તો હું આપનો અતિ આભાર માનીશ

**તાપીદાસ**—એમા આભાર શેનો? પોતાની સ્રીને જ્ઞાન, સદ્બોધ અને સુમતિ આપવી એ પતિનો ધર્મ છે-પતિનુ શુદ્ધ કર્તવ્ય છે,

**લેહેરી**—સ્વામિનાથ દયાબુદ્ધિ લાવીને અવા કર્તવ્ય સમજીને ગમે તે રીતે આપ કૃપા કરી આ નિરક્ષરા નારીને ઉત્તમ શ્રાવિકા બનાવશો

આ પ્રમાણે કહી લહેરીએ પોતાના પતિના ચરણમા વદના કરી

**તાપીદાસ**—શ્રાવિકા, અરિહત પ્રભુ તારૂ કલ્યાણ કરો, શાસન દેવના તારી કામનાને પરિપૂર્ણ કરો

પ્રિયા, ચાલો હવે જિનપૂજા કરવાનો સમય થઈ ગયો છે

**લેહેરી**—સ્વામિનાથ, ચાલો હુ ઉષ્ણ જળથી [illegible] કરાવુ અને જિનપૂજાનો ઉપચાર કરી આપુ

પછી લેહેરી પોતાના પતિ તાપીદાસની [illegible] રહે છે પતિ સેવા કરી અને ગૃહના ઉચિત [illegible] લેહેરી શ્રાવિકાશાળામા ધર્મદાસ શેઠની [illegible] આવે છે

નિત્યનો સમય થયો એટલે ધર્મદ[illegible] કાશાળામા આવે છે, તેમને આવતા [illegible] વદના કરી આદીશ્વર ભગવાનની જય [illegible] ધર્મદાસ શેઠ પ્રથમ નીચે પ્રમાણે મગળ [illegible]

શાર્દુલવિક્રીડિત [illegible]

જે જ્ઞાનામૃતના [1]રસે [illegible]
જે રહેતા વશ આપનિ[illegible]

---

૧ જ્ઞાનરૂપી અમૃતના રસે. ૨ [illegible]

તે શ્રી વીર જિનેદ્રને નમનાછિ આનદના કદને,[1]
આપો તે સુખકાર બોધ હૃદયે શ્રી શ્રાવિકા વૃદને

આ પ્રમાણે મગલાચરણ કર્યા પછી ધર્મદાસ શેઠ પોતાની ધર્મકથાનો આરભ કરવા બોલ્યા—હે શ્રાવિકાઓ, નિત્યનો સમય થયો એટલે આનદા પોતાની પુત્રી લલિતાને બોધ આપવાને પોતાને સ્થાને પ્રાપ્ત થઇ તે વખતે ચચલા, પ્રેમદા, પુતળી, પ્રેમ, પૂર્ણા, વિગેરે બધી શ્રાવિકાઓ આવીને હાજર થઇ આ વખતે ગોમચદ્રની સ્રી જયા જરા વિલબથી આવી એટલે પ્રમદાએ પુછ્યુ, "જયાવ્હેન, આજે તમે મોડા આવ્યા, એ આશ્ચર્યની વાત બની, કારણકે, ઘણે ભાગે તમે નિયમિત રીતે આવનારા છો વળી તમારૂ ઘર ઘણુ જ નજીક છે"

પ્રેમદાએ આ પ્રમાણે પુછ્યુ, તોપણ જયા ક્ષણવાર કાંઈ પણ બોલી નહીં તેણીના મુખ ઉપર ગ્લાનિની છાયા પ્રસરેલી જોવામા આવી

આ વખતે આનદાએ કહ્યુ, "જયાવ્હેન, તમારી મુખમુદ્રા ઉપર ગ્લાનિ દેખાય છે તમારી મનોવૃત્તિમા કાંઈપણ ક્ષોભ થયો હોય એવુ દેખાય છે

જયા—ધર્મમાતા, એ સત્ય છે આજે એક એવુ કારણ બન્યુ છે કે, મારા મનમા ક્ષોભ થઇ આવ્યો છે

પ્રેમદા—જયાબ્હેન, જો તે કારણ કહેવા જેવુ હોય તો તે ધર્મમાતાની આગળ કહી સભળાવો

જયા—તેમની આગળ ન કહેવાનુ હોય તો બીજે કયા કહેવાનુ હોય? હવે હું મારૂ વૃત્તાત કહું તે સાભળો—

આ ગામની અદર મારા મામાની પડોશમા ઊજમ કરીને એક શ્રાવિકા રહે છે તે બાઈ સારા સ્વભાવની અને ધાર્મિક વૃત્તિવાળી છે હમેશા તે ઉત્તમ પ્રકારના વ્રત તથા તપ આચરે છે, અને શ્રાવિકાના ધર્મને અનુસરી ચાલે છે તેણીનો આ દેખાવ જોઈ હું તેની ઉપર ભક્તિ રાખતી હતી જ્યારે હું મારા મામાને ઘેર જતી,

1 આનદના અકુરરૂપ. ૨ સમૂહને

ત્યારે માતાની જેમ પૂજ્ય બુદ્ધિ ધારણ કરી તે બાઇને મળવા જતી અને તેના દર્શન કરી હું મારા આત્માને પવિત્ર થયેલો સમજતી હતી

ગઇ કાલે ઉપદેશ વાર્તા જ્યારે સમાપ્ત થઇ, ત્યારે હુ તેણીના દર્શન કરવાને ખાસ મારા મામાને ઘેર ગઇ હતી વળી મહિલા પરિષદ્‌ના ખબર આપી તેણીને ખુશી કરવાની પણ મારી ઇચ્છા હતી હું ગઇ એટલે તે ઉજમબાઇએ મને હમેશ પ્રમાણે માન આપ્યુ અને સુખ શાતા પુછી પછી મે પણ તેને સુખશાતા પુછી, ત્યારબાદ મે તેણીને કહ્યુ કે, " આવતી કાલે જૈન મહિલા પરિષદ્‌ની પ્રથમ બેઠક છે અને તેમા અ પણા પજ્ય સાધ્વીજી જ્ઞાનશ્રી " શ્રાવિકા ધર્મ " ઉપર વ્યાખ્યાન આપવાના છે, માટે તમે કૃપા કરી પધારજો " મારા આ વચન સાભળી તેણીના મુખ ઉપર આનદને બદલે નાખુશીના ચિન્હો જોવામા આવ્યા તત્ક્ષણ તે વિચાર કરીને બોલી—જય બ્હેન, આ જૈન મહિલા પરિષદ્‌નુ તોફાન મને પસદ નથી આપણ બૈરાઓને વળી આવુ સુધારાનુ ધાધલ કરવાની શી જરૂર છે? મને તો આ વાત રૂચિ-ર લાગતી નથી પૂર્ણા નામની વિધવાએ કોઇ સોમનદ નામના શ્રાવકની સહાય લઇ આ તોફાન ઉભુ કર્યુ છે તે સોમચદ કેવો હશે? અને પૂર્ણા કેવી હશે—એ વાત જ્ઞાની જાણે, પણ તેમનુ આ કૃત્ય પ્રશસા કરવા યોગ્ય નથી બૈરાઓને પુરૂષોના જેવા કામ કરવામા કોઇ જાતની શોભા વધતી નથી, પણ ઉલટી પ્રતિષ્ઠાની હાની થાય છે "

ઉજમના આ વચનો સાભળી, અને તેમા મહિલા પરિષદ્‌ની, પૂર્ણા બ્હેનની, અને એક શ્રાવકની નિંદા સાભળી મારા હૃદયમા આવેશ આવી ગયો તત્કાળ તે બાઇ તરફ મારો જે પૂજ્યભાવ હતો, તે ફરી ગયો, અને હુ ઉચે સ્વરે બોલી—' ઉજમબાઇ, તમારા મુખમાથી આવા વચનો નીકળવાની આશા મે જરા પણ રાખેલી ન હતી તમારી ધાર્મિકતા, તમારી સાધર્મિક વત્સલતા, તમારી પવિત્ર વૃત્તિ—શુદ્ધ રૂપે હોય, એવુ મને ભાસતુ નથી જૈન-

મહિલા પરિષદ્ની સ્થાપના કે જે વર્તમાનકાળના ઉદયનું મુખ્ય કારણ છે અને સાંપ્રતકાળે શ્રાવિકાધર્મની ઉન્નતિનું એક ઉંચામાં ઉંચું શિખર છે સુશિક્ષિત શ્રાવિકાઓ સારાં સારાં સુબોધક ભાષણો આપે, ભાષણને અંગે સારાં સારાં ધર્મ તથા નીતિનાં પુસ્તકો વાંચે, વંચાવે, અને તે તે વિષયોની ચર્ચા કરે—એથી કેટલો બધો લાભ થાય? એનો વિચાર કર્યા વગર તમે તેવા કામને તરછોડી નાખો છો એટલુંજ નહિ પણ તેવા કામ કરનારાઓના અવર્ણવાદ બોલવા તત્પર થાઓ છો—એ તમારા જેવી શ્રાવિકાને ઘટિત નથી પૂતા જેવા પવિત્ર શ્રાવિકાને માટે તમારા મુખમાંથી કેવા વચનો નીકળે છે? તે પવિત્ર પૂર્ણા કે જે આત્મભોગ આપી પરોપકારના કાર્યમાં શુદ્ધ તન, મન અને ધનથી પ્રવર્ત્ત છે, તે મહામતીની કેવી ઉત્તમ પ્રવૃત્તિ છે? તે તમારા જાણવામાં હોય અથવા ન હોય, પણ તેને માટે આવા ઉદ્ગાર કાઢવા—એ અધમ અને અજ્ઞાન સ્ત્રીનું જ કામ છે તે સિવાય જે શાવકને માટે તમે વચનો કહેલા છે, તે શ્રાવક મારા ગળથુથીમાં છે મારા ઇષ્ટ છે અને મારૂં સર્વસ્વ છે, એટલે તે વિષે હું વધારે કાંઈ કહેતી નથી, પણ જો તમે એ વચનો મારા સિવાય બીજા કોઈની આગળ કહ્યા હોય તો તમારે તેના બચાવને માટે ઘણા આકરા શબ્દો સાંભળવા પડત આ ઉપરથી મને નિશ્ચય થાય છે કે, તમારામાં જે પવિત્રતા, ધાર્મિક વૃત્તિ અને શ્રાવિકાપણાના ગુણો દેખવામાં આવે છે, તે ખરેખરા નથી પણ આડંબર માત્ર છે”

હે ધર્મમાતા આટલું કહી હું ત્યાંથી ઉઠીને ચાલતી થઈ તે વખતે તે ઉત્તમગાઈએ મને જમવાને કહ્યું પણ હું બેઠી નહીં, અને તેણીએ જ્યારે બહુ આગ્રહ કરવા માંડ્યો, ત્યારે મેં કાન આગળ હાથ રાખીને એટલું જ કહ્યું કે “ઉત્તમ અને પરોપકારી આત્માઓની નિંદા સાંભળી મારા કાનને અપવિત્ર કરવાની મારી ઈચ્છા નથી ” આ પ્રમાણે કહેતી કહેતી હું ત્યાંથી ચાલતી થઈ હતી ધર્મમાતા, હજુ મને તેણીની નિંદાના વચનો યાદ આવ્યા કરે છે, અને તેથી મારા મનમાં ગ્લાનિ થયા કરે છે—એથી આ વ

અને પણ મારા મુખ ઉપર તેનીજ ગ્લાનિ દેખાય છે

**ધર્મદાસ શેઠ કહે છે**—હે શ્રાવિકાઓ, સોમચંદ્રની સ્ત્રી જયાના આ વચન સાંભળી આનંદા શાંત સ્વરથી બોલી—"જયા વ્હેન, તમારા હૃદયમા તેનો ક્ષોભ રાખશો નહિ આ જગતમા એવા ઘણા મનુષ્ય ઉત્પન્ન થાય છે કે, જેઓ ઉપરથી ધર્મી અને પવિત્ર દેખાતા હોય, પણ અંદરથી તેઓના હૃદય ઈર્ષ્યા ની મહાજ્વાલાથી દગ્ધ થયેલા હોય છે બીજાનો ઉત્કર્ષ, બીજાની સત્કીર્તિ, અને બીજાની પ્રશંસા તેઓ સહન કરી શકતા નથી આપણા શાસ્ત્રમા તેવા મનુષ્યોને માટે સારા દૃષ્ટાંતો આપી લખેલુ છે, આપણા ધર્મગુરુઓ, આપણી સાધ્વીઓ, આપણા શ્રાવકો અને આપણી શ્રાવિકાઓ વિવિધપ્રકારના થાય છે, જયા વ્હેન, એથી કાંઈપણ મનમા ગ્લાનિ રાખશો નહી, જો સર્વ વ્હેનોની ઇચ્છા હોય તો, આજે હું તેજ વિષયની ઉપદેશ વાર્તા કરી તમારા હૃદયને સતોષ આપીશ

પૂર્ણા—ધર્મમાતા, તો અમારી ઉપર મોટો ઉપકાર થશે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, પૂર્ણાના આવા વચન સાંભળી પ્રમદા, ચંચળા, વગેરે બીજી ગૃહી શ્રાવિકાઓએ તે વાતને અનુમોદન આપ્યુ, એટલે આનંદાએ પોતાની ઉપદેશ વાર્તા કહેવા માંડી—હે વ્હેનો, આ જગતમા ચાર પ્રકારના ગુરુઓ, ગુરુણીઓ શ્રાવકો અને શ્રાવિકાઓ હોય છે તેઓને ચાંડાલ, વેશ્યા ગૃહસ્થ અને રાજાના આભૂષણોની ઉપમા આપેલી છે ચાંડાળ અથવા બીજી નીચ જાતિના લોકોના આભૂષણો કથીરના અને અંદર પોલા હોય છે તેથી તે અંદર સાર વિનાના કહેવાય છે તેમ જે તેની ઉપર સારો ઝળકાટ હોતો નથી, તેથી તે ઉપરથી પણ સાર વિનાના લાગે છે તેવી રીતે આપણા કેટલાએક ધર્મગુરુઓ અને ગુરુણીઓ અંદર અને બાહેર સાર વિનાના હોય છે, એટલે તેમનામા ચારિત્રના ગુણ બીલકુલ હોતા નથી તેમ તેમનો ઉપરનો આચાર પણ સારો હોતો નથી તેજ પ્રમાણે ગૃહસ્થ શ્રાવકો પણ તેવા હોય છે આપણી કેટલીએક શ્રાવિકાઓ પણ તેવી હોય છે તેમનામા ધર્મનીતિ કે ગૃહકાર્યની સઘડના સારી હોતી નથી ગરી

ર અને વેષમાં મલિન એવી કેટલીએક શ્રાવિકાઓ એ બીજા જાતિના આભૂષણના જેવી સાર વગરની દેખાય છે

બ્હેનો વેશ્યાના આભૂષણો અંદર પેલા અને લાખ વગેરેથી ભરેલા હોય છે પણ ઉપર સારા પ્લેટીન ચઢીન કરેલા હોય છે કેટલાએક આભૂષણો તો તાંબાના હોય છે પણ માત્ર ઉપરના ગ્લેટથી ચકચકિત લાગે છે તેવી રીતે કેટલાએક સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ અંદર સાર વગરના અર્થાત્ છલ-કપટથી ભરેલા અને ઉપરથી ધર્મિષ્ઠ અને સારા દેખાય છે તેઓ વેશ્યાના આભૂષણની ઉપમાને પામેલા છે બ્હેનો, કેટલીએક શ્રાવિકાઓ આપણને બોલવા-ચાલવામાં સારી લાગે છે પણ અંદરથી તેઓ વિચિત્ર હોય છે

બ્હેનો, ત્રીજા ભેદમાં સારા ધનાઢ્ય ગૃહસ્થના આભરણની ઉપમા આપેલી છે ધનાઢ્ય ગૃહસ્થોના આભૂષણો સોનાના અને નકર હોવાથી અંદર સારવાળા હોય છે, પણ બાહેરના ભાગમાં ઉંચી જાતના રત્નો જડેલા ન હોવાથી તે બહુજ ઉંચી જાતના કહેવાતા નથી તેવી રીતે જે ધર્મગુરૂઓ ગુરૂણીજીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ અંદર નિષ્કપટ અને સારી બુદ્ધિના હોય છે, પણ તેઓ બાહેરથી જોઇએ તેવું પોતાનું કર્ત્તવ્ય બજાવી શકતા નથી, તેવી તેઓ તે ગૃહસ્થના આભૂષણની ઉપમાને પામેલા છે આપણી કેટલીએક શ્રાવિકાઓ પણ તેવીજ હોય છે અંદર સારી બુદ્ધિવાળી અને સદાચારી તથા આસ્તિક હોય છે, પરંતુ પોતાનું ઉંચી જાતનું કર્ત્તવ્ય તે બજાવી શક્તી નથી

બ્હેનો, ચોથા ભેદમાં રાજાના આભૂષણોની ઉપમા આપેલી છે રાજાના આભૂષણો તદ્દન સાચા અને રત્નજડિત હોવાથી અંદર અને બાહેર સારવાળા અને ઘણાજ કીંમતી હોય છે, તેવી રીતે જે ધર્મગુરૂઓ, જે શ્રાવકો અને શ્રાવિકાઓ અંદર શુદ્ધ હૃદયવાળા અને તેજ પ્રમાણે બાહેર પ્રવર્ત્તન કરનારા હોય છે, તેઓ તે રાજાના આભૂષણોના જેવા ગણાય છે

જયાવહ, આ ઉપરથી આપણે એટલુંજ સમજવાનું છે કે, આ

પણી શ્રાવિકાઓમા જે રાજાના આભૂષણની જેમ અદર અને બા હેર શુદ્ધ હોય, તેનુ બહુ માન કરવુ, અને તેની સાથે સર્વદા પ્રસગ રાખવો

આ વખતે જયા નમ્રતાથી બોલી— ધમમાતા આપે જે રાજાના આભૂષણની ઉપમાવાળી શ્રાવિકાઓ કહી, તે તો આ જમાનામા કોઈક હશે

આ વખતે પૂર્ણા બોલી ઉઠી-" જયાબ્હેન, હા, એ ખરી વાત છે, એવી શ્રાવિકા મળવી મુશ્કેલ છે, પણ આપણને તો એક એવી શ્રાવિકા મળી છે અને તે શ્રાવિકા આ પવિત્ર ધર્મમાતા આનદા છે

જયા—પૂર્ણા બ્હેન, તમારૂ ન્હેવુ સત્ય છે, ધર્મમાતા આનદા બરાબર એવાજ શ્રાવિકા છે

આનદા—તમારો મારી તરફ પ્રેમ છે, એટલે તમે મને એવી જુવો છો

જયા—પુજ્ય માતા, આપના મુખથી આ ઉપદેશવાર્તા સાભળી મને એટલી ખાત્રી થઇ કે જે ઉજમબાઈએ મારી આગળ આપણી જૈન મહિલા પરિષદ્‌ની અને તેના વ્યવસ્થાપકોની નિંદા કરી હતી, તે શ્રાવિકા ઘણીજ અધમ લાગે છે માટે તે હલકી જાતના લોકોના આભૂષણના જેવી છે

પૂર્ણા—ના બ્હેન, એ ઉજમ શ્રાવિકા એવી બહુજ હલકી નહીં હોય, કારણ કે તેણી ઉપરથી ધાર્મિક વૃત્તિ ધારણ કરે છે માટે તે વેશ્યાના આભૂષણના જેવી હશે

જયા—હા, એ ખરી વાત છે કારણ કે, તે વિષય ધાર્મિક દેખાય છે, હુ તો તેણીની ધાર્મિકવૃત્તિ ઉપર મોહિત થઇ ગઇ હતી માટે તેણીને વેશ્યાના આભૂષણની ઉપમા ઘટે છે જેમ વેશ્યાનુ આભૂષણ અદર સાર વગરનુ અને ખોટુ હોય છે, અને ઉપર ઢોળ ચડાવી તે દેદીપ્યમાન કરેલુ હોય છે તેવી રીતે ઉજમ શ્રાવિકા ઉપર ધર્મિક તથા પવિત્ર વૃત્તિવાળી લાગે છે, અને અદરથી તેઈર્ષ્યાળુ ઢેષી અને અપવિત્ર વૃત્તિવાળી છે આ ઉપરથી મને બીજી વાત પણ સ્ફુરી આવી છે આપણા ગામમા જે જ્ઞાનશ્રી સાધ્વી છે....

તેઓ રાજાના આભૂષણના જેવા છે અને જે પડદાથી ચાલે છે. તે વેશ્યાના આભૂષણ જેવા છે

પ્રેમદા—હા બ્હેન, તેમને વેશ્યાના આભૂષણ ની ઉપમા, પણ ઘટતી નથી, તેઓ તો ખરેખર ચાંડાળના આભૂષણ ની ઉપમાને લાયક છે કારણ કે, તેઓ બાહેર અને અંદર બંને પ્રકારે અશુદ્ધ છે કેમ આનંદા બ્હેન, તમે શું કહો છો ?

આનંદા—પ્રેમદા બ્હેન, કોઇપણ માણસની દ્વેષથી નિંદા કરવી, એ મને યોગ્ય લાગતું નથી મેં જે આ ચાર પ્રકારના ભેદ બતાવ્યા છે તે તમારે મનમાં સમજી લેવાના છે તે ચાર પ્રકાર ના ભેદની અંદર જે રાજાના આભૂષણ ની ઉપમાને લાયક હોય, તેની ઉપર તમારે પૂર્ણ ભક્તિ રાખવી, જે ધનાઢય શેઠ ના આભૂષણ ની ઉપમાને લાયક હોય, તેની સાથે પણ સારા ભાવથી વર્ત્તવુ અને તેના સહવાસમાં રહેવુ પણ વેશ્યાના અને ચાંડાળ ના આભૂષણ ની ઉપમાને લાયક એવી સ્ત્રીઓના પ્રસંગમાં કદિપણ આવવુ નહીં

જે શ્રાવિકાઓ ઘરવ્યવહાર ની શુદ્ધિ, જિનપુજા, ગુરૂ ભક્તિ, સુપાત્રદાન, અહિંસા, સામાયિક, આવશ્યક ક્રિયા, પતિ સેવા અને વડિલ જનને માન આપવા વગેરે કાર્યો તરફ અનાદર બતાવે છે તે કાર્યો તેમને હૃદયમાં રૂચિરૂપે હોતા નથી તેમ બાહેરથી પણ તે ક્રિયા કરવાને પ્રીતિ હોતી નથી, એટલે તેઓ કરતી નથી તે કેવળ શ્રાવક કુળમાં જન્મ પ્રાપ્ત કરી નામ ધારી શ્રાવિકા હોય છે એવા પ્રકારની શ્રાવિકાઓને ચાંડાળના આભૂષણની ઉપમા ઘટે છે તેવી નામધારી શ્રાવિકાઓ પુત્ર, ઘર, ધન, આભૂષણ અને સંતાન વગેરેના સાધનથી યુક્ત થઇ પોતાના કુટુંબ માટે તેમજ પોતાની ઇચ્છાઓ પૂર્ણ કરવા માટે પતિ પાસે જાત જાતના આરંભો કરાવી આ લોકમાં દુખી તથા અપકીર્ત્તિની પાત્ર બને છે, વળી પરલોકમાં એકેંદ્રિય વગેરેમાં ઉત્પન્ન થઇ ઘણા કાળ સુધી આ સંસારમાં ભ્રમણા કરે છે

હે બ્હેનો, કેટલીએક શ્રાવિકાઓ આ લોકમાં પોતાનું સારૂં કહેવાય, પોતે ધર્મિષ્ટ ગણાય, એવા ઇરાદાથી ઉપરનો સારો આડ

બર રાખે છે વળી તે બીજાને બતાવવાને શ્રાવિકાની ક્રિયા તથા આચારને સારી રીતે પાળે છે, પણ તેમના હૃદયમા સારી પરિણતિનો અભાવ હોય છે તેવી શ્રાવિકાઓમા ધર્મની ક્રિયાવાળી શ્રદ્ધા હોતી નથી, તેથી તેમનામા સમકિતપણાનો અભાવ છે કારણ કે, તેઓ લોકોમા પોતાનુ શ્રાવિકાપણું પ્રસિદ્ધ કરી ખોટો વ્યવહાર, બીજાની ઇર્ષ્યા તથા વિશ્વાસઘાત વિગેરેમા તત્પર થાય છે, તેથી તેઓ જૈનધર્મની હીલણા કરનારી હોવા થી આ દુરંત ભવોમા ભમ્યા કરે છે

**ધર્મદાસ ગે॰** કહે છે—હે શ્રાવિકાઓ, આ વખતે બુદ્ધિમતી પૂર્ણાએ આનદાને કહ્યુ કે, જો આપની આજ્ઞા હોય તો હુ આપને એક પ્રશ્ન પુછવા માગુ છુ, તે વખતે આનદાએ તે વિષે પોતાની ખુશી બતાવી, એટલે પૂર્ણાએ કહ્યુ, ધર્મમાતા, કેટલીએક શ્રાવિકાઓ અપ્રમતિને લઈને હૃદયમા ધર્મની શ્રદ્ધા રાખતી ન હોય, પણ ધર્મની ક્રિયા સારી રીતે કરતી હોય તો, તેઓને ધર્મ કરવાનો કાઈ પણ લાભ મળે કે નહીં? અર્થાત્ ભાવ વગર દ્રવ્ય થી કરેલી ધર્મક્રિયા સફળ થાય કે નહીં? તે અમને દ્રષ્ટાંત આપી સમજાવો

પૂર્ણાના મુખથી આ પ્રશ્ન સાભળી આનદા આનદ વદને બોલી—પૂર્ણા બ્હેન, તમારો પ્રશ્ન યથાર્થ છે તેના ઉત્તરમા હુ યથાશક્તિ જે કાઈ કહુ, તે તમે સાવધાન થઈને સાભળજો—આપણા જૈનધર્મ થી અદર મુનિ સુદરસૂરિ નામે મહાન્ સમર્થ વિદ્વાન થઈ ગયેલા છે તેમણે ઉપદેશ રત્નાકર નામે એક ઉત્તમ ગ્રથ લખેલો છે તે થી અદર તેમણે તમારા પ્રશ્ન ઉપર લખેલુ છે તેઓ લખે છે કે,—

> "केचित् पुनरत. श्रद्धानाद्यभावेऽपि
> वहि क्रियाभ्यासादिना मेत्य बोधि-
> मपि लभन्ते सप्ताष्टादिभवै' सि-
> द्धि वा वरदत्तश्रेष्ठिनो दासीपुत्रवत् "

'કેટલાએક તો હૃદયમા શ્રદ્ધા વિગેરેનો અભાવ હોવા છતા

બીજા સામાન્ય પુરૂષો પણ કારણ વિના હસતા નથી, તો રાગ દ્વેષ રહિત એવા આપ મહાનુભાવ કારણ વિના કેમ હસો ? માટે આપના હાસ્યનુ કારણ અમોને કહો " સભાસદોના આવા પ્રશ્નથી તે મહામુનિ બોલ્યા—"ભદ્રા, જુઓ, આ લીંબડાના વૃક્ષની ટોચ ઉપર એક સમળી બેઠેલી છે તે સમળી પૂર્વભવના વૈરથી ક્રોધ કરી પોતાના ચરણવડે મને મારવાને આવી છે તેને જોઇને મને હસવુ આવ્યુ છે " મુનિના આ વચન સાભળી તેમાં સભાસદો ઉચુ મુખ કરી તે સમળીને જોવા લાગ્યા પછી જેમના હૃદયમા તે જાણવાનુ કૌતુક ઉત્પન્ન થયેલુ છે એવા સભાસદોએ તેનુ કારણ પુછ્યુ, એટલે મુનિએ તે સમળીના પૂર્વ ભવનો વૃત્તાત કહેવા માડ્યો—"સભ્યો આ ભરતક્ષેત્રમા કનકપુર નગરની અદર ધન્ય નામે એક શ્રાવક હતો તેને સુદરી નામે સ્ત્રી હતી સુદરી કેળવણી વગરની અને નઠારી સોબતમા રહેનારી હોવાથી દુરાચારી થઈ હતી તેથી તે કોઈ પરપુરૂષમા આસક્ત થઇ એક વખતે તેણીના યારે તે સુદરીને કહ્યુ કે, "હે પ્રિયા, આજથી હુ તારી પાસે આવીશ નહી, કારણ કે તારા પતિનો મને ભય લાગે છે " યારના મુખમાથી આ વચન સાભળી સુદરી દુખી થઇને બોલી—"પ્યારા, તમે એમ કરશો નહી, હુ તમારૂ તે દુખ થોડા દિવસમા દૂર કરી નાખીશ " આ પ્રમાણે કહી તે દુરાચારી સ્ત્રીએ પોતાના યારને તે વખતે શાત કરી દીધો

બ્હેનો, આવી નઠારી વાત કરવી, તે પણ મને યોગ્ય લાગતી નથી, તથાપિ પ્રસગને લઇને મારે કહેવુ પડે છે દુરાચારી સ્ત્રીઓ કેવા નઠારા કામ કરે છે, તેનો તમે વિચાર કરજો વિષય સુખને માટે પોતાના ઇષ્ટ પતિના પ્રાણનો ઘાત કરવા તૈયાર થનારી પાપિણી પત્નીઓને હજારવાર ધિક્કાર છે એવી સ્ત્રીઓના નામ લેવા અથવા તેમની વાત કરવી, એ પણ મને લજ્જાકારી લાગે છે, તથાપિ આ વાર્ત્તામાથી કેટલોએક સાર મળે તેમ છે, તેથી તમારી આગળ આ વાત કહેવાની મારે જરૂર પડી છે તે દુરાચારી સુદરીએ આખરે પોતાના પતિ ધન્યને મારી નાખવાનો વિચાર કર્યો અને તે સાથે નિશ્ચય પણ કર્યો એક વખતે લાગ જોઇને સુદરી દૂધમા ઝેર

નાણી પોતાના પતિને પીરસવા આવી, એટલામા ઘરના એક ખૂણામાથી સર્પે તેણીને કરડી–કરડવાની સાથેજ તે સુંદરી પ્રાણ રહિત થઈને પૃથ્વી ઉપર ઢળી પડી બ્હેનો, આ ઉપરથી તમારે બોધ લેવાનો છે કે, આપણે કોઈ હલકુ કામ કરવા તત્પર થઈએ, તો તેનું ફળ પ્રથમ આપણેજ ભોગવવુ પડે છે જે મનુષ્ય ઉપર આપણે નઠારી ધારણા કરી હોય, તે મનુષ્ય જો પુણ્યના બળવાળો હોય તો, તે નઠારી ધારણાનુ ફળ તરત આપણનેજ મળે છે, કદિ પણ કોઈ ની ઉપર એવી નઠારી ધારણા કરવી નહીં તે દુરાચારી સુંદરીના પ્રસંગમા પણ તેમજ બન્યુ હતું સુંદરી પોતાના પતિ ધન્યને મારવા વિષ ભરેલુ દૂધ પીરસવા આવી ત્યા વચમા તેનાજ પ્રાણનો અંત આવી ગયો ધન્યના પૂર્વ પુણ્યોદયથી પ્રેરાએલા સર્પે અકસ્માત્ આવી તેણીના પ્રાણને હરી લીધા જ્યારે સુંદરી ચેતન પામી પૃથ્વીપર પડી, તે વખતે ઘરમા ભોજન કરતો ધન્ય બાહેર દોડી આવ્યો, તેણે પોતાની સ્ત્રી મૃત્યુ પામેલી જોઈ અતિશય કલ્પાંત કરવા માંડ્યું, કારણકે, તે પોતાની સ્ત્રીને નિર્દોષ જાણતો હતો " શુદ્ધ પ્રેમને લઈને સુંદરીના વિયોગથી વિધુર થયેલા ધન્યના હૃદયમા આ સંસાર ઉપર વૈરાગ્ય ભાવ ઉત્પન્ન થઈ આવ્યો અને તેથી તેણે કોઈ મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી

પેલી દુરાચારી સુંદરી મૃત્યુ પામીને કોઈ સિંહણના ઉદરથી સિંહ થઈને અવતરી મુનિભાવને પ્રાપ્ત થયેલો તે ધન્ય એક વખતે વનમા કાયોત્સર્ગ કરીને રહ્યો હતો, તેવામા તે સુંદરીના જીવરૂપ સિંહ ત્યા આવ્યો પૂર્વ ભવના વૈરથી તે ક્રૂર પ્રાણીએ કાયોત્સર્ગ રહેલા મુનિને મારી નાખ્યા ધન્યમુનિ મૃત્યુ પામીને અચ્યુત નામના દેવલોકમા ગયા, અને સિંહ મૃત્યુ પામી ચોથી નરકે ગયો

ભદ્ર સભાસદો, પેલા મુનિનો જીવ અચ્યુત દેવલોકમા ચ્યવી ચંપા નગરીમા દત્ત નામના શ્રાવકની સ્ત્રી જિનમતિ નામની સ્ત્રીના ઉદરથી ધર્મદત્ત નામે પુત્ર થયો તે પુત્ર પૂર્વના સુકૃતથી બાલ્ય વયમાથીજ ગુણી થયો હતો જ્યારે તે યૌવનમા આવ્યો એટલે તે શ્રાવક ધર્મમા વિશેષ ઉદ્યમવંત થયો હતો તેના પૂર્વ ભ

વની સ્ત્રી સુંદરીનો જીવ નરકમાથી ચ્યવીને તે દત્ત શેઠની દાસીનો પુત્ર થયો તે વગોજ દુરાચારી અને અધર્મી થયો તે દાસીપુત્ર એવા નામથી ઓળખાતો હતો

જ્યારે દત્ત મૃત્યુ પામ્યો, એટલે તેનો પુત્ર વરદત્ત તેના ઘરનો માલિક થયો તે પૂર્વ ભવના સ્નેહથી તે દાસીપુત્રને પોતાના સહોદર બંધુની જેમ રાખવા લાગ્યો, પરતુ દાસીપુત્ર તો તેની તરફ શત્રુ ભાવે વર્ત્તવા લાગ્યો, તથાપિ ઉપરથી તેની સાથે સારી રીતે વર્ત્તતો હતો હૃદયના ભાવથી વિપરીત પણ ઉપરથી અનુકૂળ રીતે વર્ત્તનારા તે દાસીપુત્રની તરફ તે વરદત્તનો ભાવ વધતો ગયો, દાસીપુત્રના હૃદયનો કુભાવ તેના જાણવામા આવ્યો નહી એક વખતે વરદત્તે વિચાર કર્યો કે, આ દાસીપુત્ર કોઈ પુર્વના અપુણ્યથી દાસીને પેટ અવતર્યો છે, પણ તેનામા દાસીપુત્રના કોઈપણ ચિન્હો નથી, તેથી તેને મારે બંધુ તરીકે રાખવો—વળી મારે બીજો કોઈ બંધુ નથી, અને આ સંસારમા કોઈ સહાયકારી બંધુની જરૂર છે, આવુ વિચારી વરદત્તે તે નગરના રાજાને જાહેર કરી સર્વની સમક્ષ તે દાસીપુત્રને પોતાના બંધુ તરીકે સ્થાપિત કર્યો આથી નગરના બીજા લોકો ' આ શેઠના ભાઈ છે ' એવુ ધારી તે દાસીપુત્રને ઘણું માન આપવા લાગ્યા વરદત્ત શેઠ પણ તે દાસીપુત્રની સાથે પૂર્ણ વિશ્વાસથી વર્ત્તવા લાગ્યો તે દાસીપુત્ર શેઠનો પૂર્ણ વિશ્વાસ મેળવવાને તે ઉપરથી ધાર્મિક બનતો હતો, અને અંદર ભાવ રહિત હતો

એક વખતે તે વરદત્ત શેઠને મારવાને માટે વિવિધ પ્રકારના ઉપાયો ચિંતવવા લાગ્યો છેવટે તેને એક ઉપાય સુઝી આવ્યો એક સમયે વરદત્ત ભોજન કરી રાત્રે શયન કરવા તૈયાર થતો હતો તે વખતે દાસીપુત્રે એક નાગરવેલના પત્રનુ બીડુ બનાવી તેની અંદર ઉગ્ર ઝેર નાખી શેઠને આપ્યુ, પણ દૈવયોગે તે આસ્તિક વરદત્ત શેઠે તે બીડુ આપવા પહેલાજ ચોવિહારનુ પચ્ચખ્ખાણ કર્યું હતુ તથાપિ તેના આગ્રહને લીધે તે બીડુ હાથમા લીધુ, પણ તે ખાધુ નહીં તેણે પોતના ઓસીકા નીચે મુક્યુ દૈવયોગે તે બીડાના પાન

શય્યાની નીચે પડી ગયા પ્રાતઃકાળે તે શેઠની સ્ત્રીના જોવામા આવ્યા તે પાત્ર લઇ તેનુ બીડુ કરી શેઠાણીએ દાસીપુત્રને કહ્યુ કે "દીયર જી, આ બીડુ લ્યો, અને તેનુ ભક્ષણ કરો" દાસીપુત્રે જાણ્યુ કે, આ શેઠાણી પ્રેમથી પોતાને બીડુ આપે છે, તેમા કાંઇ વિષ નહીં હોય, એવુ ધારી તે દાસીપુત્ર બીડુ ખાઇ ગયો, તે ખાવાની સાથે જ તે પૃથ્વીપર ઢળી પડયો, અને મૃત્યુ પામી ગયો

આનંદા—બ્હેનો, 'ખોદે તે પડે' એ કહેવતનો આ પ્રત્યક્ષ દાખલો છે જે માણસ બીજાનુ અનિષ્ટ કરવાને તૈયાર થાય છે, તેનુ અનિષ્ટ થયા વગર રહેતું નથી દુષ્ટ બુદ્ધિવાળો દાસીપુત્ર પોતાના દુષ્ટ ઇરાદાને લઇને નિમકહરામ થયો, અને પોતાના વિશ્વાસુ શેઠનું અનિષ્ટ કરવાને તત્પર થયો, તેથી આખરે પોતેજ પોતાના પાપકર્મનો ભોગ થઇ પડ્યો

મુનિવર કહે છે, હે સભ્યો, તે દાસીપુત્ર આર્ત્તધ્યાન કરીને મૃત્યુ પામી આ સમળીરૂપે ઉત્પન્ન થયો છે આ વૃત્તાત જાણવાથી તે વરદત્ત શેઠને વૈરાગ્ય ઉત્પન્ન થયો તેણે પોતાના દ્રવ્યને સદ્ઉપયોગમા લઇ તેણે દીક્ષા ગ્રહણ કરી તેજ આ હુ પોતે છુ આ મારૂ પોતાનુ વૃત્તાત મે તમને કહી સભળાવ્યુ છે મે મારા જ્ઞાનના બળથી આ સમળીના સ્વરૂપને જાણી લીધુ છે, તેથી તેને જોતાજ મને હસવુ આવ્યુ છે

આનંદા કહે છે— હે બ્હેનો, તે મહામુનિના મુખથી આ વૃત્તાત સાભળી સર્વ સભાસદો આશ્ચર્ય પામી ગયા હતા પછી મુનિએ કહ્યુ કે, એ રીતે આ સસારમા રાગદ્વેષનુ ચેષ્ટિત જાણીને જે શુભ હોય, તેનો આદર કરો—જેથી તમારા આત્માનુ કલ્યાણ થશે મુનિના મુખથી આ વૃત્તાત અને તે ઉપદેશ સાભળી કેટલાએક સભ્યોએ સર્વ વિરતિપણું તથા કેટલાએકે શક્તિ મુજબ દેશવિરતિપણું અગીકાર કર્યુ હતુ

આ વખતે પેલી સમળીને જાતિસ્મરણ થઇ આવ્યુ પોતે આ બધુ સાક્ષાત્ જોઇને તે પક્ષિણી પણ પ્રતિબોધ પામી ગઈ પછી તે પક્ષિણી વૃક્ષ ઉપરથી નીચે પડી મુનિની પાસે પોતાનુ દુશ્ચરિત્ર ખ

મના લાગી પછી મુનિના વચનથી અનશન વ્રત લઈ નવકારમ-
ંત્રના સ્મરણથી તેણીએ પોતાના દેહનો ત્યાગ કર્યો પછી તે દેવતા
મા ઉત્પન્ન થઇ હતી

આનંદા કહે છે— હે બ્હેનો, આ દૃષ્ટાંત ઉપરથી તમારે સ
મજવાનુંકે, હૃદયમા સારો ભાવ ન હોય અને ઉપાયોથી તે મલિન
હોય પણ કોઈ જીવ જો ભાવ વિના દ્રવ્યથી પણ ધર્મ કરે, તો પણ
તુરત બોધિબીજ પામે છે તે ઉપર આ દાસીપુત્રનો વૃત્તાંત કહે
વાય છે તથાપિ તેમા એટલુ યાદ રાખવુ કે, તે વાત કોઈ બીજા
ભવમા બની આવે છે તેજ ભવમા તો બનતીજ નથી

બ્હેનો ત્રીજા પ્રકારમા જે ધનાઢય ગૃહસ્થના આભૂષણની
ઉપમા આપેલી છે, તને માટે કેવી શ્રાવિકાઓ ગણાય છે, તે ધ્યાન
દઈને સાભળજો જે શ્રાવિકાઓ પોતાના હૃદયમા સમ્યક્ પ્રકારે
ધર્મક્રિયા કરવાની રૂચિવાળી હોય, પરતુ તઓની બાહેરની વૃત્તિ
જોઇએ તેવી સારવાળી ન હોય એટલે ધર્મકાર્યના અતરાયના
ઉદયને લીધે અથવા નરક વગેરેની આયુષ્યના બાધવાને લીધે
સ્થૂલ હિંસાની વિરતિ કરવા રૂપ ધર્મક્રિયામા પ્રવૃત્ત કરવાના
તેમને ઉલ્લાસ થતો નથી તેથી તેવી શ્રાવિકાઓ પોતાના કર્ત્તવ્યને
જોઇએ તેવુ બજાવી શકતી નથી તેવી શ્રાવિકાઓ જો કે બહારથી
ઉત્તમ પ્રકારના સારવાળી નથી, પરતુ અદરથી સારવાળી છે,
તેથી આયુષ્ય બાધ્યા વિના સમકિતને વમતી નથી, તેથી તે વૈમા
નિક શિવાયનુ આયુષ્ય બાધે છે, અને તેથી છેવટે તે ભદ્રિકભાવથી
મોક્ષની અધિકારિણી થાય છે

હે બ્હેનો, જે શ્રાવિકાઓ અદરથી એટલે હૃદયમા ધર્મરૂચિ
રૂપે તથા બાહેર રત્ન સરખા અતિશયવાળા સમકિતમૂળ બાર
વ્રત તથા ઉત્તમ પ્રકારની ધર્મકરણીથી સારવાળી છે, તેઓ રાજા-
ના આભૂષણની જેમ સર્વ રીતે પ્રશસવા યોગ્ય છે તેવી શ્રાવિકા-
ઓ આ જગત્મા સતી તરીકે પૂજાય છે અને પરલોકમા પરમ
સુખ મેળવવાને ભાગ્યશાળી બને છે

પ્રિય બ્હેનો, ચાડાળ, વેશ્યા, ધનાઢ્ય ગૃહસ્થ અને રાજાના

વગરની અને ઉપર ચાગી દેખાય છે ત'ાપિ તે ચાડાળના આભ
પણની જેમ નિંદવા યોગ્ય કહેવાતી નથી, તોપણ તે પરિચય કરવા
યોગ્ય નથી

જે શ્રાવકા પુત્રી માત્ર ધર્મની કેળવણી પામેલી હોય, સાંસા
રિક કેળવણીથી તદ્દન રહિત હોય, તેવી શ્રાવિકા સદાચરણી અને
સ્વભાવે સુશીલ હોય છે, તેમજ તોણીનું હૃદય પવિત્ર અને શુદ્ધ હોય
છે, તેથી તે ધનાઢ્ય ગૃહસ્થના આભૂષણની જેમ અદર સારવાળી
છે, પણ સામાજિક કેળવણીના અભાવથી તેણીનો ઉપરનો દેખાવ
સારો હોતો નથી, તેથી તે વિનય અને વિવેક વગરની જણાય છે
જો કે, તેણીના હૃદયમા કોઈ જાતનો વિકાર હોતો નથી તેનામા
વિનય અને વિવેક ભરપૂર છે, પણ ઉપરની ચાલાકીના અભાવથી
તે સારી વિવેકી ગણાતી નથી તેથી તે ધનાઢ્ય ગૃહસ્થના આભૂષ
ણના જેવી કહેવાય છે તે શ્રાવિકા જો કે જોઇએ તેવી બાહેરના
પ્રવર્તનવાળી નથી, તથાપિ તે સર્વ રીતે આદર કરવા યોગ્ય અને
પરિચય કરવા યોગ્ય છે

જે શ્રાવિકા ધાર્મિક અને સામાજિક કેળવણી પામેલી છે તે
સાથે સુશિક્ષિત માતાના સહવાસમા રહી ઉછરેલી છે, તે શ્રાવિ
કા રાજાના આભૂષણની જેમ અદર અને બાહેર સારવાળી છે
ધાર્મિક કેળવણીના પ્રભાવથી તેણીની મનોવૃત્તિ શુદ્ધ હોવાથી
તે ઉત્તમ ભાવને ધારણ કરનારી છે અને સામાજિક કેળવણીના
પ્રભાવથી તે આર્યવેશ, સુઘડતા, વિવેક, વિનય, નમ્ર અને મધુર
વાણી વિગેરે બાહેરના સાર આચારવડે પ્રવર્ત્તન કરનારી છે-આ-
થી તે ઉભય રીતે શુદ્ધ આચારવતી શ્રાવિકા સર્વોત્તમ ગણાય છે
એવી શ્રાવિકાનુ જીવન આ લોક તથા પરલોકમા યશસ્વી અને
વિજયી નીવડે છે તે મહાસતી શ્રાવિકા વદનીય અને પૂજવા યો
ગ્ય છે જૈન શાસનપતિ દેવતા આપણી કોમમા એવી શ્રાવિકા-
ઓ ઉત્પન્ન કરો, અને તેથી જૈન પ્રજા ભવિષ્યમા સર્વ પ્રકારની
ઉન્નતિ પ્રાપ્ત કરો

બ્હેન લલિતા, તારા હૃદયમા આ વાત દઢ કરજે અને રા-

જાના આભૂષણની ઉપમા પ્રાપ્ત કરવાને ધાર્મિક તથા સામાજિક ઉ ભયા ી ૧પાદન કરવા પ્રયત્ન કરજો હે જયા વહુ, તમે પણ ઉ-જમ શ્રાવિકાની વર્તણુકથી હૃદયમા પ્રેમ રાખશો નહિ મે જે ચાર પ્રકારની શ્રાવિકાઓ કહી છે,તેની અંદર ઉજમ શ્રાવિકા કે-વા પ્રકારમા આવે છે, તેનો તમે પાતેજ વિચાર કરજો જે શ્રાવિ-કાઓ ચાડાળ અને વેશ્યાના આભૂષણ જેવી દેખાતી હોય, તે નો સર્વથા ત્યાગ કરજો, અને ધનાઢ્ય ગૃહસ્થના આભૂષણના જે વી દેખાતી હોય, તેણીની તરફ લાગણી રાખજો અને જે રાજાના આભૂષણના જેવી દેખાતી હોય, તે ની સાથે પૂર્ણ નબધ રાખ જો તેણીની તરફ પૂજ્ય બુદ્ધિ રાખજો, અને તેને બહુ મ નની દૃ ષ્ટિથી અવલોકજો

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ, આનદાના આ વચ ન સાભળી સોમચદની સ્ત્રી જયા નમ્રતા ી બોલી—" ધર્મમાતા, આપનો આ ઉપદેશ સાભળી મારા હૃદયમાથી ક્ષોભ દૂર થઈ ગ યો છે તે ઉજમબાઈ શ્રાવિકાનુ પ્રવર્ત્તન મારા જાણવામા આવી ગયુ છે ધર્મમાતા, જો આપે આ ઉપદેશ આપ્યો ન હોત, તો તે કપટી ઉજમ બાઈને માટે મારા મનમા ઘણોજ ક્ષોભ રહ્યા કરત ધર્મમાતા, આપના ઉપકારની અવધિ નથી રાજાના આભૂષણની ઉપમા આપનેજ ઘટે છે અને એવા શુદ્ધ શ્રાવિકા તમે એકજ છો"

જયાના આ વચન સાભળી આનદા કાઈ પણ બોલી નહી તે વખતે પૂર્ણાએ કહ્યુ, જયાબ્હેન, તમારા વચનો યથાર્થ છે આ ધ ર્મમાતાના ઉપકારનો અવધિ નથી આજનો ઉપદેશ હૃદયમા સ્થા પિત કર્યો હોય, તો દરેક શ્રાવિકાની સારી રીતે પરીક્ષા થઈ શકે છે જો એ ચાર પ્રકારથી બરાબર શ્રાવિકાઓની પરીક્ષા થઈ હોય અ-ને તે પછી ઉત્તમ પ્રકારની શ્રાવિકા પરીક્ષિત કરી, તેણીની સાથે સ બધ જોડ્યો હોય તો, તેથી ઘણો લાભ થાય છે એ વાત નિ સશ ય છે

**જયા**—પૂર્ણા બ્હેન, એ ખરી વાત છે જો આ ચાર પ્રકારમા ભેદ હુ પ્રથમથી જાણતી હતે, તો ઉજમબાઈની પેઠે જ તે

ણીની સાથે સબધ કરતે પરીક્ષા કર્યા વગર તેણીની સાથે કરેલો સબધ મારા હૃદયને ક્ષોભ કરનારો થઈ પડયો છે જો આનદા માતાએ આ ઉપદેશવાર્તા ન કરી હોત તો હુમેશા તે ઉજમબાઈ-ના વચનોનુ સ્મરણ થતા મારા હૃદયમા શલ્યના જેવા ખુચ્યા કરત પણ આ ઉપકારી માતાએ મારી તે પીડા દૂર કરી છે

આ વખતે પૂર્ણાએ આનદાને કહ્યુ, ધર્મજનની આપે કહે-લી શ્રાવિકાના ચાર પ્રકારની ઉપદેશવાર્ત્તા સદા સ્મરણમા રહે, તેને માટે જો પદ્ય હોય તો, કૃપા કરી અમને સભળાવો જે સાભળી તેને કઠસ્થ કરી અમે હમેશા તેનુ સ્મરણ કરીશુ

**આનદા**—પૂર્ણા બ્હેન, તેને માટે એક કવિતા છે, જે હુ જ્ઞાનશ્રી સાધ્વીજીની પાસેથી સાભળી લાવી છુ, તે તમે ધ્યાન દઈને સાભળજો

**ધર્મદાસશેઠ** કહે છે—હે શ્રાવિકાઓ, તે પછી આનદાએ તે કવિતા સર્વને સભળાવી હતી, તે આ શ્રાવિકા તમને ગાઈ સભળાવશે

પછી ગગા તે કવિતા મધુર સ્વરથી ગાઈ સભળાવે છે

**રાગ સીતાજીના મહિનાનો.**

સખી સાભળો કહુ એક વાત,
વિવેકની [૧]ગથી,
કરી નારી પરીક્ષા નિત્ય,
મળો પછી સગથી ૧
જે કોઈ જ્ઞાન વિનાની આપ,
આડબર રાખતી,
તે છે [૨]અતર [૩]બાહ્ય અસાર,
[૪]મૃષા વાણી [૫]ભાખતી ૨
તે છે નીચ [૬]આભૂષણ તુલ્ય,
અધમ [૭]અવતારિણી,

૧ આન થી ૨ અદરથી ૩ બહેરથી ૪ જૂઠી ૫ બોલનાર
૬ નીચ જાતિના આભૂષણ જેવી ૭ નીચ જન્મવાળી

## પ્રભુ ભક્તિનુ ગીત

### રાગ ધનાશ્રી

"ક્યાથી આ સંભળાય મધુરસ્વર." એ રાહ.

ભાવે ભજો ભગવાન ભવિકજન ભાવે ભજો
ભગવાન (ટેક)

શ્રી અરિહંત [1]ચરણ યુગ સેવા,
[2]પરમાનંદ નિધાન ભવિ૦ ૧
શુદ્ધ હૃદયથી સમકિત સેવી,
ધ્યાવે જિનવર ધ્યાન ભવિક ૨
[3]ગૌરવ છોડી ગાવો [4]ગરવા,
જિનવર ગુણના ગાન ભવિક ૩
ભવસાગર તરવાને ધારો,
જિન ભક્તિ [5]શુભયાન ભવિક ૪
[6]જિનભક્તિ રસ અમૃતવાળી,
કરજો પ્રીતે પાન ભવિક ૫
[7]જિનભક્તિ શુભ કલ્પલતા તે,
આપે [8]વાંછિત દાન ભવિક ૬
જિન ભક્તિ [9]શશિ પૂર્ણ કળાથી,
ન રહે [10]પાપતમ સ્થાન ભવિક ૭
શ્રી [11]અરિહંત ઉપાસન આપે,
[12]આત્મિક ગુણનું દાન ભવિક ૮

---

૧ શ્રી અરિહંત પ્રભુના બે ચરણની સેવા ૨ પરમ-શ્રેષ્ઠ-આનંદ-મોટા આનંદનો નિધાન છે ૩ ગૌરવ ગારવ-માન ૪ ઊંચી જાતના ૫ સારૂ વાહાણ ૬ જિન ભક્તિરૂપ અમૃતીના રસને ૭ જિન ભક્તિરૂપ ઉત્તમ કલ્પલતા ૮ મનમા ઇચ્છેલા ૯ જિન ભક્તિરૂપ ચંદ્રની પૂર્ણ કળાથી ૧૦ પાપરૂપી અંધારાનુ સ્થાન ન રહે ૧૧ શ્રી અરિહંત પ્રભુની ઉપાસના ૧૨ આત્માના ગુણનુ દાન આપે છે

જિનવર કેરી ભક્તિ ભાવના,
આપે શિવપદ ધામ ભવિક ૯

આ પ્રમાણે ગંગા અને મણિએ પ્રભુની ભક્તિનું ગીત ગાઇ સંભળાવ્યું, તે સાંભળી બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઇ ગઇ હતી તે પછી ધર્મદાસ શેઠ આનંદના આવેશથી નીચે પ્રમાણે બોલ્યા—

શ્રાવિકાઓ, તમે હમેશા આ પ્રમાણે આપણા અરિહંત દેવની ભક્તિ કરવા તત્પર રહેજો જો તમારામા આવી ઉત્તમ પ્રકારની દેવ ભક્તિ હશે, તો તમે આ દુઃખમય સંસાર રૂપ મહાસાગરને તરી શકશો, કારણકે, આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભરેલા આ સંસારસાગરને તરવામા પ્રભુની પરમ ભક્તિ એ નાવિકા રૂપ છે જે ભવિ આત્મા એ દિવ્ય નાવિકામા બેસી આ સંસાર સમુદ્રમા વિચરે છે, તે આત્મા શાંતિ અને સમતાના સુખ સાથે એ મહા સાગરને તરી જાય છે

આ પ્રમાણે કહી ધર્મદાસ શેઠ બેઠા થયા એટલે બધી શ્રાવિકાઓ ઉંચે સ્વરે બોલી—**આદીશ્વર ભગવાનની જય, શ્રી વીર શાસનની જય અને, આપણા મહોપકારી ધર્મ પિતા ધર્મદાસ શેઠ અને ધર્મમાતા ગંગાની જય.**

તે વખતે તરૂણ શ્રાવિકાઓએ ઉંચે સ્વરે ગર્જના કરી કહ્યુ કે, **"શ્રી જૈન મહિલા પરિષદ્‌ની જય"**

પછી ધર્મદાસ શેઠ, ગંગા અને બીજી શ્રાવિકાઓ ધર્મવાર્ત્તાની પ્રશંસા કરતી કરતી પોતપોતાને ઘેર ચાલી જાય છે અને માર્ગમા ધર્મપિતા ધર્મદાસ શેઠ અને પરમ શ્રાવિકા ગંગાની પ્રશંસા કરતી જાય છે, અને પોતાના હૃદયમા ઉત્તમ પ્રકારની ધર્મભાવના હૃદયમા ભાવતી જાય છે

## अनुष्टुप्

श्राविकाभूषणं धृत्वा श्राविका श्राविका भवेत् ।
श्राविका श्राविकानामा श्राविकाभूषणं विना ॥ १ ॥

श्राविका भूषण

चतुर्थ अलकार

समाप्त

